# ચપળા

અથવા

# ચોર્યાસીનું ચક્ર.



લેખક તથા પ્રગટ કર્ત્તા

**નગીનદાસ મંછારામ.**

ઠેકાણું-"દેશી મિત્ર" પ્રેસ-સુરત.





સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપ્યું છે.



સંવત ૧૯૭૭. ઈ. સ. ૧૯૨૧.

કીંમત અઢી રૂપીઆ.

# ધી ઇન્ડસ્ટ્રીઅલ એન્ડ એકસચેન્જ બેન્ક ઓફ ઇન્ડીઆ લીમીટેડ.



કણપીઠ બજાર—સુરત.

**હેડ ઓફીસ—મુંબઈ. શાખાઓ—કરાંચી—સુરત.**

**ઈસ્યુડ કેપીટલ, રૂ. ૧,૦૦,૦૦,૦૦૦**

દર રૂા. ૧૦)ના શેરોમાં વહેંચાયલી, જેમાંના રૂા. ૨—૮—૦ અરજી સાથે તથા રૂા. ૨—૮—૦ એલોટમેન્ટ વખતે લેવામાં આવે છે.

ડીરેકટરોની બોર્ડના પ્રમુખ—ખાન બહાદુર બી૦ ડી૦ પદમજી.

મેનેજીંગ એજન્ટસ—મેસર્સ ખોસલાની કંપની.

**સુરતનું નાણું સુરતમાંજ ધીરવામાં આવશે.**

વ્યાજના દરઃ—ચાલુ ખાતાપરઃ—જાન્યુઆરીથી જુન ૩ (ત્રણ) ટકા, જુલાઇથી ડીસેમ્બર ૨ાા ટકા.

સેવીંગ્સ બેંક ખાતાપરઃ—૫ (પાંચ) ટકા.

ફીક્સ્ડ ડીપોઝીટ (એક વરસની મુદતની)—૬ ટકા.

મુંબઇ, કરાંચી, કલકત્તા વિગેરે શહેરોની હુંડીઓ ખરીદવા તથા વેચવામાં આવશે તથા પાઉન્ડના ક્રેન્કના ચેકો સારા ભાવથી વટાવી આપવામાં આવશે.

સદ્ધર જામીનગીરી પર નાણું ધીરવામાં આવશે. આ ઉપરાંત બેંકીંગને લગતું દરેક જાતનું કામકાજ કરવામાં આવશે. વધુ વિગત માટે રૂબરૂ મળેથી ખુલાસો કરવામાં આવશે.

મેનેજર.

**મંતુભાઈ કૃષ્ણસુખરામ મહેતા.**



શ્રી સુર્યપુરના સ્વર્ગવાસી
શેઠ ખીમચંદ ઉત્તમચંદ ઝવેરી.

સૂર્યપૂરના સ્વર્ગવાસી

# શેઠ ખીમચંદ ઉત્તમચંદ ઝવેરી.

આહા ! આ સુજ્ઞ સુરતી રત્નને આ પુસ્તક, એમના બાળ સ્નેહી, અને આપણા નગરના નામાંકિત સદ્‌ ગૃહસ્થ **શેઠ નાનાભાઇ તલકચંદ**, કે જેઓ આ નમ્ર લેખકના પણ સંપૂર્ણ શુભેચ્છક છે, તેમના તરફથી પોતાના ઉપલા સ્નેહી બન્ધુને, અર્પણ કરવાની સૂચના થઇ હતી, પરંતુ તેટલામાં તો **શેઠ ખીમચંદભાઇ** અકસ્માત પોતાની ૩૨ વર્ષની યૂવાવસ્થામાં અત્રે ટુંક સમય પરજ સ્વર્ગવાસી થયા !!!

## તેમ છતાં

**શેઠ નાનાભાઇ તલકચંદની** ભાવિક ઇચ્છા, પોતાના તે બાળ સ્નેહી બન્ધુને નામેજ, તેમના સ્નેહ સંબંધનાં સ્મણાર્થે, આ પુસ્તક, અર્પણ કરવાની હોવાથી **શેઠ નાનાભાઇની** નિર્મળ તથા અનૂપમ આજ્ઞા પ્રમાણે

## આ પુસ્તક

**સ્વર્ગવાસી શેઠ ખીમચંદ ઉત્તમચંદ ઝવેરીને**

**સવિનય અર્પણ કર્યું છે.**

**લી૦ સેવક-કર્ત્તા.**

# સહજ સમજ.



આ વાર્તા શ્રી સુર્યપૂરમાં પચાસ વર્ષથી પ્રગટ થતાં પ્રાચીન પ્રજાપ્રિય **"દેશી મિત્ર"** માં પ્રસિદ્ધ થઇ ચૂકી છે, અને તે પત્રનાં વાંચક વૃંદને તે એટલી તો દિલખુશ, અસરકારક, અને સદ્બોધક સમજાઇ છે કે, પુસ્તકાકૃતિમાં આ વાર્તા છપાવવાની સૂચના થવાથી આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે.

**"ચપળા"** એક નીતિવાન, નિર્મળ અને પતિવૃત્તપણાંમાં પ્રકાશમય યૂવતિ છે, અને ગમે તેવી આફતો, અકસ્માતો, અને અવનવા બનાવોમાં પણ તેણી પોતાની નીતિનો નેક અચળતાથી સાચવી શકી છે. તેવી તેણીની શુદ્ધ મતિનાં પ્રતાપેજ તેણી પોતાના પતિને મળવાનો પ્રસંગ પામી શકી છે.

વળી પતિના પવિત્ર ધર્માનુંસાર તેણીનો પતિ પણ પૂર્ણ પ્રયાસોથી તેણીનું શોધન કરી આખરે તેણીનો પત્તો મહા મુશ્કેલીથી મેળવી શકે છે, કે જે પણ તે પવિત્ર પતિની પવિત્રતાનુંજ પરિણામ પ્રગટે છે.

તેજ પ્રમાણે જે વડિલો પોતાની યૂવાન પુત્રિઓની યોગ્ય વયનો વિચાર નહીં કરતાં, તેણીઆને સાસરે નહીં મોકલવાથી કેવું વિપરિત પરિણામ આવે છે, તે પણ આ વાર્તામાંથી બોધ રૂપે સમજી શકાશે.

આ શિવાય અનેક પ્રકારના સદબોધ પ્રગટ કરી તેનો ખરો ખ્યાલ સંસારી જનોનાં ચિત્તમાં અચ્છી અસર કરે તેવા શુભ હેતુથી આ વાર્તાની રચના રચેલી વાંચનાર ભાઇઓ તથા બહેનો સમજવાને સમર્થ છે, માટે અત્રે અધિક પીંજણ કરવાની અગત્ય નથી.

વાંચક વૃંદ તરફથી મારાં તમામ પુસ્તકોને હાલ સુધીમાં એવું સંતોષકારક ઉત્તેજન મળ્યું છે કે, આજ સુધીમાં મારાં સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ થયાં છતાં તેમાંના કોઇની એક પણ નકલ મારી પાસે રહી નથી ! તેજ પ્રમાણે આ પુસ્તકને પણ તેવુંજ ઉત્તેજન મળવાની આશા છે. ભૂલચૂકને માટે ક્ષમાની યાચના છે. એજ વિનંતિ.

શ્રી સૂર્યપૂર,
શ્રી ગંગાજીનો જન્મ દિવસ,
જેષ્ઠ શુદી દશમ,
સંવત ૧૯૭૭.

લી૦ સેવક

નગીનદાસ મંછારામ.

સુરતમાં સ્થાપીત થયેલી.

# ધી સુરત ઈન્ડસ્ટ્રીઅલ બેંક લીમીટેડ.

**સત્તાધારી થાપણ રૂા. ૧૫૦૦૦૦૦**

**બહાર પાડેલી થાપણ રૂા. ૫૦૦૦૦૦**

**ચાલુ ખાતે વ્યાજ ૩ ટકા.**

**સેવીંગ બેંક ૫ ,,**

**બાંધી મુદત ૧૨ માસના ૫ ટકા.**

સુરતનું નાણું સુરત અને સુરત જીલ્લામાંજ ખાસ કરીને ફીરવામાં આવે છે.

બેંકીંગને લગતું દરેક જાતનું કામકાજ કરવામાં આવે છે.

સુરતના ઉદ્યોગ હુન્નરને લગતી દરેક માહીતી પુરી પાડવામાં આવશે.

યુરોપ અને બીજા દેશાવરોથી માલ કમીશનથી મંગાવી આપવામાં આવે છે.

દરેક જાતના ખુલાસાઓને માટે બેંકમાં રૂબરૂ મળવું અગર પત્રવ્યવહાર થતાં દરેક રીતના ખુલાસા આપવામાં આવશે.

**એજંટસ-એચ. આઈ. પારેખની કું.**

ઠે૦ ધનજી કેશવ કોન્ટ્રાકટર બીલ્ડીંગ.

કણપીઠ-સુરત.

# ચપળા

અથવા

# ચોર્યાસીનું ચક્ર.

---

## ચક્ર ૧ લું.

દોહરો.

ચકોર ચપળા ચાતુરી, ચલવે ચંચળ ચાલ;
ચોર્યાસીના ચક્રમાં, ચઢતી ચટપટિયાળ !

### યૌવન કળી ખીલી !

શનિવારની રાતનાં ચપળા નાટક જોઈ આવી. બિછાનામાં નિંદ્રા દેવીનું સ્મરણ કરતી કરતી પડી, પણ નાટકમાં ચેટક–ચટપટી લાગ્યાંથી તેણીની આંખોમાં ઉંઘની લહેર આવેજ નહીં ! તેણી બારીમાં ડોકિયું કરવા જાય ! દિવાનખાનામાં ફેરા–આંટા ખાય ! આમ તેમ ચિત્ત ચક્રપર ચડ્યું ! ચતુરાઇનો ચંદ્રપ્રકાશ જાણે તેનાં મગજમાં અસ્ત થઇ ગયો ! તેણી ભ્રમિત મગજને હાથની આંગળીઓથી દાબવા લાગી ! પણ જોબનના જુસ્સામાં ચસ્કેલ મગજ હાથમાં રહે નહીં ! તેમ છતાં ઇશ્વર સ્મરણથી મનને શાંતિ મળવાની આશાથી, ખીંટીએ ભેરવેલી માળા લઇને,

ભૂલમાં જમણાને બદલે ડાબાજ હાથથી ફેરવવા લાગી! પાંચેક મણકા ફેરવતાંજ તે ભૂલ સમજી ગઈ, અને ચીડવાઈને માળાને પણ ખૂણામાં ફેંકી દઇ વળી પાછી બિછાનામાં આડી પડી! પણ શાંતિ શાની વળે? કામાન્ધ બનેલી કોમળાંગિનાં મનમાં જોબનનો જુસ્સો ઝઝુમવા લાગ્યો! મગજ ફેરવીને તેણી ઉઠી! પોતાના કબાટમાં ખાનગી ત્રિશેક રૂપીઆ રાખ્યા હતા, તે તેણીએ કહાડયા, બૂટ પહેર્યાં, સાધારણ વસ્ત્રો જેમ તેમ પહેરી લીધાં, અને અંગમાં પહેરેલા પોલકાના ખીસામાં પેલા ત્રિશ રૂપીઆ નાંખી પ્રભાતમાં મુંબઇ જતી ગાડીમાં ઉપડી જવાના વિચારથી પોતાના દિવાનખાનામાંજ પાંચેક મિનિટ ટટસ્થ ઉભી રહી! વળી એક ખુરસી પર તેણી બેઠી, અને તોર બદલાતાંજ બૂટ કહાડીને કબાટ નીચે ફેંકી સર્વ પહેરેલાં વસ્ત્રો સહિત પુનઃ બિછાનામાં પડી. વિરહ વેદનાના વમળથી શોક સાગરમાં તર-ફડિયાં મારતી ઘણીજ ગમગિનીનાં પ્રતાપે તેણીને અકસ્માત ઉંઘ આવી ગઇ! આ સમયે પ્રાતઃકાળના સુમારે ચાર વાગ્યા હતા, અને તે સમયથી તેણી સૂતી તે છેક પ્રભાતના આઠ વાગે ઉઠી. તેણીનાં માતા-પિતાએ જાણ્યું કે "નાટકનો ઉજાગરો છે, માટે છોકરી સૂઇ રહી છે." આમ ધારીને તેઓએ પણ તેણીને ઉઠાડીજ નહીં.

ઘડિયાળમાં આઠના ટકોરા થતાંજ તેણી ઝબકીને જાગી ઉઠી, અને બારી તરફ જોતાંજ સૂર્યનાં કિરણોના પ્રકાશે તેણીને વિશેષ જાગૃતિમાં લાવી દીધી; પરંતુ વિચારોની ઉથલપાથલમાં તેણી પથારીમાંજ પડી રહી! એટલામાંજ તેણીની માતાએ આવી

તેણીને સંભળાવ્યું કે "કેમ વારું ? હજી ઉઠવું નથી ગમતું કે ? ઉઠ, ચ્હા પી લે, અને પછી વળી જમીને જોઇએ તો ઉંઘ કહાડજે." કહીને તેણી પુનઃ રસોડામાં ચાલી ગઈ. પાંચેક મિનિટ પછી વળી તેણીએ રસોડામાંથી મ્હોટેથી બૂમ પાડવાથી હવે ચપળા ઉઠી, મોં ધોયું અને ગટગટ ગળામાં ચ્હા ઉતારી દઇ, સ્નાન કરી, ભોજન લઇ પુનઃ પોતાના દિવાનખાનામાં સંતાપ કરતી બેઠી.

વાંચનાર ! હવે આ યૂવતિની ઓળખ તમો સાહેબને જો નહીંજ આપું તો વળી તમે મુંઝાઇને કદાચ લેખકનેજ લબડધક્કે લઈ નાંખશો ! માટે સાંભળોઃ—ચપળા એક વણિક યૂવતિ છે. તેણીની વય અત્યારે પૂરાં પંદર વર્ષની થઇ છે, અને તેણી સુરતમાં પોતાનાં માતા–પિતાને ત્યાંજ વસે છે. તેણીના પિતાનું નામ મમતદાસ છે, અને માતાનું નામ જમના કરીને છે. ચપળાનું સાસરું મુંબઈમાં છે, અને તેણીનો પતિ પણ સુમારે બાવીસેક વર્ષનો છે, પણ તે હજી કૉલેજમાં વિદ્યાભ્યાસ કરે છે. તેનું નામ મોતીલાલ છે, અને તેની માતાનું નામ જયાગવરી તથા તેના પિતાનું નામ પ્રગટલાલ છે. મુંબઇમાં પ્રગટલાલ રૂના પ્રખ્યાત દલાલ છે, અને તેની પેદાશ પણ ઘણી સારી છે. પૈસામાં તે સુખી પણ છે.

ચપળાના પિતા મમતદાસની સુરતમાં ચોકસીની દુકાન છે, અને તેની પાસે પૂંજી પણ સારી છે, તોપણ પોતાનો ધંધો તે સમજી વિચારીને મધ્યમપણે ચલાવતો હોવાથી, તેમજ ચપળા શિવાય તેને અન્ય સંતાન નહીં હોવાથી તે સાધારણ આવકમાંજ

સંતોષ માને છે, અને પોતાની મૂળ પૂંજી કમી થાય નહીં, તેને માટેજ તે ખાસ સંભાળ રાખે છે.

ચંપળાનાં લગ્ન તેણીને તેરમે વર્ષે કરેલાં છે, પણ પોતાને માત્ર એકની એકજ છોકરી હોવાથી તેણીને સાસરે મોકલવાની મરજી તેણીનાં માતા-પિતાને થતી નહીં હોવાથી તેઓ પોતાના વહેવાઇ મગટલાલની સાથે અનેક-અનેક વાંધાઓ પાડીને ચપળાને અદ્યાપિ પરિયંત સાસરે નહીં મોકલ્યાં પોતાને ત્યાંજ રાખી રહ્યાં છે ! તેમાં વળી મમતદાસનો મિજાજ મમતી હોવાથી, અને મુંબઇવાસી પ્રીતમલાલનો મિજાજ પણ મુંબઇને છાજતો ફીશિયારીખોર હોવાથી, બંને વચ્ચે દિન પ્રતિ દિન મિનાકશાની મહોકાણ વધતીજ જાય છે ! આટલી ઓળખ આપીને હવે આપણે વાર્તાના વિષય પર આવીએ તો ઠીક.

ચપળાએ રાતના નાકટમાં પ્રેમ પાત્રોનાં ચાળાચસ્કા જોતાંજ તેણીનાં મગજમાં પ્રેમ વૃક્ષ રોપાયું, અને તેની સાથેજ તેણી જોબનના જોસમાં ઝીપલાઇ ! આટલી વાત તો તેણીની બાબતમાં ચોક્કસ બની ગઇ છે, એમાં તો જરા પણ શકજ નથી.

પુષ્પ કળી ખીલતાંજ તેની સુવાસ પ્રસાર પામે છે, અને તે ગમે તેટલી ગુપ્ત રાખવાને બગિચાનો માળી ઉપાયો યોજે છે, તોપણ તે સૂવાસ રોકી શકાતી નથી, એ કુદરતનો નિયમજ છે. તેજ પ્રકારે ચપળાનાં જોબનનો જુસ્સો શાંત કરવાને કે છૂપાવવાને તેણીનાં માતા-પિતા અગર જો અનેક ઉપાયો કરે છે, પણ તે ઉપાયોની સાફલ્યતાને સંભવ ઓછોજ અટકળી શકાય.

ચપળા જેવી યૂવાવસ્થાના પ્રથમ પગથીએ ચઢતી કામળાગિની

મનોવૃત્તિ વળી નિર્મળ પણ ક્યાંથીજ રહે ? નાટકના ચેટક, સંસારી યૂવતિઓનાં ચેનચાળા, વિધ વિધ નારીઓનાં નખરાં, અને ખરેખરીની બ્હેનપણીઓમાં પ્રેમ પંથના ગપાટા સપાટા ચલાવવામાં ચાલુ ચડશનાં પ્રતાપે ચપળાનું ચિત્ત પણ પ્રેમ માર્ગના ચોર્યાસીના ચક્ર પર ચઢે એ સ્વાભાવિકજ છે, અને તેથીજ યૂવાન પુત્ર-પુત્રિને એવા રંગ નહીં લાગે તેને માટે તેમનાં ચિત્ત ધાર્મિક કેળવણીમાં લગાડવા માટે, તેમજ તેઓની કુંવારી જેવી જીંદગીનો સહવાસ શોભાવવા માટે, મા-બાપોએ ખંત રાખવાની છે; પરંતુ તેવી ખંત રાખવાનો વડિલ ધર્મ ભૂલાઇ માત્ર પુત્ર-પુત્રિને મ્હોટી વય થતાં સુધી કુંવારી જીંદગી રાખવાનોજ એક રંગિ માર્ગ લેવાય છે, એ પણ એક પ્રકારનું અર્વાચિન, અવિચારીપણુંજ છે.

---

# ચક્ર ૨ જું.

## દોહરો.

તર્ક વિતર્કો ચિત્તમાં, ચપળાને નહીં ચેન;<br>
નાટકનું ચેટક થયું, વળગ્યું ખોટું ખેન !

## ચપળાનું ચેટક.

ભોજન કરીને દિવાનખાનામાં બેઠાં પછી તેણી પોતાના મનમાં ગુપ્તપણે વિચાર કરવા લાગી કે "રાતના નાટકમાં પેલા પતિ-પત્નિ પ્રેમ પાઠની પરીક્ષા પરઃસ્પર લેતાં હતાં, અને તેમાં તેઓ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે પ્રેમ પંથના જે જે પ્રકારો

વર્ણવતાં હતાં, તે સાંભળતાંજ મને પણ થઇ આવ્યું છે કે, હું પણ મારા પતિની સાથે એવીજ વાતોનો વિહાર વર્ણવી મારા જીવને, તેમજ મારા પતિના આત્માને આનંદ ઉપજે, તેવીજ તેજદાર તિવ્રતા તથા મધુરતાથી મનને માંગ્લિક કરીશ. તેવો પ્રસંગ પરમેશ્વરની કૃપાથી ક્યારે પ્રાપ્ત થશે ? મને પરણ્યાને લગભગ અઢી વર્ષ થઇ ગયાં. તેમ છતાં મારાં માતા-પિતા હજી મને મારે સાસરે મોકલતાંજ નથી, અને પોતાની પાસેજ મને રાખી મારા પર લાડના શબ્દો-'બેટા ! દીકરા !' ની વૃષ્ટી વરસાવી તેમાંજ તેઓ આનંદ માને છે, પણ તે વડિલોને એટલી પણ સમજ પડતી નથી કે, એવા લાડના શબ્દો સાંભળવાની હવે મને હોંસ થતી નથી, પરંતુ મને તો મારા પ્રાણપતિ 'વ્હાલી ! પ્યારી !' કહીને બોલાવે તેવોજ પ્રસંગ પામવાની સમયોચિત હોંસ છે ! અત્યારે પૂરાં પંદર વર્ષની હું થઇ છું, અને તોપણ મારાં માતા-પિતાની આંખો ઉઘડતીજ નથી, અને તેઓ મને મારે સાસરે મોકલતાંજ નથી ! મારા સસરા તો ઉપરાચાપરી, મને તેડાવવાના પત્રો લખે છે, પણ મારાં અવિચારી મા-બાપની મરજી મને પોતાની પાસેજ રાખી મૂકવાની છે ! તેઓ અને રાખીને મારૂં શું અથાણું કરશે કે મને ભમવા-ભટકવાની ભમણુ-તામાં નાંખશે ? આની મને સમજ પડતી નથી ! તેઓ દુનિયા-દારીના અનુભવી છતાં, અને પુખ્ત વયનાં છતાં એટલો પણ વિચાર કરતાં નથી કે 'હાથી તે દરબારેજ શોભે' એ કુદરતનો કાયદો છે ! તેમને હવે મારે કેવી રીતે સમજાવવાં ? રાતનાજ એ તો તેમની પરવાનગી શિવાય માત્ર મારા સ્વાર્થની પરવાન-

ગીથીજ મુંબઈ ઉપડી જવાની તૈયારી કરી હતી, પણ વળી મારા ચળવચળ મગજે મને અટકાવી રાખી ! હવે મારે કયો રસ્તો લેવો ? સલાહ પણ કોની લઉં ? ન્યાતમાં કે સગાંઓમાં તો એ વાત ચરચાવાય નહીં ! ત્યારે કોઇ સુધારા વાળાની સલાહ લઉં ? ઉંહું ! તેમ કરવા જતાં તો તેઓ ઓર એવોજ માર્ગ કદાચ બતાવે કે તેમાંથી મારાં વડિલોને મારા પર ગુસ્સો આવે ! આનાં કરતાં તો સામે બારણે મારી બહેનપણી વીમળા રહે છે, તેણીની સાથે મારા મનની વાત કરીને તેણી જો સલાહ આપે તો તેણીના ભાઈ શાંતિલાલની સલાહ લઉં. તે ઘણો ચતૂર, ચાલાક, અને બાહોશ માણસ છે, અને તેની સલાહ મને સમયોચિતજ થઇ શકશે, એવી પણ મને આશા છે. આજે પાછલા પહોરના ત્રણ વાગતાંને સુમારે તેને ત્યાં જઇશ. આજે રવિવાર હોવાથી શાંતિલાલ પણ ઘરમાંજ હશે." આમ વિચાર કરીને ચપળા જીવને જરા નિરાંત વાળીને એક વાતોનું પુસ્તક વાંચવા બેઠી, અને તે વાંચતાં—વાંચતાં તેણીને વળી વિચાર આવ્યો કે

" નાટકમાં તો 'વહાલો' અને 'વહાલી'—પ્યારો' અને પ્યારી' ના શબ્દો શ્રવણ કરતાંજ મને આનંદ ઉભરાયો, પરંતુ તેવોજ લાહવો મને મારા પતિને ત્યાં જાતિ અનૂભવે મળી શકશે કે ! હું તો મારા પતિને ' પ્યારા ' ની વચનામૃતથી બોલાવીશજ, પરંતુ તે મને 'પ્યારી'ની વાણીથી મારૂં હૃદય આનંદિત કરશે કે ? વળી હું તેમને ' વહાલાં ' કહીને વધાવીશ, પરંતુ તે મને 'વહાલી' શબ્દથી શણગારશે કે ? આ પણ કેમ ખાત્રિથી ધારી શકાય ? તેમના સ્વભાવનો, તેમના ગુણનો તથા તેમના આચાર

વિચારનો તો મને જરા પણ અનુભવ નથી, અને હું માત્ર 'દીકરી ને ગાય, જયાં વળાવે ત્યાં જાય' તે કહેવત પ્રમાણે સાસરે જઇશ, પરંતુ ત્યાં ગયાં પછી મારા પતિ સાથે મારાં મળતાવિષયક આવશે કે કેમ તે તો રામ જાણે ! જો કે મારાં વડિલોએ મારા પતિની અને મારી જન્મ પત્રિકાઓ, મારાં વિવાહ કરતાં પહેલાં મંગાવીને જોષિ પાસે જોવરાવી હતી, એમ મને સ્મર્ણ છે, પણ તેનો શો આધાર ? આજકાલના જોષિઓ પણ ઘણાખરા લેભાગું જેવાજ હોવાથી તેઓનાં ભવિષ્ય ભાગ્યેજ ખરાં પડે છે ! જો તેમનાં જોયલાં ને કહેલાં ભવિષ્ય આબાદજ હોય તો મળતાંવિષયક જોવરાવ્યાં છતાં પત્નિ તથા પતિ વચ્ચે અણબનાવ કેમ થાય ? જોષિઓએ પતિનું દીર્ઘાયુષ્ય બતાવ્યાં છતાં તેને પરણનારી બિચારી બાલ વિધવા કેમ બને છે? માટે આજકાલના જોષિઓની વાતોનો વિશ્વાસ પણ નહીંજ રખાય. એ તો ભાગ્ય પર ભરોશો, અને તેજ ભાગ્યને આધારે સાસરે જવું, અને સ્વામિના સમાગમમાં હળીમળીને રહેવું." આમ વિચાર કરતાં તેણીએ નિદ્રા લાવવાને પોતાનાં નેત્રો મીંચી દીધાં, પણ નિદ્રા દેવી તે યુવતિ પર કયાં પ્રસન્ન હોય કે તેણીને નિદ્રા આવે ! તેટલામાં વળી તેણીને પેલા નાટકનું ચેટક સ્મર્ણ થતાંજ વળી તેણી વિચારવા લાગી કે "સાસરે ગયાં પછી મારો પતિ પણ જો મને મન ગમતા પ્રેમથી, અને હાસ્ય વિનોદથી, તેમજ નાટકમાં જે રંગ મેં જોયો છે, તેવાજ રંગથી લાડ નહીં લડાવશે તો મારા મનને મોજ કેમ મળશે ? મારો પતિ ભલો છે કે ભૂંડો, લુચ્ચો છે કે સીધો છે, સજ્જન છે કે દુર્જન છે, રંગી

છે કે ફૂડો છે, ભોળો છે કે કપટી છે, હસતો છે કે રડતો છે, અને મોજીલો છે કે સાદો છે, તેની પણ મને તો ખબર નથી! હા! એટલું છે કે, ઇંગ્લિશ ભણેલો છે તેથી ઇંગ્લિશ ટેસ્ટ વાળો હશે ખરો, અને મુંબઇમાં રહેનારો છે તેથી હાલની ફેશનને પણ પસંદ કરનારો તો હોવોજ જોઇએ. વળી મુંબઇમાં નાટક તથા સીનેમા સંખ્યાબંધ હોવાથી તે જોવાનો ચડસ પણ તેમને હોય, એ પણ મનાય છે. તેમ છતાં પણ જો તે બધી વાતે સાદોજ હશે તો હું તેને શોખીન બનાવવાને કયાં પાછી હઠનારી છું? હું તેને એવો તો હાથમાં લઇશ, એવો તો સ્વાધિનમાં વશ કરી નાખીશ, અને એવો તો રંગિલો-રસિલો બનાવીશ કે તેજ મને મન ગમતી મોજ પૂરી પાડશે, અને મન ગમતી મઝાહ મળવામાં પછી તો વાંધોજ નહીં આવે. કદાચ મારાં સાસુ-સસરાની મરિયાદા રાખવાની ફરજ પણ મને પડે, તોપણ એટલું તો સારૂં છે કે, મુંબઇમાં એવી કંઇ મરિયાદાની મહોકાણ પણ નથી તો. ત્યાં તો સુધારાનો સૂસવાટ ચાલે છે, અને પતિ-પત્નિ સ્વેચ્છાથી મહાલે છે! આ બધું મારા મન ગમતુંજ છે, માટે મુંબઇ જવું-જવું-જવું!" આવા તરંગમાં તે તરૂણી છે તેટલામાંજ પડોશમાં એક પતિ-પત્નિ કંઈક હાસ્યવિનોદ કરતાં સંભળાયાં, અને તેજ ક્ષણે ચપળાનાં મનમાં ઉથલપાલ થઇ ગઇ! તેણી નિઃશ્વાસ નાંખતી મ્હોટેથી એકલીજ બોલી ઉઠી "અરેરે! આવીજ રીતે, પતિ પણ જો મારી પાસમાં હોત તો મને પણ કેવો આનંદ મળત! પરમેશ્વર! તું મને આવો પ્રસંગ કયારે મેળવી આપશે? ભગવાન! ભગવાન! જેનાં મા-બાપ જ્ઞાન વિનાનાં અજ્ઞાન,

તેની યૂવાન પુત્રિનાં ભૂંડાં હાલ! ઇશ્વર! મારાં મા-બાપ જેવાં જડભરથ, જક્કી અને ભાન ભૂલેલાં કોઈને પણ નહીં હોજો!"
આમ ગ્લાનિ પામતી તેણી સૂઇ ગઈ.

---

# ચક્ર ૩ જું.

### દોહરો.

ચપળા વીમળાને મળી, કીધી મનની વાત,
વીમળા વિસ્મય પામતાં, વાત વદે સાક્ષાત.

### લાજ-શરમ શાની?

શાંતિલાલની વય પણ સુમારે વીશેક વર્ષનીજ છે. તેણે માત્ર પાંચેક ધોરણ સુધી ઈંગ્રેજીનું જ્ઞાન લીધું છે, પરંતુ ખડો બુદ્ધિશાળી, તેમજ ખટપટીઓ હોવાથી તે આટલી વયમાંથી ઉસ્તાદમાં ખપે છે, અને વળી સ્કૂલ છોડયા પછી સુરતના એક મશ્હુર વકીલને ત્યાં ક્લાર્ક તરીકે નોકરી રહ્યો છે, જેથી તેનાં માન તેના લત્તામાં ઠીક વધ્યાં છે! તેમ છતાં તેને કોઇ તેની ન્યાતવાળા કન્યા આપતું નથી; કેમકે એક તો તેની પાસે પૈસાની તાણ, માત-પિતા મરી ગયલાં, પોતે કંઈક લફંગામાં પણ ખપે, અને તેથી આખરૂ નહીં! એટલે કન્યા મળે પણ કેમ? તેના ઘરમાં માત્ર વીમળા નામની તેની બહેન છે, અને તેણી તેને રાંધી ખવરાવે છે. તેણીની વય પણ લગભગ પંદરેક વર્ષની છે, પરંતુ તેણીને શાંતિલાલ હજી પરણાવતો નથી; કેમકે તે જો તેણીને પરણાવે તો તરતજ તેણી વયમાં આવેલી હોવાથી

સાસરે જા, અને તેથી શાંતિલાલને ખાવાનાં વનેખાં થાય! એટલે શાંતિલાલ પણ તેણીનો લગ્ન કરવાનું લંબાવ્યાજ કરે છે!

પાછલા પહોરના સાડાત્રણને સુમારે ચપળા પોતાના વિચાર પ્રમાણે વીમળાની પાસે ગઇ, અને તેણીને પૂછ્યું "કેમ, શાંતિલાલભાઇ નથી કે શું?"

"છે, તે ઉપર બીજે માળે બેઠા છે." વીમળા બોલી "કેમ કંઈ કામ છે બહેન?"

"કામ તો છે, પણ પ્રથમ તારી સલાહ લઉં, પછી તેની સાથે વાત કરૂં." કહીને ચપળાએ તેણીની પાસે પોતાનો હૃદયભેદ કહી સંભળાવ્યો, અને છેવટે પૂછ્યું "બોલ બહેન! હવે આ બાબતમાં શાંતિભાઈની સલાહ લઉં કે શું કરૂં?"

વીમળા વિસ્મયતા પામી ગઇ, તોપણ તેણી બોલી "તું તો ઘેલી છે! આવી વાત તેને કહેવાય કે? લાજ-શરમ-મરિયાદા પણ કંઈ છે કે નહીં?"

"અરે! એમાં મરિયાદાનો પ્રશ્ન શાનો?" ચપળા મરડાટમાં બોલી "પોતાના પતિને ત્યાં જવાની સલાહ પૂછવામાં શરમ શાની? તું પણ જૂના વિચારની જૂ જેવીજ રહી!"

"પણ તને બીજી ખબર છે? તું મારા ભાઇને પૂછવા જતાં તારી સાથે મારી પણ કિમ્મત તે કરી નાંખશે! તે કંઇ કાચો નથી, પણ બડો ચકોર છે!"

"તમારી વળી શી કિમ્મત કરી નાંખવાનો હતો? આ પણ નવાઈની વાતજ!"

"મારી કિમ્મત એમ કે, તું અને હું એક છીએ, એમ તે જાણે છે, માટે તે એવાજ તોડ બાંધશે કે જાણે 'વીમળા અને ચપળા એકમતની થઇ વીમળા પણ લગ્ન કરવાને તલપી રહી હશે, અને તેથીજ આડકતરી રીતે વીમળાએ કદાચ પોતાનાં લગ્ન માટે પણ આમ કહેવરાવ્યું હશે!' આમજ તે માની લેશે!"

"તેમાં પણ શું ખોટું? શું તું લગ્ન કરવાને લાયક નથી? તારી ઇચ્છા હવે પરણવાનો પ્રકાશ કરતી નથી? તારો ભાઇ ગમે તેટલો ચતૂર છતાં તારી બાબતમાં તો તેને કશો વિચારજ નથી! તું કહે તો તારી બાબતમાં પણ હું તેને જરા રંજક મૂકી દઉં?"

"નારે ના!" વીમળા ચમકીને બોલી "મારી બાબત કંઇજ કહેતી નહીં, અને તારી પોતાની બાબતમાં તો હું તારા મનના ઉભરા સાંભળીને તને રોકવા પણ મંગતી નથી. તેમ છતાં તું તેને શાંતપણે સમજાવીને બોલજે, પણ કંઇ ગાડો ઘેલો લવારો કરતી નહીં; કેમકે તેનો મિજાજ વળી ઘણો ગરમ છે!"

"ઠીક." કહીને ચપળા ઉપલે માળે ગઇ, અને શાંતિલાલ પ્રત્યે બોલી "કેમ ભાઇ, શું થાય છે?"

"આવરે તું વાઘની માસી!" શાંતિલાલે હાસ્યમાં કહ્યું "કેમ, શી ખબર છે?"

"ખબર સારી છે, અને તમારી એક સલાહ લેવા આવી છું."

"શાની સલાહ? કોઇના પર કોર્ટમાં દાવો મંડવો છે કે બીજી કંઇ બાબત છે?"

"બીજી બાબત છે." કહીને ચપળા તેના સમીપમાંજ બેસીને બોલી "મારો વિચાર સાસરે જવાનો છે. મારે સાસરેથી મને તેડાવવાના પત્રો પણ ઘણાક આવ્યા હતા, પણ મારાં મા-બાપ મોકલતાં નથી, માટે હવે મારે કયો રસ્તો લેવો?"

"રસ્તો મુંબઇનો! બીજો રસ્તો વળી કયો લેવો છે?"

"પણ મારાં મા-બાપને પૂછ્યા વિના મુંબઈ કેમ જવાય?"

"ટિકેટ કરાવીને, અને રેલવેમાં બેસીને જવાય." શાંતિલાલે મશ્કરીમાં પૂછ્યું "તું કહેતી હોય તો તારે માટે સ્પેશિયલ ટ્રેનનો બંદોબસ્ત કરી આપું, અગર તેમ નહીં તો બલૂનનો બંદોબસ્ત કરૂં? તેના કરતાં પણ વધારે ઝડપમાં જવું હોય તો તાર મારફતે જવાશે!"

"તમે તો મારી વાત મશ્કરીમાંજ કહાડો છો!" ચપળા ચીડવાઈ ગઇ.

"ખરી સલાહ તો એજ કે, તારાં વડિલોની આજ્ઞા શિવાય તારે ત્યાં જવું યોગ્ય તો નહીંજ ગણાય."

"પણ વડિલોના વિચાર તો વાંકા છે! તેઓની અક્કલ અંધારે વેચાઇ ગઈ છે!"

"ત્યારે શું તેમની આજ્ઞાની દરકાર રાખ્યા વિના ત્યાં જવું છે?"

"હાસ્તો? શું તેઓની ખોટી અને અક્કલ વગરની આડાઇને લીધે હું મારો ભવ બાળું? એમાં મારો શો ભલિવાર? તેઓની મૂરખાઇને માટે મારી જીંદગી એળે જવા દઇશ કે? શું

મારૂં યૌવન બાળીને ભસ્મ કરી નાખું ? મારા સંસારનું સત્યાનાશ વાળી સાધુડી બની જાઉં ? તેમ કદી નહીંજ બને !"

શાંતિલાલ આ સાંભળી સડક થઇ ગયો, અને હવે તેણે પોતાના સ્વાર્થની યુક્તિ ચલાવવી શરૂ કરતા પૂછ્યું "તું તારી સ્વતંત્રતાનો ઉપયોગ કરવા ચાહે છે ?"

"લાચારીએ કરવોજ પડશે !" ચપળાએ પૂછ્યું "તે બાબતમાં તમે કોઈ બીજો માર્ગ બતાવો છો ?"

"તું જ્યારે છેકજ અણીની વાત પર આવી છે તો હવે મારે તને યોગ્ય સલાહ આપવીજ જોઇએ, અને મારી તો તને એટલીજ સલાહ છે કે, હમણાં તું જરા શાંતિ પકડજે. તારા પતિને હું મારા નામથીજ એક પત્ર લખીને પ્રથમ તેનો અભિપ્રાય મંગાવીશ. તે આવ્યા પછી બીજો વિચાર થઈ શકે. એમ સમજ કે, તું તારાં માતા–પિતાની મરજીનું અપમાન કરીને તારે સાસરે જાય તો તારાં માતા–પિતાની તો તું અકારીજ થશે. બાદ સાસરે ગયાં પછી ત્યાં પણ જો તારૂં કંઈ અપમાન થયું, અગર તારા પતિનો અભાવ તારા પર ઉતરી પડે તો ત્યાં પણ તને ચેન નહીંજ પડે. એટલે તું તો પીયેર અને સાસરૂં–બંનેમાં અપ્રિય થઇ બંને સ્થળો નિરર્થક જેવાંજ થાય ! પછી તને આધાર ક્યાં ? તું રખડીજ જાય ! માટેજ તારા પતિનો પત્ર આવતાં સુધી શાંતિ રાખવાની સલાહ હું તને આપું છું. મારૂં કહેવું તને યોગ્ય લાગે છે કે કેમ ?"

"તમે ધારો છો કે, તે તમારા પત્રનો ખુલાસો કરવાની તસ્દી લેશે ?"

"અલબત ! તે મારા તમામ પત્રોના તાબડતોબ ઉત્તર આપે છે." શાંતિલાલે સૂકીજ હાંકી "તે મારો પરમ મિત્ર છે, અને મારી સાથે ઘણો સારો સંબંધ રાખે છે."

"તમારે અને તેમને કયારથી આવો પરિચય થયો છે?"

"તારાં લગ્નમાંથીજ. તે અહીં પરણવા આવ્યો હતો, ત્યારે તેની સાથે હું ઘણાજ સ્નેહ સંબંધમાં આવ્યો હતો, અને તે સંબંધ અદ્યાપિ પરિયંત વૃદ્ધિજ પામતો જાય છે."

"હું! એ વાત કહી તે ખરી!" ચપળા ખુશ થતી બોલી "ત્યારે તો તમારા પત્રનો ખુલાસો તેઓ અવશ્ય આપશેજ. હવે મને આશા બંધાઇ. વળી તેમનો પત્ર આવતાંજ મને તરતજ તમે ખબર આપજો."

"તેમાં વળી કહેવાપણું હોય કે ? તેજ વખતે તને વીમળા દ્વારા બોલાવી મંગાવીશ."

"પણ આજે પત્ર જરૂર લખજો, અને આવતી કાલે તે પોસ્ટ પણ જરૂર કરજોજ." કહીને તેણી ચાલી ગઇ.

શાંતિલાલ હવે વિચાર કરવા લાગ્યો કે "લાગ તો સારો આવ્યો છે! હવે ચપળાને સમજાવી કોઇ પણ રીતે પ્રથમ તો તેણી સાસરે જાયજ નહીં, અને આખરે સાસરીઆ સાથે વિખવાદ વધે તેવોજ કંઇક રંગ ઝમાવવો! બાદ મારો સ્વાર્થ સાંધવા માટે મારી સાથેજ એનાં પુનર્લગ્ન થાય તેવો ઘાટ ઉતારવો. તેને માટે એનાં માતા–પિતાને પણ હાથ પર લઇને, અને બધી બાજી બરાબર ગોઠવીને છેવટે આપણો સ્વાર્થ સાંધી લેવો. આ બાબતમાં બહેન વીમળાને પણ બરાબર ભણાવી

રાખવી પડશે; કેમકે બધી બાજી મારાજ હાથમાં છે, માટે વાંધો નહીંજ આવે.” આમ વિચાર કરી લગભગ સાત કલાકે વિક્ટોરિયા ગાર્ડનમાં ફરવા નીકળી ગયો.

---

## ચક્ર ૪ થું.

### દોહરો.

બન્ધુ સાથે બહેનનો થાય સકળ સંકેત;
બેનાં મત સંગે મળ્યાં, બડો બનાવે બેત !

### પ્રપંચનો પ્રારંભ !

બહારથી આવીને વાળું પાણીથી પરવાર્યા પછી શાંતિલાલે પોતાની બહેનને પોતાના મનની વાત સમજાવી, અને ચપળાને હાથમાં લઇ તેણીની સાથેજ લગ્ન કરવાનો ઘાટ ઉતારવાની સલાહ આપી. આ સાંભળી વીમળા વિચારમાં પડી ગઈ, પરંતુ તેણીનાં પોતાનાં લગ્ન પણ હવે કરી નાંખવાનો વિચાર શાંતિલાલે દર્શાવેલો હોવાથી વીમળાએ જોયું કે “જો ચપળાનો ઘાટ હું ઉતારીશ તોજ મારાં લગ્ન પણ તાકીદે થઈ જશે, માટે એમજ કરવું.” આમ નિર્ણય કરતાં તેણીએ પણ હવે ભાઇની મરિયાદા મૂકીને પૂછ્યું “મારાં લગ્ન પણ હવે વહેલાં કરવાનો તમારો વિચાર છે ભાઈ ?”

“હાસ્તો. હવે તારાં લગ્ન જેમ બને તેમ તાકીદે કરવાની ખંત મારાં મનમાં ખળભળી રહી છે.”

“અને ચપળાનું ચોકઠું તો હું બેસાડીશજ; પરંતુ તેણી અને આપણે એક જ્ઞાતિનાં નથી તેનું કેમ ?”

"તોપણ આપણે બધાં ભાણે ખપતાં છીએ, એટલે જ્ઞાતિ બંધનનો વાંધો નહીં."

"ચપળાનાં મા-બાપ એવી વાત માનશે ખરાં? તેઓ તો જડભરથ જેવાં છે!"

"તેમને તો હું પોતેજ સમજાવી શકીશ. તારે તો માત્ર ચપળાનેજ શીશામાં ઉતારવાની છે."

"ચપળાને સમજાવવાનું કામ હું મારે માથે લઉં છું, પણ વળી તેણીનાં લગ્ન થયાં છે, અને તે લગ્ન કેવી રીતે રદ પણ થઇ શકશે? ચપળાનો પતિ સામો નહીં પડે કે?"

"તે બધી ખટપટ કરવાની કળા મને આવડે છે. તું માત્ર ચપળાને એવીજ સલાહ આપજે કે, તેણી મારા કહ્યામાં રહે, અને હું જે પણ ગોઠવણ કરૂં તે તેણી કબૂલજ કરે."

"તે તો હું બરાબર બજાવીશ, અને ચપળા મારૂં માનશે, એ પણ ચોક્કસજ છે."

"તો હવે તને ટૂંકમાં કહેવાનું એજ કે, તેણીને તું બરાબર હાથમાંજ રાખજે." કહીને શાંતિલાલ લખવા બેઠો, અને એક બનાવટી પત્ર-જાણે ચપળાના પતિ મોતીલાલેજ લખ્યો હોય, તેવી રીતે લખી કહાડયો. તે પત્ર તેણે પોતાની પેટીમાં ચોક્કસ મૂકયો, અને પછી તે બિછાનામાં પડયો. તેમ છતાં આ બધી ખટપટની ચટપટમાં તેણીને નિદ્રા નહીં આવતાં વારંવાર ઉઠી ઉઠીને પેલો પત્ર પેટીમાંથી કહાડે, વાંચે અને પાછો મૂકી દે, એમજ કર્યા કિધું! અર્થાત આખી રાત્રિ આંનીજ ધામધૂમમાં પસાર થઈ ગઇ!

પ્રભાતમાં ઉઠતાંજ શાંતિલાલે પુનઃ પોતાની બહેન સાથે ચપળાને લગતી પંચાતનીજ વાત કરવા માંડી, અને પૂછયું "મારી પાસે વાત કરીને ચપળા તારી પાસે આવી હતી, અને તેણી તને કંઇ કહેતી હતી કે?"

"ના ભાઇ. તમને તેણીએ શું કહ્યું તે તો મને તેણી કંઈ બોલીજ નહીં, અને બીજી–ત્રિજી વાત કરીને ચાલી ગઇ. હા, તેણી તમારી પાસે આવતાં પહેલાં મારી પાસે એવી મતલબનું બોલી હતી ખરી કે 'મારે સાસરે જવું છે, અને તારા ભાઇની સલાહ લેવા આવી છું.' આમ કહી તમારી પાસે આવી."

"ઠીક. સમજ્યો." શાંતિલાલે વિચાર કરીને કહ્યું "ત્યારે તો હમણાં તું પણ તેણીને કંઇ કહેતી નહીં. જયારે તક આવશે ત્યારે હું તને કહીશ."

"વારૂં ભાઇ." કહીને વીમળાએ સહજ સૂચના આપી "પણ જે કરો તે વિચારીને કરજો ભાઇ! એ ચપળા ગમે તેટલી ઉસ્તાદ લાગે છે, તોપણ ઉછાછળી છે, અને નાદાનીમાં કદાચ એ પોતાની માને પણ તમારી કહેલી વાત કહી દે તેવી છે! માટે જરા સંભાળજો!"

"એની માથી કોણ બ્હીએ છે? એની માને તો હું એક મિનિટમાં સમજાવી દઇશ!"

"તે તમે જાણો." વીમળા વળી બોલી "ચપળા કદાચ માનશે, પણ તેણીનાં મા–બાપ તો અસલી વિચારનાં છે, અને જૂના જમાનાની રૂઢીનેજ માન આપનારાં છે."

"તે ગમે તેટલાં જૂના જમાનાનાં છતાં તેમનેજ નવા

જમાનાનાં બનાવતાં મને આવડે છે તો! તેમને કેવી કરામતથી મારા મનમાં મેળવી લેવાં, તે હું બરાબર જાણું છું."

"તો પછી તમે જાણો—બાકી મને તો વાત મહા મુશ્કેલ લાગે છે! એ બનવું અશકય છે!"

"અશકયનેજ શકય બનાવું તોજ હું પણ વકીલનો માણુસ ખરો! તું જોયાં તો કર કે, કેવો સરસ રંગ જમાવું છું! ગમે તેમ કરીને પણ ધાર્યુંજ કરીશ."

"તો ભલે." કહીને વીમળા પોતાના ઘર કામમાં વળગી.

શાંતિલાલે વિચાર કીધો કે "વીમળાની વાત પણ વિચારવા જેવી તો છેજ. ચપળાની મા—જમના બડી પાકીની સાથે વાંકી પણ છે, તેમજ પૂરી પૅક છે! માટે તેણીને તો ખૂબ યૂક્તિથી હાથમાં લેવી પડશે. તેણી હાથમાં આવી તો પછી ચપળાના બાપ—મમતદાસને હાથમાં લેવાની પંચાત પડે તેમ નથી; કેમકે જમના કહે તેમજ તે કાકા પણ કબૂલ મંજૂર રાખે, એવા બાયડીના હુકમને તાબે છે! માટે એક વાર ચપળાની સાથે ચોક્કસ થયાં પછી તેણીની માતાની સાથે વાત કરીશ, અને છેવટે મમતદાસને કહીશ. ચારેક દિવસ જાય પછી ચપળાને પેલા પત્રને માટે બોલાવીશ. પત્રમાં જુગતિથી વાત તો બરાબર સમાવી છે!" આમ વિચાર કરતાં વળી તે પત્ર કહાડીને તે વાંચવા માંડયો. પત્ર વાંચીને તે મનમાંજ મગ્ન થતો આનંદ પામવા લાગ્યો કે "ઓ યસ! પત્રમાં મુદ્દા બરાબર ગોઠવાયા છે, અને તે ચપળાને વાંચી સંભળાવતાંજ તેણી તળે—ઉપર થઈ જશે! પછી તો તેણીને ભંભેરીને ભૂત કરવી, અને

છોકરીને ઉલ્લુ બનાવવામાં વિલંબજ શાનો લાગે! એ તો તેજ તકે બળતામાં તેલ હોમવાનું, અને તેજ પળે તેણીને પાણીથી પાતળી કરીને પીગળાવી દેવાની!" આમ તરંગ તોડ બાંધતાં તથા તેનાજ મગજમાં જૂદોજ મુદ્દો જાગતાં વળી તેણે વીમળાને બૂમ પાડી બોલાવી.

"શું કહો છો ભાઇ?" વીમળાએ આવીને પૂછ્યું "તમને કંઈ જોઇએ છે?"

"જોઇતું તો કશુંએ નથી." શાંતિલાલે ખુલાસો પૂછ્યો "મને લાગે છે કે ચપળાની માને તે બાબતમાં તું જરા યુક્તિથી વાત છેડી જોશે?"

"નારે ભાઇ! હાય હાય!" વીમળા ચમકીને બોલી "તેણીને જરા પણ છેડવા જાઉં તો તેણી તેજ વખતે મને આખી ને આખી ખાઇજ જાય! તેણીને છેડીને શું સાર કહાડું?"

"એ તો વાતમાં ને વાતમાં કરામત કરવાની."

"ઉહું! તેણીની સાથે વાત કે કરામત કરવાની મારી હિમ્મતજ ચાલે નહીં તો! તેણી ઘોઘરખાનો છે, અને મહા જબરમાની ગુન્ડો છે! બોર અવળુંજ થઇ જાય!"

"વારૂ ઠીક. એ તો સૌ થઈ રહેશે. એમાં તારૂં કામ પણ નહીં. તું તારે જા."

વીમળા પુનઃ ત્યાંથી ચાલી ગઇ, અને પછી શાંતિલાલે વિચાર કિધો કે "ચપળા સમજી તો પછી તેણીનાં મા કે બાપને તો કયાંયે ઉડાવી દઇશ, અને બનશે તો તેમને બાજુ પર નાંખીને લગ્ન કરી નાંખીશ તો તેઓ શું કરવાનાં છે? એ,

તો બધુંએ થઇ રહેશે. પ્રથમ તો ચપળાને સમજાવવાનુંજ કામ છે." આવું નિર્માણ કરીને પેલો પત્ર પુનઃ ઠેકાણાસર મૂકી દીધો, અને પુનઃ ખુરસીપર બેસી મૂછોના આંકડા અમળાવતો તેજ વિચારો ઉથલાવવા મંડયો. તેનું તમામ મન ચપળા પ્રત્યેજ ચોંટયું, અને વારંવાર તેણીની બારી સામે નજર નાંખ્યાં કરતો તેણીનો ચહેરો જોયાં કરવાનેજ તેનું ચિત્ત એકાગ્રહપણે જાણે અવદશામાંજ ગૂંથાયું !

---

# ચક્ર ૫ મું.

દોહરો.

ઘરમાં કચપચ ચાલતાં, ચપળા ચબડી પડીઃ
માતા સંગે લાડકી,- મગજ ફેરવી લડી !

"ભાવતું હતું, ને વૈદે કર્યું !"

ચસ્કેલ ચપળાનું ચિત્ત ચકડોળે તો ચઢેલુંજ છે ! "પ્યારો" ને "પ્યારી" તથા "વહાલો" ને "વહાલી" ની ઘેલછા તેણીના નાજુક મગજમાં ઉથલપાથલ કરી રહી છે ! ઘરમાં કામકાજ કરી સવકાશના સમયે તેણી પુસ્તકો પણ વાંચતી હતી, તે સર્વ તેણી તજી બેઠી ! માત્ર તેણી તો પોતાના મગજમાં લાગેલા રંગમાંજ લપટાયલી તથા મનમાં તેને લગતીજ ગૂંથણુ કળા ગૂંથવામાં રોકાઇ ! પુસ્તકો વાંચવાનું છોડી દીધાથી તેણીની માતાએ તે બાબતમાં તો તેણીને ટોકીજ નહીં, તેમજ પુસ્તકો પોતે પણ કંઇ વાચા વાળા નહીં, એટલે તે મૂંગા વાંચન

ભંડારો પણ તેણીને ક્યાંથી બોલી શકે? પરંતુ વળી ઘરનું કામકાજ તેણીએ પડતું નાંખ્યાથી, અને તે કામનો તમામ બોજો માતાને માથે પડી જવાથી તેણીનો ફફડાટ ચાલુ થયો, અને તે ફફડાટ એક–બે દિવસ તો આડકતરી રીતેજ ચપળાપર ચાલ્યો, તોપણ તેટલાથી ચપળાને અસર નહીં થવાથી માતા આખરે એક પ્રભાતમાં ગુસ્સાના રૂપમાં ચપળાની પથારી પાસે જઇ તેણીને ઉંઘતી ઉઠાડીને મ્હોટે સ્વરે બોલી ઉઠી કે "કેમ ચપળા, તેં તારા મનમાં શું ધાર્યું છે? હમણાં–હમણાં તું આટલી બધી આળસુ કેમ બની ગઈ છે? આઠ વાગી ગયા! તડકો નીકળ્યો! રસોઈ પણ અરધી થવા આવી! ચહા ઠંડી પણ થઈ ગઈ! તોપણ તું તો હજી પથારીમાંજ આળોટે છે! આ શું કહેવાય! સાસરે જશે ત્યારે શા હાલ થશે? અહીં તો તે હમણાં 'બધું' હરામનું ખાવું, અને મશીદે સૂવું.' એજ ધંધો માંડયો છે! 'રોટલા ખાઇને ઓટલા ભાંગવા' એ મારા ઘરમાં તો નહીંજ પાલવે!"

"નહીં પાલવે તો મને મારે સાસરે મોકલી દે, એટલે પછી તો પાલવસેની?"

આ શબ્દો સાંભળતાંજ માતા સડક થઇ ગઇ! ચપળા આજ સુધી કદી પણ પોતાની સામું નહીં બોલેલી, અને હમણાં આજેજ પહેલી વાર આવી મરિયાદા મૂકીને બોલવાથી માતા થોડોક ભેદ સમજી ગઇ, અને તોપણ તેણીએ ચપળા પ્રત્યે પોતાનો ગુસ્સો સહજ સમાવીને જણાવ્યું "સાસરે મોકલીને પણ શું કરૂં? તારાં આવાં ઢંગથી ત્યાં જઇને પણ મા–બાપને

ગાળો ખવરાવશે! તારા જેવી આળસુને તો સાસરિયાં પણ નહીંજ સંઘરે! ત્યાં તો તલવારની ધારપર રહેવું પડશે!"

"ભલે! તલવારની ધાર પણ સુખદાયકજ સમજાશે!"

"કેમ કંઇ છેકજ બોલતાં બહેકી કે? મારી સામે આવી વાતો કરતાં કંઇ શરમ પણ લાગે છે? છેકજ લાજ મૂકીને લવારો કરવા મંડી છે! આટલી બધી નિર્લજ ક્યાંથી બની ગઇ? બેશરમ! બોલતી નથી ત્યાં સુધી! એક તમાચો મારીશ તો હમણાં ભેંકડો મૂકશે!"

"માર જોઇએ! હું પણ તેનીજ વાટ જોઉં છું!" ચપળા પથારીમાંથી ઉઠીને બોલી "હું તો બેઠાં બેઠાં ખાઇશ, અને ઘરનું કામકાજ તો હવે જરાએ નહીંજ કરૂં! તારે જોઇએ તો મને મારી નાંખ!"

માતાએ મિજાજ ખોઇ દીધો, અને તેણીએ તત્કાળ ચપળાને બે–ચાર થાપડો ચોઢી કહાડી! તેમ કરતાં તેણી બોલી "છેકજ ફાટી ગઈ છે!"

ચપળાએ મ્હોટો ભેંકડો મૂકયો! તેણીનો પિતા મમતદાસ, જે નીચે સેવા પૂજામાં બેઠો હતો, તે પણ ત્યાં દોડી આવ્યો. જમનાએ તેને તમામ વાત સમજાવતાં કહ્યું "છોકરી તો સાસરે જવાનું બ્હીવરામણું બતાવે છે. હવે એને સાસરેંજ કહાડોની કે ઘરમાંથી પાપ ટળે!"

"હેં!" મમતદાસ પણ ગુસ્સામાં આવી બોલ્યો "છોકરી! તારે સાસરે જવું છે, કેમ? પણ યાદ રાખજે કે, ઉપરથી પરમેશ્વર આવશે, તોપણ તારે સાસરે તો તને નહીંજ મોકલું!

ઓળખે છે આ તારા બાપને ? આ કોઇ રેંજીપેંજી નથી, પણ મરદ બચ્ચો મમતદાસ જેનું નામ તે કદી પણ પોતાનો મમત નહીંજ છોડે ! તું હજી મને બરાબર ઓળખતી નથી ! ”

“ તો મારાથી તમારા કે મારી માનાં કડવા શબ્દો તો નહીં સંભળાય ! ” ચપળાએ પિતા પ્રત્યે પણ જણાવ્યું “ સાસરાનો સૂકો રોટલો સારો, પણ પીયેરના શીરાપૂરી ખોટાં !”

“ ઓહો ! જાણે તુંજ સમજદારની પૂંછડી થઈ ગઈ ! ” કહીને મમતદાસે તેણીનો હાથ પકડીને ખેંચવા માંડી, અને તે બોલ્યો “ ચાલ ઉઠ, અને કામકાજ કર ! ”

ચપળાએ મ્હોટેથી બરાડા પાડયા “ મારી નાંખીરેએએએ ! હાય હાય મરી ગઇ ! ”

આ સાંભળીને વીમળા તથા શાંતિલાલ ત્યાં દોડી આવ્યાં, અને તેમણે પૂછપરછ કરી ચપળાને શાંત પાડી તથા મમતદાસ અને જમનાને પણ સમજાવી ત્યાંથી દૂર કીધાં. બાદ શાંતિલાલે તદ્દન ધીરે સ્વરે ચપળાને જણાવ્યું “ આટલા બધા દહાડા કહાડયા તો હવે થોડા દહાડાને માટે આવી ખટપટ શું કરે છે ? જા નીચે જા, અને કામકાજમાં વળગ. ધીરજ રાખ. સૌ સારૂં થશે. ” કહીને તેણીને સમજાવીને નીચે મોકલી, અને પછી શાંતિલાલ તથા વીમળા પોતાને મકાને પાછાં ફર્યાં.

“ ભાવતું હતું તે વૈદે કહ્યું ! ” આનોજ અર્થ શાંતિલાલે ચપળાને માટે માની લઇ વિચાર્યું કે “ ચપળા હવે અકળાયલી છે, માટે હવે તો તેણી મારી સલાહ ઝટપટ માની જશે ! અચ્છો લાગ આવ્યો છે ! તેણીને જો પોતાનાં મા-બાપ સાથે રહેવુંજ

ચકમક ઝરાવવાની કપટકળા મેં બતાવી હોત તો હમણાંજ તેણી ઘરની બહાર નીકળી પડત ! પણ આ તક તેમ કરવાની નહોતી. તેમ છતાં પંચાતીનું પજરણ ચાલ્યું છે, એ પણ બડો મઝાહનો તાલ ઝામ્યો છે ! વળી એ પજરણ હોલવાય તેમ પણ નથી. એ તો જો તેણીને સાસરે વિદાયે કરે તોજ હોલવાય; પરંતુ તેવો વખત આવે તેમ લાગતું નથી, અને તેથી પરમેશ્વર કરશે તો એ પૂતળીને પરણવાનો પ્રસંગ મનેજ મળશે ! રંગ તો એવોજ દેખાય છે ! પછી તો ભગવલ કરે તે ખરૂં ! ” આમ તર્ક બાંધી, તે કોર્ટના એક કારકુન સાથે વાતમાં પડયો.

ચપળાએ મૂંગે મોંઢે ચ્હા પી લીધી, અને પોતાની માતાને સહજસાજ કામ કરવા લાગી. મમનદાસ પરવારીને બહાર ગયાં પછી જમનાએ પુત્રિને પાસે બેસાડીને પૂછ્યું : “ કેમ બેટા, તું આજે આવી ગાંડી કેમ થઇ ગઇ ? આજકાલ તારી અક્કલજ ગૂમ થયલી મને લાગે છે ! મારી સાંમુ તો તું ગમે તેમ બોલી, પણ તારા બાપની આમન્યા પણ તેં નહીં રાખી ! આવી તારી અક્કલ ! ”

“ હવે તારે મને નિરાંતે બેસવા દેવી છે કે જીવતીજ મારી નાંખવી છે ? ” કહેતાંજ ચપળા રડી પડી, અને તેણીનું હૈયું એટલું તો ઉભરાઇ આવ્યું કે, તેણીની આંખોમાંથી બોર બોર જેવડાં આંસુ પડયાં ! આ જોઇ જમનાએ તેણીને સમજાવી પટાવીને છાની રાખી, અને વાતજ પડતી મૂકી. તેણી તરતજ ત્યાંથી ઉઠીને અનાજ વણવા બેઠી, અને ચપળા દિવાનખાનામાં આવી ગઈ. તેણીનું મન અનહદ શોક–સંતાપમાં પડયું ! માતા–

પિતા તો હવે તેણીને કડવાં ઝેર જેવાંજ મનાયાં, અને માત્ર જોબનના જંગમાં તેણીનું મગજ ઝીંપલાવાને ઝઝુમી રહ્યું !

---

## ચક્ર ૬ ઠું.

દોહરો.

પુત્રિનો મહા રોગ જે, સમજી શ્યાણી માત;
મમતદાસ માને નહીં, મહા મૂર્ખ તે તાત !

### હઠ કે શઠ?

"પ્રાણનાથ !" જમનાએ પોતાના પતિને એકાન્તમાં જણાવ્યું "છોકરીને સાસરે મોકલવાને તમારી આંખો હજી ઉઘડતી નથી, પણ છોકરીના શબ્દો તમે સાંભળ્યા કે ?"

"હા, સાંભળ્યા. તેનું શું છે ?" મમતદાસ મિજાજમાંજ બોલ્યો "સાસરે મોકલવાની શી જરુર છે ?"

"ત્યારે શું અહીં રાખીને તેનું અથાણું કરવું છે ?" જમના વધારે ચીડવાઇને બોલી "છોકરી ન્હાતી ધોતી થઈ–મ્હોટી થઈ–વચમાં આવી–યૂવાવસ્થાના રંગમાં પ્રવેશી, અને તો પણ તેણીને સાસરે મોકલવી નહીં તો શું તેણીનો અવતાર ખાળી નાંખવો છે ? આવડા મ્હોટા તમે થયા, અને તેમ છતાં તમને પણ દુનીઆદારીનું ભાનજ નથી ! જરા વિચાર તો કરો !"

"તેવો વિચાર કરવાની મને દરકાર નથી. હજી કંઈ છોકરી વૃદ્ધ નથી થઇ ગઈ. તારી તો સમજજ વાંકી છે !"

"ત્યારે શું તેણી વૃદ્ધ થશે તે વખતે સાસરે મોકલશો ?"

"જોઇશ. વીશ વર્ષની થાય તે પછી તે બાબતનો વિચાર કરીશ–ત્યાં સુધી કંઇજ નહીં."

"એટલે! આવીજ તમારી અક્કલમાં અવળાઇ ભરાઇ ગઈ છે તો! તમારી વાત કોઈ સાંભળશે તો ખરાબ લાગશે."

"ખરાબ શાનું લાગવાનું છે? પેલા સુધારા વાળાઓ પોતાની પુત્રિઓને વીશ–વીશ વર્ષ સુધી કુંવારી નથી રાખતાં શું? અને પારસીઓમાં તો તેથી પણ વધારે કુંવારિકાઓ છે."

"તે બધાનો દાખલો દરશાવો છો તેના કરતાં તમારો પોતાનોજ દાખલો લોની!" જમનાએ આપ વીતિ–સ્વાનુંભવની વાતનું સ્મર્ણ કરાવતાં જણાવ્યું "મારી વય પૂરાં તેર વર્ષની પણ થઈ નહોતી, અને વળી તેટલામાં તો તમે મારાં મા–બાપને ત્યાં આવીને ધુંવાપુંવા કરતા હતા, અને મારી મા પાસે રોપ મારતાં તે બિચારીને દમ દેતાં હતા કે 'તમારી છોકરીને હવે સીધી રીતે મોકલવી છે કે તેણીનો હાથ પકડીને ઘસડી લઇ જાઉં? તેમ પણ નહીં બનશે તો હું બીજી બાયડી કરીશ જો!" આ તમારી પોતાનીજ વાત કેમ તમે ભૂલી જાઓ છો? 'આપકી લાપસી, ઔર પરાઈ કુસ્કી' એવી વાત તમારી પાસે તો છે!"

મમતદાસ હવે હસી પડ્યો, અને બોલ્યો "મારી વાત જૂદી હતી. હું તો તેટલી સત્તા ધરાવતો હતો."

"તો શું ચપળાનો વર કાચો–પોચો છે કે? તે સત્તા ધરાવતો નથી, એમ તમે માનો છો? તે પણ તમારીજ માફક આપણે ત્યાં આવીને તમને, અને મને દમ ભીડાવે તો તમે તેને શું કરી શકો?"

"હું શું કરી શકું?" મમતદાસે ગુસ્સામાં જણાવ્યું "અરે! તે આવે, અને ઘરમાં પ્રવેશ કરે, તે પહેલાં તો હું તેને ઓટલાપરથીજ ધક્કો મારીને ગબડાવી પાડું! તું મને ઓળખે છે કે? મારા જેવા કડક મગજનો બીજો કોઇજ નહીં હોય, એમ ખૂબ ખાત્રિથી માની રાખજે!"

"તેમાં શોભા શું? લોકો તમારોજ વાંક કહાડી તમનેજ થૂંકશે!"

"લોકોની તો હું દરકારજ રાખતો નથી, અને તેમની દરકાર રાખું તો દુનીઆમાં રહેવાય પણ નહીં! હું તો મારા મનમાં આવે તેજ કરૂં; કેમકે મારી મરજીનો મુખત્યાર હું છું."

"પણ તમને બીજી કંઇ ખબર છે કે? છોકરીઓ મ્હોટી થવા છતાં તેણીઓને જો સંસારસુખ મળતું નથી તો તેમાંથી કેવાં વિપરિત પરિણામો આવે છે તે જાણો છો?" કહી જમનાએ બનેલા બનાવોના દાખલા આપતાં દરશાવ્યું "જૂઓ! પેલી ગંગાની સોળ વર્ષની છોકરી કોઇ કણબીની સાથે નીકળી ગઇ!"

"કારણ કે તેણી પ્રથમથીજ ભટકતી થઈ ગઇ હતી, અને તેણીનાપર અંકુશજ નહોતો."

"અને પેલા મફતલાલની વીશ વર્ષની છોકરી ક્યાં ભાગી ગઇ છે તેનો તો પત્તો પણ મળતો નથી!"

"તેમાં પણ મફતલાલનો કશૂર છે; કેમકે તે પોતાની છોકરીને ગમે ત્યાં રખડવા દેતો હતો, અને તેણી મંદિરે દરશન કરવાને બહાને પ્રભાતે, તેમજ સાંજે, અને રાત્રે પણ બહાર ભટકવા નીકળતી હતી!"

" વળી પેલા ગબ્બર શેઠની છોકરી તો પોતાનાજ એક નોકરને લઇને નહાશી ગઇ છે ! "

" એ તો ' મ્હોટાનાં ઘર, અને ભૂતના દર ' જેવુંજ બન્યું છે. છોકરીને માટે વર જમાઇ જોયો, અને જમાઈ બાપડો પરણ્યાં પછી થોડાજ દહાડા સાસરામાં રહી આખરે અપમાન નહીં સહન કરવાને લીધે ચાલ્યો ગયો ! એટલે શેઠની છોકરીને પણ પગ આવ્યા ! તેમાં શી નવાઇની વાત ? એ તો બને ! "

" પણ આપણી છોકરી તેવો અવળો રસ્તો લે તો તમારે ને મારે ઝેરજ ખાવું પડેની ? "

" મારો અંકુશ તેણીનાપર કેવો છે ? તેણી જો જરા પણ વાંકી ચાલે તો તેજ વખતે તેના કટકા કરી નાંખું ! છોકરી પણ જાણે છે તો કે ' મારો બાપ વાઘ જેવો છે ! ' અને તેથીજ તે બ્હીને ચાલે છે ! "

" તો પણ ધીમે ધીમે ' નખમાંથી પગ ' નીકળે, એ પણ ખાસ માની રાખજો ! જૂઓની, સાસરે જવાને માટે તમારી અને મારી મરિયાદા મૂકીને પણ હવે તે ખુલ્લી રીતે બોલી કેની ? એ એમ છે કે ' પ્યાસ ન જૂએ ધોબીઘાટ, અને કામ ન જૂએ જાત કૂજાત ! ' વચમાં આવેલાં છોકરાં ભાગ્યે કોઇકજ સીધાં રહે, માટે મમત મૂકો, અને છોકરીને સાસરે વળાવો. "

" વળી એની એજ વાત ! " મમતદાસ મિજાજમાં બોલ્યો તને સાફ કહું છું કે, તારે એ વિષેની વાતજ મારી પાસે કરવી નહીં. તારી સલાહની મારે જરૂર નથી. તારાં કરતાં મારામાં વધારેજ અક્કલ છે, સમજી ? "

"અક્કલ હોય તો છોકરીનો અવતાર ધૂળ કરવા જેવું કરોજ નહીં. અક્કલ અંધારે વેચાઇ છે ત્યારેજ તો !"

"કેમ! બોલતાં બહેકી કે? વધારે જીભ ચલાવશેની તો તારાજ હાડકાં પહેલાં તો રંગાઈ જશે! ખબરદાર જો આજ પછી એ વિષે એક શબ્દ પણ મારી પાસે બોલી તો યાદ રાખજે કે તારાં હાડકાંનો ચૂરો થશે !"

"ઠીક ! મારે શું ? તમારે પાલવે તેમ કરો !" આમ છણકો કરીને જમના તેની પાસેથી ખસી ગઈ.

પણ મમતદાસના મગજપર, સ્વપત્નિની સૂચનાની કિંચિત પણ અસર થઈ નહીં, એજ સાર હમણાં તો નીકળ્યો, તો પણ વળી પાએક કલાક પછી તેણેજ પોતાની પાસે જમનાને બોલાવીને કહ્યું "જો ! તારી વાત કંઇ હું ખોટી માનતો નથી, પરંતુ હમણાં વાત મમતે ચઢી છે, અને હમણાંજ જો છોકરીને સાસરે મોકલું તો મારૂં નાક કપાઇ જાયની ? તેણીનો સસરો તિરસ્કારમાં છે, અને હવે તો તે કાગળ પણ લખતો નથી ! ત્યારે શું વગર બોલાવે મારી મૂંડી નીચી કરીને છોકરીને તેને ત્યાં વિદાયે કરૂં ? તું પોતે મારૂં નાક કપાવવા રાજી હોય, અને તેવીજ સલાહ આપતી હોય તો તેમ કરૂં ?"

"તેમ તો મારાથી પણ કેમ કહેવાય ?" જમના પણ શાંતતા પામીને બોલી "બાકી એટલુંજ કે હવે જો વ્હેવાઇનો પત્ર આવે, અને તેમાં જો ચપળાને વિદાયે કરવાનું લખે તો હવે તમારો મમત ચલાવતાં નહીં, એજ મારૂં તમને કહેવું છે."

"તે તારી વાત મારા મગજમાં ઉતરી, અને હું તેમજ

કરીશ." મમતદાસે તેણીને હમણાં તો સમજાવી દીધી, અને પોતે ઘર ખર્ચેનો હિસાબ લખવા બેસી ગયો—જો કે તેના મગજમાં જે મમત હતો તે કંઇ કમી થયોજ નહોતો ! એ તો હમણાં માત્ર જમનાને ઠંડી પાડી દીધી !

---

## ચક્ર ૭ મું.

### દોહરો.

શાંતિલાલે પ્રપંચમાં, વિસ્તારી કહી વાત;
ચપળા પીગળી પલકમાં, આખર અબળા જાત !

### નાદાનીનો નમુનો !

ચપળા તો રાતી પીળી થઇ રહી હતી ! પોતાના પિતા સાથે તેણીને કડવાશ થયાં પછી, અને વીમળા તથા શાંતિલાલે તેણીને સમજાવીને ગમે તેટલી શાંત રાખ્યા છતાં, તેણીનું ચિત્ત ચોર્યાસીના ચક્રપરજ ચઢયું હતું, અને તે માત્ર કામાગ્નિના નીકળેલા તેના અંગમાં ભભુકતા ભડકા શિવાય અન્ય તો નહોતુંજ ! તેણી ગમે તે પ્રકારે પણ પોતાના પતિના પ્રસંગમાં જવાને તલપી રહી હતી, અને તેથીજ તેણી પોતાના દિવાનખાનાની બારીમાંથી ઇશારત કરીને શાંતિલાલને વારંવાર પૂછયા કરતી હતી કે "કેમ, કંઇ પત્ર આવ્યો ?" આના ઉત્તરમાં શાંતિલાલ પણ હાથની ઇશારતથી નન્નોજ વારતો હતો. ચારેક દિવસ આવો નાટક ચાલ્યા કીધો.

પાંચમે દિવસે શાંતિલાલને, કંઇક તહેવાર હોવાથી કોર્ટે

બંધ રહેવાને લીધે કોર્ટમાં જવું નહોતું, માટે તે દિવસ સુગમ ધારી ચપળાને પોતાને ત્યાં બોલાવવાનો ઠરાવ રાખ્યો, અને તેણીને પેલો પત્ર–બનાવટી–તૈયાર કરેલો પત્ર ટેબલના ખાનામાં બરાબર ગોઠવી મૂક્યો. ટપાલનો સીપાઇ આવી ગયાં પછી શાંતિલાલે ઇશારત કરીને ચપળાને પોતાને ત્યાં આવવાને કહ્યું, અને તેણી પણ ઉત્સાહ ભેર તેને ત્યાં દોડી ગઇ; જતાંની સાથેજ તેણીએ પૂછ્યું કેમ, કંઈ કાગળ આવ્યો છે કે ?"

"હા." શાંતિલાલે કહ્યું "માટે તો તને મેં બોલાવી છે."

"કાગળ ક્યાં છે ?"

"આ રહ્યો." તે પત્ર ટેબલના ખાનામાંથી કહાડીને તેણીને આપ્યો, અને તેણી તે વાંચવા બેઠી. વાંચતાંની સાથેજ તેણીની આંખોમાંથી આસું પડવા માંડયાં, અને અત્યંત નિરાશ થઈ તેણીએ પોતાનું માથું ખુરસીની પીઠ પાછળ નાંખી દીધું ! તેણીને એવો તો વહેમજ ગયો નહીં કે, તે પત્ર બનાવટી હતો: કેમકે પોતાના પતિના હસ્તાક્ષર તેણીએ કદી પણ જોયેલા નહીં હોવાથી તેણી તે ઓળખી પણ કયાંથી શકે? તેથીજ તે પત્ર પોતાના પતિની તરફનોજ હોય, એવીજ અસર તેણીના મનપર અચળ થઈ રહી !

તે પત્રમાં શું લખ્યું હતું, તે જાણવાને વાંચનારનું મન પણ તલપાપડ બન્યું હશે, માટે તે પત્ર પ્રગટ કરવાની જરૂર છે. તે પત્ર આ પ્રમાણે હતો:—

"પરમ સ્નેહી ભાઇ શ્રી શાંતિલાલભાઇની સેવામાં–વિ. વિ. તમારો સ્નેહયુક્ત પત્ર મને મળ્યો છે. વાંચી વિગત જાણી. મારી

વાઇફની બાબતમાં તમે જે લખ્યું છે, તેનો ખુલાસો તમને ટૂંકમાં એટલોજ કરવાનો કે, તેણી હવે મારી પત્નિ નથી, અને હું તેણીનો પતિ નથી, એમ તેણીને કહી દેજો. તેણીને પાલવે તેમ તે ભલે કરે, અને મને પાલવશે તેમ હું કરવાને મુખત્યાર છું. આટલું જણાવવાની સાથે તમને પણ લખવાનું યોગ્ય ધારૂં છું કે, તમે પણ એ વિષે પુનઃ કંઇજ લખશોજ નહીં. તમારી અને મારી વચ્ચેનો સ્નેહ સંબંધ તેણીના વડેજ છે, એમ માનશો નહીં, પરંતુ તેણીને બાજૂપર નાંખી માત્ર આપણોજ મિત્રભાવ કાયમ રાખવાને મારી વિનંતિ છે.

લી૰ સ્નેહાધિન—મોતીલાલ. ”

“ ચપળા ! નિરાશ ના થા, દુનીઆમાં એવાજ રંગો બને છે, માટે તારે નાખુશ થવાની જરૂર નથી. ” શાંતિલાલે તેણીને આશ્વાસન આપતાં તદબીરથી જણાવ્યું “ તારા પતિને તારી ગરજ નથી, અને તે તને આવો પત્ર લખે છે તો તું શું તેના વગર ભૂખે મરે છે, અથવા તને પણ અન્ય પતિ નહીંજ મળે કે ? તારા જેવી રૂપવંતિ રંભા સંગે લગ્ન કરવાને કયો યૂવાન ના પાડશે ? તે નહીં તો તેના ભાઇ બીજા ઘણા છે. ”

“ પણ લગ્ન થયાં છે તે રદ થઇ શકે ? આપણાં વણિકોમાં એવું બને ખરૂં ? ”

“ બને તો નહીંજ, પણ તારા વરને તે બનાવવું છે તો તેમાં તું શું કરશે ? ”

“ હું તેને બારણે જઇને બેસીશ. ”

“ એટલે ! તું પરાણે પ્રીત કરવા માંગે છે, એમજ કેની ? ”

" અલબત. શા માટે નહીં કરૂં ? પરણેલા પતિનો હાથ ઝાલીને રસ્તા વચ્ચે ઉભો રાખવાનો મને હક્ક છે. અરે ! ભર બજારમાં તેને ગળે વળગી પડીશ તો ! "

" તારી મ્હોટી ભૂલ છે. એ તો જબરજસ્તીનો સોદો ગણાય, અને એવી પરાણે પ્રીત કરવામાં તને સુખ શું મળે ? એ તો આખરે ધેડ ફજેતાજ ! "

" ત્યારે મારે બીજું શું કરવું ? "

" તે બીજી બાયડી કરશે તેમ તું બીજો પુરૂષ કરજે, એજ વળી કરવું. "

" અને ન્યાત વાળા તેમ કરવા દેશે ? તેઓ વળી કંઇ વાંધો નહીં ઉઠાવે ? "

" ન્યાતની દરકાર રાખવાનીજ નહીં. ન્યાતથી બ્હીવાનો વખત તો વહી ગયો, અને હવે તો સુધારાનો સૂસવાટ સડસડાટ ચાલ્યો છે, માટે ન્યાત ગઈ જહાનમની ખાડીમાં. "

" ન્યાતની ગરજ નહીં રાખું તો થાય. " ચપળા જરા વિચાર કરીને મગજ ફેરવતાં બોલી " તો ભલે તમારી સલાહ કબૂલ છે; પણ તમે કોઇ મારા યોગ્ય પુરૂષ લગ્ન માટે શોધી આપશો ત્યારેની ! "

" ઘણાએ તૈયાર છે. તને જો વાંધો નહીં હોય તો હું પોતે તારી સાથે લગ્ન કરીશ. "

" એ શું બોલો છો ! " ચપળા ચમકીને બોલી "આપણો સંબંધ ભાઇ–બહેનનો, અને તેમાંથી પતિ–પત્નિનો સંબંધ સંધાય ખરો કે ? "

" ઓ યસ. કંઇજ વાંધો નહીં. હમણાં સુધી ભાઇ-બ્હેન જેવાં મ્હોઢેથી વાતો કરવામાં મનાયાં, પણ આપણે પરણ્યાં એટલે પતિ-પત્નિ તરીકે મનાઇશું. "

" પણ તમારી ને મારી જ્ઞાતિ જૂદી છે, તેનો કંઈ વિચાર ?"

" જ્ઞાતિ જૂદિ છે, પણ આપણી વચ્ચે રોટી વ્યવહાર છેજ કેની ? "

" તેમ છતાં તમારી જ્ઞાતિ તમને હેરાન કરશેની ? "

" જ્ઞાતિની દરકાર નહીં રાખવાની સલાહ હું તને આપું છું તો પછી હું પોતે પણ મારી જ્ઞાતિની દરકાર રાખું ખરો કે ? જ્ઞાતિને તો હું ગજવામાં નાંખી દઇશ. "

" ત્યારે તો ખરૂં. " ચપળાએ ચોક્કસ ઉત્તર આપતાં પહેલાં અનેક પ્રકારનો વિચાર પહોચાડવા માંડયો, અને આખરે ઉશ્કેરાઇને તેણી બોલી " ઠીક છે તો તેમ કરીશ; પણ મારાં માતા-પિતાની પીડા છેની ! તેઓ આ વાત સાંભળતાંજ ભડકી ઉઠશે, અને મારાં ભોગ ફરી વળશે ! "

" જેમ ન્યાતની દરકાર નહીં રાખવી તેમ મા-બાપની પણ શા માટે દરકાર રાખવી ? "

" ત્યારે તો બરાબર. પછી કંઇ વાધો નહીં. "

" તો હવે તું ચોક્કસ કબૂલાત આપે છે, અને મારી સાથે તું લગ્ન કરશેજ, એવીજ આશા હું રાખું કે ? "

" હાલ તરત તો એવીજ આશા રાખજો, અને ચોક્કસ કબૂલાત એક-બે દિવસ પછી હું આપીશ. "

" કેમ વારૂં ? હજી કંઇ તારા મનમાં વસવસો છે ?

બીજા કોઇની સલાહ તારે લેવી છે ?"

" તેવું કશું નથી, પરંતુ વિશેષ વિચાર કરીને કામ કરવું યોગ્ય ગણાય."

" વિશેષ વિચાર કોની સાથે તારે કરવાનો છે ? તારા મન સાથે કે બીજા કોઈ સાથે ? "

" મારા મન સાથેજ. "

" તારૂં મન તો તારી સાથેજ હાઝર છે, અને તેની સાથે તું હમણાં પણ વિચાર કરી શકે છે."

" હા. તે તમારૂં કહેવું ખરૂં છે, પણ—"

" એ પણ–બણ નહીં જોઇએ. બસ, તું હા કહી દે. આપણી જોડી જગતમાં જશવંત જણાશે."

" એમ ! ચોક્કસ ? "

" બરાબર ચોક્કસ ! આપણે બંને પ્રેમ પંથના પક્કા પુષ્પ બની પ્રેમ વાડીમાં આનંદે મહાલીશું."

" ત્યારે તો હું તમને પરણીશ, એ પણ ચોક્કસ છે."

એટલામાંજ ચપળાની માતાએ તેણીને બૂમ પાડી બોલા-વ્યાથી તેણી " હવે તો આવતી કાલે મળીશ." કહીને પોતાને મકાને દોડી ગઇ, અને શાંતિલાલ આશાવંત વિચાર કરતો બેઠો.

# ચક્ર ૮ મું.

### દોહરો.

ચપળા ચસકી ચડપમાં, પલકમાંજ પલટાઈ;
નેક ટેક જે એક તે, નીતિ શ્રેષ્ઠ મનાઇ.

### આશા ગેપ!

ચપળાને રાજી રાખવાને તેણીની માતા જમના તથા પિતા અમતદાસ વિશેષ આગ્રહી થયાં, અને તેણીને સાસરાનું સ્મર્ણ થાયજ નહીં તેને માટે તેમણે ચપળાને આમ તેમ મેળા-તમાસા-નાટકો બતાવવાના રસ્તા લીધા. આજે પણ શનિવાર હોવાથી તેઓ સ્વપુત્રિને નાટક જોવાને લઈ ગયાં. અગર જો નાટક જોવા જવાને ચપળાનો જીવ જરા કચવાયો હતો; કેમકે તેણીને એવું લાગ્યું કે "જો નાટકમાં જઇને વળી પતિ-પત્નિના પ્રેમ પંથની વાતો સાંભળીશ તો વળી મારા મનમાં પણ પતિ સમાગમની ચટપટી થઇ આવતાં વળી મારો જીવ તળે-ઉપર થઇ જશે!" આવો સંતાપ થવા છતાં પણ નાટક જોવાની હોંસ તો ખરીજ! તેથી તેણી તે જોવાને ગઇ પણ ખરીજ! તેમાં એક દેખાવ એક પતિવૃત્તા યૂવતિ, અને એક કામાન્ધ નૃપતિ વચ્ચેના સંવાદનો તેણીએ જોયો તથા સાંભળ્યો. તેમાં તે નૃપતિએ તે પતિવૃત્તાનો પ્રેમ પામવાને તેણીનાપર બલાત્કાર કરવાની પણ પ્રેરવી કરી! તેજ પ્રસંગે તે પવિત્ર પતિવૃત્તાના મૂખમાંથી એટલાંજ વચનો નિકળ્યાં કે "ઓ! અધમ રાજા! ઓ! રજપૂત નામને નામોશીમાં નાંખનાર નૃપતિ! તું બલાત્કાર માટે તલપ્યો

છે, પણ યાદ રાખજે કે, મારાં પવિત્ર પતિવૃત્તપણાંનો પ્રકાશ તારી નીચ મનોવૃત્તિને અંધકારમાં મૂકી, મારા જેવી સતીની સાહ્યતામાં શ્રી હરિ પોતેજ પધારી, તું તારી આશામાં અટવાઇ, અટકાઇ, જખ મારતો પાછો પડશે ! ઓ દુષ્ટ ! તું તારેજ હાથે તારૂં બૂરૂં કરવા નીકળ્યો છે ! ઓ કામાન્ધ કીડા ! ચેત ! આ પતિવૃત્તાને છેડવા જતાં ખૂંદાઈ-ખૂંદાઇ જશે ! મરશેરે મરશે !" આવાં વચનો તે નિર્મળ નારીના મૂખમાંથી નિકળતાંજ તેણીની સાહ્યતામાં તેજ ક્ષણે શ્રી ભગવાન વિમાનમાં બિરાજમાન થયેલા પધાર્યાં, અને તેજ ક્ષણે તે ભૂંડો ભૂપતિ જમીનપર ગગડી પડયો ! સતીને તે સ્થળેથી પલાયન થવાનો શુભ પ્રસંગ ભગવાને બક્ષ્યો ! તેણી ત્યાંથી ચાલી ગઈ ! ભગવાન અદષ્ય થયા ! રાજા ઉઠીને આક્રંદ કરતો નિર્માલ્ય જેવો બની પોતાના મહેલમાં ભરાઇ ગયો ! આ દેખાવ-આ નાટય પ્રયોગ નિહાળતાંજ ચપળાના મગજ પર વળી જુદીજ અસર થઇ, અને તેણીએ પોતાના મનમાં એટલુંજ નિર્માણ કર્યું કે "ગમે તેમ થાય, તો પણ પરણેલા પતિ શિવાય અન્ય પુરૂષને પતિ તરીકે નહીંજ ગૃહણ કરવો, તેમાંજ અંતે શ્રી હરિ મને પણ સાહ્ય થશે, એજ ચોક્કસ છે." આટલું દઢ કરી તેણી નાટકની સમાપ્તિ થતાં સુધી તેજ વિચારમાં રહી, અને સ્વગૃહે ગયાં પછી વળી તેણી પોતાના બિછાનામાં સૂતી, અને માત્ર એટલોજ વિચાર કરવા લાગી કે "નાટકમાંથી જેમ અનીતિનો રંગ લાગે છે, તેમજ નીતિનો રંગ પણ લાગે છે, અને આજનો નાટય પ્રયોગ જોતાંજ મને તો એમજ મનાયું છે કે, પતિની પ્રીતિ શિવાય સર્વ મિથ્યા છે. પરણેતરનો પ્રેમ એજ પવિત્ર પ્રેમ છે, અને તેનેજ શીર સાટે

માનવામાં મોજ છે, મઝાહ છે અને માંગ્લિકતા પણ છે. શાંતિ-લાલની ધાનત મારા પ્રત્યે ભ્રષ્ટ થઈ છે, અને તેના સમજાવ્યા-થીજ મારી મતિ પણ તેના પ્રત્યે થોડી ભ્રષ્ટ થઇ હતી ખરી, પણ હવે તો તેને હું તરછોડીજ કહાડીશ, અને તેને સાફ સંભ-ળાવી દઇશ કે 'તું મારો ભાઈ, અને હું તારી બહેન—બંને ભાઇ બહેન વચ્ચે લગ્ન ગાંઠ બંધાયજ નહીં; માટે હવે પછી તારે એ વાતજ વદવી નહીં' આમ ખુલ્લું ખખડાવીને કહેવામાં મને શરમ પણ શાની હોય? નાટકમાં એક માનવંત મહારાજા જેવા મહાન પુરૂષને તરછોડી કહાડતાં એક પતિવૃત્તા નારી જરા પણ શરમાઇ નહીં કે ખંચાઇ નહીં તો શાંતિલાલ જેવા સાધારણ માણસને તરછોડવામાં મારે પણ શા માટે ખંચાવું જોઇએ? જરા પણ નહીં." આમ વિચાર કરતાં તેણી વળી કપાળ પર હાથ ફેરવતાં બોલી "પણ હવે મારા પતિને મેળ-વવાનો પ્રયાસ તો કરવોજ જોઈએ, પરંતુ તે પ્રયાસ કેવે પ્રકારે કરવો, અને મારા પ્રાણપ્રિય પરણેતરની મુલાકાત કેવી રીતે મેળવવી તેને માટેજ મારૂં મન તલપી રહ્યું છે. શાંતિલાલ તો હવે મને સીધી સલાહ આપવાનો નથી, તેમજ એવો કોઇ અન્ય વિશ્વાસુ સલાહકાર પણ મારા સમાગમમાં નથી કે તેની સલાહ મેળવું. હવે તો મારી મનોવૃત્તિ, એજ મારી સલાહની આપનાર સખી! માટે ઓ! મન, તું મને જેમ દોરવશે તેમજ હું તો દોરવાઇશ." આમ મનનૂ કરતાં તેણીની આંખોમાં લહેર આવવા માંડી, અને તેણી નિદ્રામાં પડી.

પ્રભાતમાં પાંચ વાગતાંનો સમય થતાંજ તેણીને તરેહવાર સ્વપ્નું આવતાં તેણી એકદમ જાગી ઉઠી, અને ઝબકીને પથારી-

માંજ બેઠી થઇ ગઇ. અંગવસ્ત્રનું ઠેકાણું નહીં, તેમજ માથાનાં કેશ નિદ્રામાં વિખેરાઇ ગયલાં, અને ઉંઘમાં આલોટતાં ચોળીનાં બટન પણ તુટી પડેલાં ! આવી સ્થીતિમાં તેણીને સ્વપ્નું પણ એવુંજ આવેલું કે "શાંતિલાલ સાથે લગ્ન થયાં, અને તેના સયનગૃહમાં તેણી શાંતિલાલ સંગેજ જાણે વિલાસમાં મશ્ગુલ થઇ ગઇ છે !" આ સ્વપ્નાએજ તેણીને તત્કાળ ચમકાવીને જાગૃત બનાવી, અને જાગૃતાવસ્થામાં આવતાંજ તેણી નિઃશ્વાસ નાંખતાં બોલી "શું આ પ્રભાતનું સ્વપ્નું સત્યજ ઠરશે ? શું શાંતિલાલ સાથેજ મારાં લગ્ન થશે ? શું તેના જેવા ભાઇનેજ આ બહેન પરણશે ?" આમ સંતાપ કરતી તેણી જરા ગરમ બની બોલી ઉઠી "ઉપરથી પરમેશ્વર આવીને મને કહેશે, તો પણ એવું તો મારાથી કદી પણ નહીં બને ને નહીંજ બને ! એવા સ્વપ્નાને તો હું મારા મગજમાં જરા પણ સ્થાન આપનારજ નથી, અને એ શાંતિલાલને હવે ચોખ્ખું ચટ સંભળાવી દીધાં વિના મને શાંતિ પણ વળનાર નથી." આમ બોલતાં તેણી વળી બિછાનામાં પડી, અને ઘેરાયલી આંખોથી વળી નિદ્રામાં પડી, અને વળી ફરીને એજ બાબતનું, તો પણ આગલા સ્વપ્નાથી ઉલટુંજ સ્વપ્નું આવ્યું કે "શાંતિલાલનો વિશ્વાસ કરશે તો પસ્તાશે !" આટલા સ્વપ્નવત શબ્દોથી વળી તે જાગૃત બની ગઇ, અને પ્રભાતના સાડાછનો સમય થતાં તેણી આનંદમાં ઉઠીને વળી વિચાર કરવા લાગી કે "હવે સમજાયું ! સ્વપ્નની વાતપર આધાર રાખવોજ નકામો છેઃ કેમકે સ્વપ્નનો રંગ તો માત્ર દિવસના થતા વિચારોના પ્રતિબિંબ

સમાન છે, માટે એવી જંખનાપર આમ કે તેમ આધારજ રાખવો નહીં, પણ મનને જે યોગ્ય, સન્માર્ગ સૂચક અને સત્ય મનાય તેજ કરવું, અને તેજ પાર પાડવા પ્રત્યે મમત રાખવો." આમ નિર્માણ કરી તેણી શાંતતામાં નીચે ઉતરી ઓટલાપર દાતણ કરવા મંડી. સામેથી શાંતિલાલે પોતાની બારીમાંથી તેણીના સન્મૂખ જોઇ ખોંખારવા માંડયું, તેણીની નજર પોતાની નજર સામે લગાડવાને અનેક ચેનચાળા ચલાવી તરેહવાર 'સીગનલો' આપવા માંડી, પરંતુ ચપળાએ તેની સામે જરા પણ નહીં જોતાં તેણી તો ઓર તેની સામું "થૂ" કરીને થૂંકવા મંડી! આથી શાંતિલાલ પણ વિચિત્ર વહેમમાં પડી ગયો; અને ચપળા સપાટાબંધ દાતણ કરી ચડપમાં પોતાના ઘરમાં ચાલી ગઇ.

---

## ચક્ર ૯ મું.

દોહરો.

ચપળા શાંતિલાલને, મળી કરે છે વાત;
શાંતિલાલે શૂરમાં, સંભળાવ્યો ઉત્પાત!

"એક ઘાના બે કટકા!"

ચપળા વિચાર કરવા લાગી કે "શાંતિલાલને હવે ખુલ્લું કહી દેવુંજ સારૂં છે; કેમકે તેમ નહીં કરીશ તો તે દરરોજ મારી તરફ જોઇ મને બોલાવવાને અનેક રીતે ચાળા ચસ્કા ચલાવ્યાજ કરશે." આમ વિચાર કરીને તેણી અવકાશને વખતે તેની પાસે ગઇ. તેણીને જોતાંજ શાંતિલાલે મોં મલકાવતાં જણાવ્યું

" કેમ શેઠાણી સાહેબ, તમે તો કંઇ ઘણા મોંઘા થઇ ગયા છો ? તે દિવસે વચન આપીને ગયા તે છેક આજે આવ્યા ! તમને બોલાવવાને મેં પ્રભાતમાંજ અનેક ઇશારતો કરી, પણ તમે તો મારી ઇશારતના ઉત્તરમાં મારી સામું થૂંક્યા ! કેમ ખરૂં કેની ? "

" હા. થૂંકી તો ખરી, અને હજી પણ તમારી એવી પાપી ઇશારતની સામું હું તો થૂંકીશજ. બોલો ! હજી કંઈ પૂછવું છે ? "

" હેં ! " શાંતિલાલ સડક થઈ ગયો ! તેણે બાજી બદલાયલી માની લેતાં વળી પૂછ્યું " કેમ વારૂં ? તમારૂં મન વળી કંઇ ચક્રપર ચઢયું છે કે ? વળી મગજનું કાતરિયું ગેપ થઇ ગયું, અને આપણા ઠરાવને ઘોળી પીવા ધાર્યો છે ? તમે એકવચની છો કે બેવચની ? તમારી બુદ્ધિ સવળી છે કે અવળી ? "

" અવળી હતી, પણ હવે તો તદ્દન સવળીજ થઇ છે. "

" સવળી થઇ હોય તો તમારા વચનને આમ એબ લગાડોજ નહીં. તમે તમારી કબૂલાતને કલંક લગાડો છો ! "

" કબૂલાત કરતાં મારી નીતિની કિમ્મત અધિક છે. "

" નીતિની કિમ્મત છે તો પછી મારી સાથે તમારાં લગ્ન થયાં પછી નીતિનો નિયમ જળવાશે, અને તમારી નીતિની કિમ્મત પણ જળવાશેજ. "

" નીતિની કિમ્મત નાબૂદ થશે, અને અનીતિની કિમ્મત અંકાશે ! આમ કહો તોજ ન્યાય કરેલો કહેવાય. "

" એટલે ! કંઈ કારણ ? "

" કારણ એજ કે મારા પરણેલા પતિને પડતો મૂકીને તમારા જેવા પર પુરૂષ સાથે—અરે ! તમારા જેવા એક મારા

પાડોસી ભાઈ સાથે લગ્ન કરૂં તો તે અનીતિજ ગણાય ! હવે ન્યાય નિયમનો સાર સમજ્યા કે ? "

" ચપળા ! આ તારા શબ્દો આશા ભંગ કરનારા છે ! "

" તમારી આશા ભંગ કરનારા ખરા, પણ મારી તો નહીંજ.."

" કેમ વારૂં ? તેં મારી સાથે લગ્ન કરવાની આશા રાખી નહોતી ? "

" ના ભાઇ–કદી નહીં. "

" ત્યારે તેં મારી સાથે લગ્ન કરવાનું નક્કી કરેલું, એ શું ખોટું કે ? "

" ખોટુંજ. "

" તું શું એમ કહે છે કે તેં મને વચન નથી આપ્યું ? "

" વચન આપેલું તે માત્ર સ્વપ્ન સમાનજ સમજવાનું. "

" તે સમયે તું શું સ્વપ્નવત હતી ? તું તો જાગૃતજ હતી."

" જાગૃત ખરી, પણ મગજની નિર્બળતા, આત્માની અનિયમતા, અને મનની મલીનતાને લીધે તે સમય સ્વપ્ન સમાનજ સમજી લેવાનો. "

" આ બધી વકીલાતની વિદ્યા કઇ નિશાળમાં શીખી ? "

" તમારીજ નિશાળમાં ! તમારી કુમતિએ મને સત્ય માર્ગ શીખવ્યો છે. "

" તારી ભૂલ છે. તું મગજને શાંત રાખી હજી પણ વિચાર કર, અને તારા વચનને બટ્ટો ના લગાડ. તું મારી સાથે લગ્ન કરીને સુખીજ થશે.

" એવો અનિતિથી કોણ સુખી થયાં છે કે તમો ને હું

સુખી થઇશું ? તમારી તો અક્કલ અંધારે વેચાઇ છે ! તમારી સાથે મારી અક્કલ પણ અંધારામાં આવી હતી, પણ મારાં સદ ભાગ્યે મારી અક્કલ તો અંધારામાંથી અજવાળામાં પાછી આવી છે, અને હવે તમારી અક્કલ પણ અંધારામાંથી ઉગરી અજવાળામાં આવે તો તમારૂં ભાગ્ય પણ સુધરેલુંજ સમજાય. ”

શાંતિલાલનું મગજ કંઇક તપી આવતાંજ તેણે ચપળાનો હાથ ઝાલી જુસ્સામાં જણાવ્યું “ હવે બધી સિફાઈ જવા દેની ! જાણી તારી સફાઈ ! તું ગમે તેમ છટકવા માંગશે, પણ તારાથી નહીં છટકાય, અને હું તને કદી પણ છોડનાર નથી. એ તો આપણાં લગ્ન થયેજ છૂટકો ! ”

“ અરે જાવરે લગ્ન વાળા ! કદી આકાશ પાતાળ એક થઈ જાય, તો પણ એ વાત કદી પણ બનનાર નથી તો ! ”

“ પણ મારે તે બનાવવી છે, અને તે હું બનાવીશજ ! ”

“ ખાંડ ખાવ ખાંડ ! એમ કંઈ પારકાં ઘરના ખતપત્ર નહીં થઇ શકે ! ”

“ તું મને ઓળખે છે કે ? હું કોણ છું તે તું જાણે છેની?”

“ હા. હું જાણું છું કે તમે એક વકીલના કારકુન છો, અને કદાચ તમે કોઇ હાકેમ હોવ તોયે તમે શું પરાયો માલ જબરજસ્તીથી લૂટી શકો કે ? આ કંઇ મૂગલાઇ નથી, પણ ઈંગ્રેજી રાજ્ય છે. સમજ્યાની ? ”

“ એટલે તું તારા માથામાં ઘણો પવન ધરાવે છે, કેમ? ”

“ નીતિનો પવન, નીતિનો નિશ્ચય અને નીતિનો નેક તો ધરાવું છુંજ. તમારી પાસે હું સારી સલાહ લેવા આવી તો તમે

અને અવળોજ રસ્તો બતાવ્યો! એ તો પેલી કહેવત છેની કે 'આવી મળવા તો બેસાડી દળવા!' જેવી વાત બની! પણ તેમ નહીંજ બને! ફોગટ ફાંફાં મારવાનું મૂકી દો."

"મૂકું તે કેમ? આખરે મારૂં ધાર્યુંજ કરીશ, અને તનેજ પરણીશ."

"પરાણે પરણશો? બહેનને બાયડી બનાવશો? પર પ્રિયાને સ્વપત્નિ કરશો? કંઇ બોલતાં શરમાતા પણ નથી?"

"પરાણેજ પરણીશ! ગમે તેમ કરીને પણ તનેજ પરણીશ."

"જવા દો એ પતરાજી! આ ભવમાં તો એ કદી બનનાર નથી."

"મારે તે બનાવવું છે. યાદ રાખજે કે તું મારા સકંજામાંથી છટકવા નહીંજ પામે! હું પણ એક કાળો નાગ અને બાંડો સાપ છું!"

"એવા તમારા દમામથી ડરનારી હું નથી. એ રોપ જવાજ દેજો!"

"એમ કે! ઠીક છે! હું પણ જોઈ લઇશ! ખૂબ સંભાળજો!"

"જારે મૂવા લુચ્ચા! તારા જેવા લફંગાથી હું બ્હીતી નથી." કહીને ચપળા ચડપમાં ત્યાંથી ઉતરીને ચાલી ગઇ.

શાંતિલાલ આશા ભંગ થવાથી અત્યંત સંતાપમાં પડી ગયો, અને મનમાં અનેક તરેહના ઘાટ ઘડવા લાગ્યો.

---

# અંક ૧૦ મું.

**દોહરો.**

ચપળાએ ચતુરાઇથી, ખરી ગોઠવી ગાથ;
તેણીને સાઇઠ મળ્યો, વાંકાલાલનો હાથ.

**સબળ સાહ્યતા.**

ચકોર ચપળાના મગજમાં મહા ક્રોધ વ્યાપ્યો. શાંતિલાલના સ્વાર્થિ સપાટાથી તેણી લેશ માત્ર પણ નહીં બ્હીતાં ઓર તેણીના મગજમાં રાગ દ્વેષ–શાંતિલાલ પ્રત્યે જાલમ ઝેર વ્યાપિ રહ્યું, અને "તે નીચ અવશ્ય ઇર્ષાથી મારીપર ગમે તે પ્રકારની પીડા ઉત્પન્ન કરવાની કોશિષ કરશે તેમજ મારીપર અનેક અપવાદોની આપ્રત વર્તાવશે!' આમ ધારીને ચપળાએ પોતાના પક્ષમાં કોઈ પણ બળવાનને રાખવાની ઇચ્છા કરી. તેના સંબંધમાં કેટલોક વિચાર કરીને તેણીએ, પોતાન મકાનથી ચાર–પાંચ ઘર મૂકીને રહેનાર વાંકાલાલ નામના એક વણિક વીરને મળવાનો વિચાર રાખ્યો. આ આ વણિક સુમારે પંચાવન વર્ષનો વયોવૃદ્ધ હતો, તેમજ તેનામાં ગમે તેટલાં કૂકર્મ ભરેલાં છતાં વળી દયાળુપણાંનો ગૂણ પણ હતો. વળી તે બાંડો સાપ જેવો પણ શહેરમાં ગણાતો હતો, અને એક લુચ્ચા–લફંગા તરીકે સુરતીઓમાં તે પંકાયલો હોવાથી તેનું નામ સાંભળતાંજ લોકો બ્હી જતાં હતાં. તે વાંકાલાલની બે સ્ત્રીઓ સ્વધામ પહોંચ્યાં પછી તે ત્રિજી પત્નિ પરણ્યો હતો, અને તેણીનું નામ તેણીનાં માતા–પિતાએ ગમે તે રાખ્યું હશે, પણ વાંકાલાલે તેણીને લાડકી તરીકે માનેલી હોવાથી

તેણીનું નામ વાંકાલાલે પણ તેવુંજ લાડકું-મધુરી કરીને રાખ્યું હતું. તેની વય આશરે ત્રિશેક વર્ષની હતી, અને તેણી રૂપે રંગે જેમ રમણિક હતી, તેમજ સ્વભાવે પણ આનંદી અને મિલનસારજ હતી. તેણીની સાથે ચપળાને માત્ર સાધારણ ઓળખાણ હતી તો પણ તેણીને પોતાની સખી બનાવી તેણીની મારફતે વાંકાલાલને પોતાના હાથમાં લેવાની રચના ચપળાએ રચી, અને તેજ વિચારથી તેણી તરતજ તેણીની પાસે ગઈ.

આ સમયે પાછલાં પહોરના સુમારે ચાર વાગ્યાં હતા. વાંકાલાલ કંઇક કામસર બહાર ગયો હતો, અને મધુરી એક રૂમાલ ગૂંથવા બેઠી હતી. પોતાને ત્યાં ચપળાને આવેલી જોતાંજ મધુરીએ તેણીને મિઠાશથી બોલાવતાં જણાવ્યું " આવ બહેન, બેશ. " કહીને ચપળાને તેણીએ પોતાની પાસે બેસાડી. કેટલીક સામાન્ય વાતો ચલાવ્યા પછી મધુરીએ તેણીને પૂછયું 'પડોસમાં તું રહે છે, અને એક પડોસણ તરીકે આ તારી નવી કાકીની ખબર પણ તું તો કદી લેતી નથી ! આમ આવે જાય તો સારૂં લાગે. "

" નવી કાકી ! તમારી સાથે મારે વિશેષ પરિચય નહીં, માટે કામ વગર આવતાં મને જરા શરમ આવે છે. આજે તો તમારી ગરજ મને પડી છે, માટેજ આવી છું. " કહેતાં ચપળાની આંખોમાં આસું આવી ગયાં.

" રડે છે શા માટે ? મારી શી ગરજ પડી છે તે ખુશીથી કહી દે. તું જરા પણ અચકાતી નહીં. "

" વાત એમ છે કે-" ચપળાએ પોતાની, તેમજ શાંતિ-

લાલના સંબંધની તમામ વાત કહી દીધી, અને છેવટે બોલી " એ મૂવો રાતિડાનો સ્વાર્થ સંધાયો નથી, માટે એ તો હવે મારી પાછળ લાગી મને હેરાન કરવાનીજ ખટપટ કરશે ! માટે જો વાંકાલાલ કાકાને તમે સમજાવો, અને તેઓ જો તે મૂવાને બોલાવીને ધમકાવે તોજ તે દબાઇ જાય. વાંકાલાલ કાકા તો તેને એક મિનિટમાં ઠંડોગાર કરી નાંખશે. "

" ઓહો ! તેમાં શી મ્હોટી વાત ! તારા કાકાને તારે ખાતર હું કહીશ, અને તે નીચને તો નાક લીસોટી તણાવીશ. તું જરાયે ગભરા નહીં. હમણાંજ તારા કાકા આવશે, અને તારાં દેખતાંજ હું તેમને કહીશ. "

" તેમની પાસે હું પોતે પણ વાત કરીશ, અને તારે પણ શરમાવું નહીં. તે તો તને છોકરી જેવીજ જાણશે. તું જરા પણ બ્હીતી નહીં. "

" ઠીક. " કહીને ચપળાએ પોતાના સંતાપની સર્વ બિના વિસ્તારથી કહેવા માંડી, અને મધુરીને, તે સાંભળતાંજ ચપળાને માટે અત્યંત લાગણી ઉશ્કેરાઈ, તેમજ ચપળાપર સ્વાભાવિક સ્નેહભાવ પણ થઈ આવ્યો.

લગભગ અરધા કલાકમાંજ વાંકાલાલ ધબધબ દાદર ચઢતો આવ્યો, અને ચપળાની સાથે મધુરી બેઠેલી હોવાથી તે બીજા રૂમમાં ચાલ્યો ગયો. તેની પાછળજ મધુરી ગઇ, અને વાંકાલાલ કપડાં કહાડીને ખુરસીપર બેસતાંજ મધુરીએ એકદમ ઉશ્કેરાયલી સ્થીતિમાં ચપળાની વાત કહી સંભળાવી.

વાંકાલાલ પણ તે સાંભળતાંજ ઉશ્કેરાઇ ગયો, અને મધુરી પાસે તેણીને તેજ રૂમમાં બોલાવીને બેસાડયા પછી વાંકાલાલે

જણાવ્યું "બેટા ! બ્હીતી નહીં. તારી કાકીએ મને તમામ વાત સમજાવી છે. અને એ શાંતિલાલની મકદૂર શું છે કે તને એક શબ્દ પણ કહી શકે ! અરે ! તે જો જરા પણ આડું અવળું કરશે તો એક પળ વારમાં તેનાં હાડકાં ભંગાવી નાંખીશ !"

'પણ તે મારી આબરૂપર હુમલો કરે તે પહેલાંજ આપ તેને ચેતવણી આપો તો સારૂં કેની ? આપનો આધાર મને છે, એમ જાણતાંજ તે પોતાની મેળે ઠંડોગાર થઇ જશે, અને કંઈ પણ ગડબડ કરવાની હિમ્મતજ કરશે નહીં સુરતમાં ભલભલાં આપના નામથી બ્હીએ છે તો શાંતિલાલ શું નહીં બ્હીશે કે ?"

"અરે ! તે તો શું પણ તેનો બાપ પણ બ્હીશે !" વાંકાલાલે સ્વાભિમાન બતાવતાં જણાવ્યું "સુરતમાં કોઇ માઇનો પૂત, એવો-તો નહીંજ હોય કે જે મારૂં માન નહી રાખે ! વળી તારી એમ મરજી છે તો હું તેને તારા દેખતાંજ બોલાવીને બરાબર સંભળાવી દઉં છું."

"તો મ્હોટી મહેરબાની કાકા ! તમે મારા વડિલ જેવા છો. તેમ વળી સમર્થ પણ છો, માટેજ તમારો આધાર લેવા તમારે ત્યાં આવી છું." આમ બોલતાજ ચપળા રડી પડી.

'રડ નહીં બેટા. તું જરા પણ ગભરાતી નહીં. તું મારો આધાર રાખે છે તો હું પણ તને તન-મન-ધન થી જે પણ કહેશે તે આધાર આપવાને તૈયાર છું. પ્રથમ શાંતિલાલને ઠંડો કીધાં પછી બીજી વાત આપણે કરીશું." આમ જણાવી વાંકાલાલે પોતાના ઘાટીને બોલાવીને શાંતિલાલને બોલાવવાને મોકલ્યો, અને પોતે બારીમાં ડોકિયું કરી શાંતિલાલ આવે છે કે કેમ ? તે જોતા રહ્યો.

ઘાટીએ શાંતિલાલને કહેતાંજ તે તરતજ ઘાટી સાથે વાંકાલાલ પાસે આવવાને નિકળ્યો, અને વાંકાલાલે તેને રસ્તામાં આવતો જોતાંજ મધુરીને જણાવ્યું "તું અને ચપળા આ રૂમમાંજ બેશજે, અને હું દિવાનખાનામાં બેઠો છું, કેમકે શાંતિલાલ આવે છે." કહીને વાંકાલાલે તે રૂમમાંથી બહાર નિકળી તે રૂમનાં દ્વાર અડકાવ્યાં, અને પછી પોતે દિવાનખાનામાં એક ખુરસીપર બેઠો. એટલામાંજ શાંતિલાલ આવી પહોંચ્યો, અને તે વાંકાલાલની સામે શેત્રંજીપર બેઠો.

---

# ચક્ર ૧૧ મું.

દોહરો.

વાંકાલાલના વેગથી, બ્હીધો શાંતિલાલ;
નમી પડ્યો પળ વારમાં, ભૂલ્યો ભૂંડો ખ્યાલ !

## "શેરને માથે સવા શેર !"

"કેમ કાકા સાહેબ, શો હુકમ છે?" શાંતિલાલે નમ્રતાથી પૂછ્યું.

"ખચ્ચા તેં આજકાલ બહુ દાદાગિરી કરવા માંડી છે!"

"નારે કાકા સાહેબ! દાદાગિરી કરવાની મારી શી ગુંજાસ?"

"જૂઠું બોલે છે ખચ્ચા !" વાંકાલાલે હવે જરા આંખો ફેરવીને જણાવ્યું "આ મહોલ્લામાં રહીને મહોલ્લાનીજ યુવાન છોકરીઓપર ખરાબ નજર નાંખે છે, અને વળી મારી પાસે ખોટું બોલે છે! પણ યાદ રાખજે કે જો કંઈ પણ ગડબડ

મહોલ્લામાં કરી કે આડી અવળી ચાલ ચલાવી તો તારાં હાડ કાંના ચૂરાજ કરી નાંખીશ ! તું મને ઓળખે તો છેની કે હું કોણ છું ? એ નહીં ઓળખતો હોય તો ચોવીશ કલાકમાં–અગર તારા મનમાં ઉમેદ હોય તો પાંચ મિનિટમાંજ તને મારી ઓળખ કરાવી દઉં ! અરે ! અહીં બેઠો છે તે ઉઠવા પણ નહીં પામે, અને મકાને પણ જઇ નહીં શકે ! બોલ, છે વિચાર ?"

"અરે ! નારે કાકા, હું તો તમારૂં બચ્ચું છું ! તમે મારાપર ગુસ્સે થયાં છો તે જોઇ મને નવાઇ લાગે છે ! તમે જોઇએ તો બે તમાચા મને મારો ! તમને તેમ કરવાનો હક્ક છે! પણ મહોલ્લામાં મેં તેવી ચાલ ચલાવીજ નથી ! "

" હજી પણ જૂઠુંજ બોલી મને ઉડાવે છે ! પેલી બિચારી નાદાન ચપળાને તેં શું દમ ભીડાવ્યો નથી ? "

"હા ! ખરી વાત ! " શાંતિલાલ શરમાતાં બોલ્યો: "તેણી તો પોતેજ ચાહી ચલાવીને મારી સલાહ લેવાને આવી હતી કાકા સાહેબ ! "

" અને તારી સાથેજ તેણીએ નાતરૂં કરી દેવું, એવી તેં તેણીને સલાહ પણ આપી ! તે સલાહ તેણીએ નહીં સ્વીકારી તેથી તેં તેણીને દમદાટી આપી, અને હવે તું તેણીને ગમે તે પ્રકારે પણ સતાવવાનો છે ! કેમ, ખરૂં કેની ? "

શાંતિલાલ સડક થઇ ગયો ! વાંકાલાલના ધોકાથી તે ધ્રુજી ગયો ! તેણે ખુલાસો કરવાનું માંડી વાળ્યું, અને બે હાથ જોડીને એટલુંજ બોલ્યો કે " કાકા માફ કરો ! આપ મુરબ્બિજી તે યૂવતિની હિમાયત કરશો, એવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું,

અને આપ તેણીનો પક્ષ કરો છો તો હવે હું તેણીનું નામ પણ નહીં દઉં. આટલો ગુન્હો માફ કરો."

"હું તેણીનો પક્ષ એટલાજ માટે કરૂં છું કે, તેણી આપણા મહોલ્લાની છોકરી છે. હું ગમે તેટલો લુચ્ચો, બદમાશ અને તોફાનીમાં ખપું છું, તો પણ મહોલ્લા વાળા મને ચાહે છે ! તેનું કારણ શું ? એજ કે મહોલ્લામાં સર્વ સ્ત્રીઓને હું મા, બહેન કે દીકરીઓ તરીકે માની કોઇની પણ સામે કૂદ્દષ્ટીથી હું જોતોજ નથી. કહેવત છે કે 'સાપ ગમે ત્યાં વાંકો ચાલે, પણ પોતાના દરમાં તો તે સીધોજ.' તે રીતે આપણા મહોલ્લામાં તો આપણે સીધાંજ ચાલવું જોઇએ. તેમ છતાં તું જો જરા પણ ગડબડ કરશે કે તે છોકરીને જરા પણ સતાવશે તો યાદ રાખજે કે, આ મહોલ્લામાં રહેવું તને ભારી થઇ પડશે, અને તને દુનીયામાંથી ઉખેડીજ નાંખીશ !"

"પણ તેવું અટકચાળું હું કરૂં ત્યારેની ? માત્ર જે બની ગયું તેને માટે હું આપની માફી ચાહું છું, અને હવે પછી હું તેણીને મારી બહેન બરાબરજ ગણીશ. પછી તો મારા પર આપ મહેરબાની રાખશોની ?"

"તું સીધો ચાલશે તો તને હેરાન કરવાની મારે શી જરૂર ?"

"કાકા ! જો જરા પણ આપના સૂકન વિરૂદ્ધ મારૂં વર્તન આપને દેખાય તો મને જોડે જોડે મારજો ! આપ મુરબ્બીજીના હુકમને તો હું તાબેજ છું, એમ ખાત્રીથી માની રાખજો, અને મને આપના છોકરા તરીકેજ જાણજો."

"તો બસ, જા. હવે વિશેષ કહેવાની તને જરૂર નથી."

"વારૂજી." કહીને શાંતિલાલ વિનયપૂર્વક વાંકાલાલને પગે પડીને ત્યાંથી વિલે મોઢે વિદાયે થયો.

ચપળા તથા મધુરી આ બધી વાત અંદરના રૂમમાં બેસીને સાંભળતી હતી, તેણીની પાસે વાંકાલાલે જઇને કહ્યું "કેમ, હવે તો કાંઇ વાંધો નથીની? એવા કીડી મંકોડીને દાબી દેતાં વાર કેટલી?"

"હવે એ કંઈ તોફાન તો નહીં કરેની કાકા?" ચપળાએ હજી પણ અધીરાઇથી પૂછયું "પાછલે હાથે વળી એ મૂવો કંઇ તરટક કરાવે તો?"

"તરકટ! મારી આટલી તાકીદ છતાં તરકટ કરવા–કરાવવાની એ હિમ્મત કરે?" વાંકાલાલે હસીને ખાત્રિ આપી "હવે એની તાકાત નહીં કે, કોઇ પણ પ્રકારે તારાં બૂરામાં ઉભા રહેવાની એ હિમ્મત કરે. મારૂં નામ સાંભળતાંજ એ ઢીલોઢચ બની ગયો છે!"

"પણ કાકા!" ચપળા નમ્નતાઇથી હાથ જોડી બોલી "કદાચ તે નીચ કંઇ મારે માથે નવું તૂત ઉભું કરે તો મને તો તમારા શિવાય અન્યનો આધાર નથી, અને હું તો માત્ર તમારીજ હુંફની હિમ્મત રાખીશ. હું તમારી છોકરી છું, એમ માની મને સાહ્ય આપતાં રહેશો." કહેતાં તેણી રડી પડી.

"રડ નહીં બેટા!" વાંકાલાલનું હૃદય વધારે દયામાં પીગળાતાં તે બોલ્યો "તને જો કોઈ પણ સતાવે કે હેરાન કરે તો હું બેઠો બેઠો છું."

"લે ! હવે શું છે ?" મધુરી વચમાં બોલી ઉઠી "તારા કાકા તને કોઈ વાતે આંચ આવવા નહીં દે."

"પણ મારૂં તને એટલુંજ કહેવું છે કે, તું નીતિ–રીતિમાં રહેજે, અને જો જરા પણ આડે રસ્તે ચાલી તો આ તારો કાકો પછી તારો નહીં થાય." વાંકાલાલે સદબોધ આપતાં જણાવ્યું "તારા મા–બાપ અગરજો તને સાસરે મોકલતાં નથી, અને તેમાં તેઓ મ્હોટી મુરખાઇ ચલાવે છે, તો પણ તારે શાંતિ રાખી તારૂં શીયળ સંભાળવું, અને તેમાંથીજ આગળ જતાં તારૂં સારૂંજ થશે; તેની સાથે એટલું પણ હું તને હિમ્મતથી કહી રાખું છું કે, જો કદાચ તારા પિતાને સમજાવવાની મારી હાઝરીની જરૂર હોય, અને તેવો પણ પ્રસંગ કદાચ આવે કે, તારા પિતા મારૂં કહ્યું માનશે, તો તે સમયે તું મને ખુશીથી બોલાવજે. મારાથી બનશે તેટલું તેમને પણ હું કહેવાને ચૂકીશ નહીં. અગર જો તું નાદાન છે, તો પણ તારી મતિ શુદ્ધ છે, એમ માનીનેજ હું તને દરેક સાહ્યતા આપવાને તૈયાર છું. હું ગમે તેટલો લુચ્ચો છું, બદમાશ છું કે ભૂંડો પણ છું, તો પણ ભલાંની સાથે ભલોજ છું, માટે જયાં સુધી હું તને નીતિવાન દેખીશ, ત્યાં સુધી હું તને દરેક રીતની મદદ આપતોજ રહીશ."

"આપનાં કહ્યાં પ્રમાણેજ હું કરીશ કાકા !" ચપળાએ સહજ શાંતિ પામી પૂછ્યું "પણ તમે જો હમણાંજ મારા પિતાજીને મારે માટે બે વાત બોલો તો કેમ ? તેઓને આપ બરાબર સમજાવી શકશો. એવી મને આશા છે.

"હમણાં એકદમ મારે તમારી ખાનગી ઘર ખટલાની

બાબતમાં બોલવું યોગ્ય ગણાય નહીં. હાલ તરત તું ધીરજ રાખ, અને વળી પ્રસંગોપાત થઇ રહેશે. ”

“ જેમ આપની આજ્ઞા. ” કહીને ચપળા નમન કરીને ત્યાંથી પુનઃ પોતાને ઘેર ચાલી ગઇ.

---

# ચક્ર ૧૨ મું.

## દોહરો.

ચપળાની વાતો સુણી, મધુરી કરે વિચારઃ
સ્વામિને સમજાવતાં, સાંધે પાપ પ્રકાર;
મધુરીનો મનોવિકાર !

ચપળાને લગતીજ ચરચા ચલાવતાં મધુરી તથા વાંકાલાલની વાત લંબાઇ. મધુરીને પેટે હજી સુધી સંતાન નહીં થવાથી તેણી પ્રથમ તો સાધારણ રીતેજ વાત ઉચ્ચારતાં પતિ પ્રત્યે બોલી “ પ્રાણનાથ ! મારી આટલી વય થયાં છતાં હજી મને સંતતિ થઈ નથી, અને સંતતિ થવાની આશા પણ હવે હું રાખતી નથી. તેટલા માટે હવે મારો વિચાર એમજ છે કે, આપ જો બીજી બાયડી પરણો, અને તેને પેટે પરમેશ્વર કરીને સંતતિ થાય તો આપનું નામ રહે, કે જેમ થયાંથી મને પણ આનંદજ ઉપજશે. મારી તો એજ આપને સલાહ છે. ”

“ ઘેલીરે ઘેલી ! ” વાંકાલાલે હસી પડીને કહ્યું “ તું વળી તારેજ મોંઢે તારી હરીફણ લાવવાની ક્યાં સલાહ આપે છે ! તારી પણ કંઇ અક્કલ ગઇ છે કે શું ! એવી પીડામાં મારે પડવુંજ નથી. ”

"પણ હું પોતે તેમાં રાજી છું તો પછી આપને શો વાંધો છે ?"

"હમણાં તું રાજી છે, પણ બીજી બાયડી ઘરમાં આવ્યા પછી તું રાજી રહેશે, એ અશક્ય અને અસ્વભાવિકજ છે."

"હું અંતઃકરણપૂર્વક કસમથી જણાવું છું કે, તે વખતે પણ હું રાજીજ રહીશ; કેમકે હું પોતે આગળ રહીને તેમ કરવા કહું છું ની ?

"વારૂં તે તો જાણે ઠીક, પણ તેવી કન્યા ક્યાં છે ? આપણી ન્યાતમાં મ્હોટી કન્યાઓ ચાર-પાંચ છે, પરંતુ તે કંઈ મને મળે નહીં, કેમકે આપણી ન્યાતમાં એક પર બીજી લેવા-દેવાનો રીવાજ નથી."

"ન્યાતમાં હઝાર-બે હઝાર દંડના આપ્યા કે ન્યાતનો વાંધો તો દબાઇ જશે."

"તે બનવા જોગ છે, પણ પ્રથમ તો મને આપણી ન્યાતની કન્યા તો કોઇ રીતે મળેજ નહીં; કેમકે મારૂં નામ સફેદ સાહુ અને લુચ્ચામાં ખપે, એટલે પછી મને કન્યા આપે પણ કોણ? માટે એવી આશા રાખવીજ નકામી છે."

"તો કોઇ પર ન્યાતની ભાણું ખપતી લાવવાની તજવીજ કરો. કાઠિયાવાડ તરફ તપાસ કરશો તો તે મળી શકશે."

"તે મળી શકે, પણ તેમાં હઝારો રૂપીઆ વેરવા પડે, અને તેમાં પણ વળી દગલબાજીના દાખલા આપણી આંખો આગળ બને છે તે જાણીએ છીએ, જેથી કદાચ પૈસાનું નાહક પાણી પણ થઇ જાય !"

"ત્યારે હવે આપને ખરૂં કહું ?" મધુરી ચહેરો પ્રફુલ્લિત કરતાં બોલી "મને આ ચપળાને જોતાંજ, અને તેણીની વાત

સાંભળતાં તેણીને માટે તજવીજ કરી આપણા ઘરમાં ઘાલવાનું ઘણું મન થઈ આવ્યું છે!"

"હેં! આ તું શું બોલે છે!" વાંકાલાલે ચમકીને જણાવ્યું "તેણી મને કાકા કહીને બોલાવે, હું તેણીને દીકરી તરીકે માનું, અને તેણીની સાથે મારાં લગ્ન કરૂં? શું તું મને પણ બેવકૂફ બનાવવા બેઠી છે કે?"

"પરણ્યાં પહેલાં તેણી તમને કાકા કહે કે તમે તેણીને દીકરી કહો, તેમાં કંઇ વાંધો નહીં. પરણ્યાં પછી તેમ નહીં બોલાય, એજ ખરૂં છે. એમ તો પાડા પાડોશમાં ન્યાતિલા આવી વસે છે, ત્યારે ન્હાની છોકરી કે ન્હાના છોકરા પરસ્પર ભાઇ બહેન કહીને બોલાવે છે, અને આગળ જતાં તેમનાંજ લગ્ન સંધાય છે. એવા દાખલા પણ નથી બનતા કે? માટે એ તમારો વાંધો તો ખોટોજ છે."

"પણ તેણી તો પર ન્યાતની છે."

"તો પણ ભાણા ખપતી તો છેજ, અને રોટી વહેવારની સાથે બેટી વહેવાર કરવાનો સુધારો પણ ચાલવા માંડયો છે, એટલે હવે તે બાબતનો પણ કંઈ વિશેષ વાંધો રહેવાનો નથી."

"તેમ છતાં ન્યાત વાળાઓ તો સામાજ થાય, અને આપણને ન્યાત બહારજ મૂકે! તેઓ કદી પણ મને છોડે નહીં તો!"

"થોડા દહાડા ન્યાત વાળાઓ તેમ કરશે, અને પછી કંઇ તક આવતાંજ ન્યાતમાં બે-પાંચ હજાર ઝોંસ્યા કે ન્યાત વાળાઓ ઠંડા ગાર!"

"પણ ચપળા તો પરણેલી છે, અને એનો પતિ બત્રિસ

દાંત વાળો મુખડામાં બેઠેલો છે! એ વાત બનેજ કેમ!"

"તમે ભલભલાઓને બનાવો છો, અને સોનેરી ટોળીના મ્હોટા સરદાર ગણાવ છો, તેમજ મ્હોટાં કામ પાર પાડી નાંખો છો તો આટલું સાધારણ કામ પાર પાડવામાં તમને શું મુશ્કેલ છે? જો તમે મન પર લો તો હરકોઇ પ્રકારે કરવાને સમર્થ છો પ્રાણનાથ!"

વાંકાલાલ વિચારમાં પડી ગયો, અને બોલ્યો "તારી વાત તો ખરી છે, પણ આ કામ બહુ કપરૂં કહેવાય, અને તે પાર પાડતાં પુષ્કળ ખટપટ કરવી પડે!"

"ખટપટ તો કરવીજ પડે. ખટપટ વગર કંઇ પણ કામ થાય કે? અને તમારો ધંધો ખટપટનો તો છેજ, તો પછી ખટપટથી શાના બ્હીઓ છો?"

"બ્હીતો નથી, પણ કુદરતીજ કંટાળો ઉપજે છે વહાલી!"

"હમણાં કંટાળો આવતો હશે, તો પણ ઇશ્વર કરશે તો આગળ જતાં આપણું નામ રહેશે તો, ત્યારેજ હમણાંનો કંટાળો આનંદમાં બદલાઈ જશે! તે ભવિષ્યની આશાનો ખ્યાલ કરશો કે?"

વાંકાલાલના મગજમાં વાત ઠસી ગઇ, અને મૂંછો આમળાવતો વિચાર કરવા લાગ્યો. કેટલીક મિનિટ સુધી પોતાના મનમાંજ બાજી ગોઠવ્યા પછી તે બોલ્યો "એને માટે ત્રણ બાજીઓ ગોઠવવા બંદોબસ્ત કરવો પડશે. એક તો ચપળાને સમજાવવી, અને બીજી બાજી તેણીનાં મા-બાપની મરજી આપણાં તરફ વાળવાની, તેમજ ત્રિજી બાજી તેણીના પતિની પણ પરવાનગી લેવાની. આમાં પહેલી બાજી તો કંઇ મુશ્કેલ નથી."

" એ તો હું ગોઠવી દઇશ. " મધુરી ચડપ દઇને બોલી ઉઠી " તેણીને સમજાવવી તે કામ મારૂં. બાકીની બે બાજી તો તમે જાણો ! "

" તે બેજ બડી જબરી છે તો ! " વાંકાલાલે મોં મચકાવતાં કહ્યું " તે બાજી બનાવવાને કંઇક કાળું-ધોળું કરવું પડશે ! "

" તે કરજો. કાળાં ધોળાં કરવાની પણ તમને કયાં નવાઇ છે ? આપણી મતલબને માટે બધુંએ કરવુંજ પડે. "

"વારૂ ઠીક છે. પ્રથમ તું ચપળાની સાથે વાત કરી તો જોજે."

" હું વાત કરૂં, તેણીને પીગળાવું, અને તમે જો પછી ના પાડો તો ? "

"ના પાડવાની તો વાતજ હવે કયાં રહી ? એ તો હવે એ ખટપટ કરવાનીજ, એ ચોક્કસ ! માટે ચપળાને ધીમે રહીને છેડી જોજે, અને શાંતપણે તેણીને યુક્તિપૂર્વક સીસામાં ઉતારજે. તેમ કરતાં જો તેણી તારાથી નહીંજ માને તો પછી હું તો તેણીને ગમે તે પ્રકારે મનાવીશજ. "

" ઇશ્વર કરશે તો તેણીને સમજાવવાની તસ્દી તમારે નહીં લેવી પડે. મારી ખાત્રિ છે કે, તેણી મારી સલાહનો સ્વીકાર કરશેજ."

" તો તે બન્યાં પછી તેણીનાં મા-બાપને સમજાવવાની બીજી તજવીજ હું કરીશ, અને તેમને સમજાવ્યાં પછીજ તેણીના સાસરિયાંને સમજાવવાનો રસ્તો લઇશ. એ બધુંએ ઠંડાઇથી, યુક્તિથી અને ઘણીજ ચલાકીથી કરવું પડશે. એમાં ઉતાવળ કરવાનું કામ નથી. "

"તે તો આપને જેમ યોગ્ય લાગે તેમ આપ કરજો; પરંતુ હવે કરજો તો ખરાજ."

"એમાં વળી કંઈ શક છે કે? મનપર લીધું એટલે તે કરવાનુંજ."

આટલો છેવટનો નિશ્ચય કીધાં પછી તેઓ બન્ને પોત પોતાનાં કામકાજમાં ગૂંથાયાં.

---

# અંક ૧૩ મું.

### દોહરો.

ચપળાને સમજાવવા, કપટ મધુરી કરે;<br>ભમી ભલી તે યૂવતિ, પીગળી તેણી ખરે !

### નાહાન તે નાહાન !

મધુરી ગમે તેટલી સાલસ છતાં પોતાના પતિને ગળે ચપળાને બાંધવા માટે ચપળાને પોતાના હાથપર લેવાનો વિચાર નિર્માણ કરતાં પ્રારંભમાં મધુરીએ ગમે તે બહાને ચપળાને પોતાને ત્યાં અવારનવાર બોલાવ્યાજ કરી. વળી ચપળા પોતાને ત્યાં આહીને આવે, અને તેણી તરેહવાર લાલચમાં લપટાય તેને માટે મધુરીએ વારંવાર ચપળાને વિધ વિધ વાનીનું ખાવાનું આપવાનો ચડસ ચલાવ્યો. જ્યારે જ્યારે ચપળા આવે ત્યારે ત્યારે તેણીને માટે પુરી, ભજીયાં, કચોરી, મૂઠિયાં, ચેવડો, સેવ, મમરા, ગાંઠિયા, ગોપાપૂરી, ચણાંનો મગજ, મેહેસુર, ઘારી વગેરે ભાતભાતનું ખાવાનું આપી મધુરી તેણીને ખુશ કરતી. આથી

પણ તે નાદાન વિશેષ લપટાવા લાગી, અને પછી તો મધુરીનાં બોલાવ્યા શિવાય પણ તેણી મધુરીને ત્યાં આવતી થઇ. આમ કરતાં તેણી બંને વચ્ચે માયા બંધાઇ. ખાસ કરીને ચપળાના ચિત્તમાંજ મધુરીનો મોહ અનહદ વ્યાપિ રહ્યો, અને અચ્છી તરેહથી ઘણાંઘણીનો ઘાટ ગોઠવાયો.

ચપળાનાં માતા-પિતાએ પણ આ બાબતમાં ચપળાને કંઇજ રોકી નહીં, તેમજ ચપળાને તે માટે ટોકી પણ નહીં. આમ તેઓ મૌન્ય રહ્યાનું કારણ શું હશે, તે વર્ણવવાને લેખકની કલમ પણ અચકાય છે, માટે વાંચનારે તે વિષેનો ખ્યાલ પોત પોતાનાં બુદ્ધિબળથી કરી લેવો !

શાંતિલાલ આ બધો રંગ જોયાંજ કરતો, અને ચપળાને સામે બારણે તે રહેતો હોવાથી ચપળા વારંવાર મધુરીને ત્યાં જતી આવતી હતી, તે જોવાને તેને સહેલ હતું. વળી તે વાંકા-લાલની વિચિત્ર વર્તણુંકથી પણ માહિતગાર હોવાથી, અને અનીતિની બાબતમાં પણ વાંકાલાલ નામચિન્હ હોવાથી, શાંતિ-લાલના મનમાં ચપળાની બાબતમાં જબરો વહેમ તો ભરાતોજ હતો, પરંતુ વાંકાલાલનો કરપ જબરજસ્ત હોવાથી તે બાબતમાં જરા પણ ચરચા કરવાની હિમ્મત શાંતિલાલે કરીજ નહીં.

દશ-પંદર દિવસ મધુરીએ યુક્તિથી ચપળાને મોહજાળમાં તથા ખાધાંની લાલચમાં લુબ્ધ કરી નાંખ્યાં પછી મધુરીએ તેણીની સાથે પ્રેમપંથની, તેમજ તેણીના પતિને લગતી વાતચીત ઉકેલવા માંડી, અને તેમ કરતાં તેણીને પ્રેમનો રંગ લગાડતાં એકદમ મધુરીએ કહી નાંખ્યું કે " બચ્ચું ! તારાં મા-બાપ તો અક્કલ વગરનાંજ છે, અને તેઓ તારી જોબનાવસ્થાનો જરા

પણ વિચાર કરતાંજ નથી ! મારાથી તો આવો બળાપો ના ખમાય ! તારી જગાપર હું જો હોઉં તો મારૂં મન તો શાંત રહેજ નહીં ! "

" તમારૂં કહેવું ખરૂં છે કાકી, પણ મારાં દુષ્ટ મા-બાપનાં મગજમાં મારી યૂવાવસ્થાની દયા હોય ત્યારેની ! તેઓ તો નિર્દય છે, અને તેમને લીધે હું પણ દુર્ભાગિજ બની ગઇ છું ! મારો સૌભાગવંતિનો અવતાર છતાં જીવતાં પતિએ તે તો રંડાયલા જેવોજ છે ! "

" તું છેજ એવી ! મા-બાપની ગરજ કે આમન્યા કયાં સુધી રાખશે? તેની પણ કંઇ હદ તો હોયની? તેઓને દુનીઆ-દારીનો કંઇ વિચાર નથી તો પછી તારે પણ તેઓની આમન્યા નો કે તેઓનાં વડિલપણાંનો શા માટે વિચાર રાખવો જોઇએ ! તું જો માથું ફેરવે તો તું તાબડતોબ સુખી થઇ જાય. "

" હું તો ઘણુંએ માથું કરૂં, પણ મને કોઇનો આધાર નથીની ! વાંકાલાલ કાકા જેવા જો મને હિમ્મત આપે તો અબ ઘડી મારૂં માથું ફેરવવામાં બાકી રાખું નહીં ! પણ તેઓએ તો તે દિવસે મને દબાવીજ દીધી, જેથી માથું ફેરવવાનું હું ભૂલી ગઇ. અને મનમાં ને મનમાં મુંઝાઈ, સેકાઇ, બફાઇ, બળયાંજ કરૂં છું ! કાકી ! મારા મનની પીડાની પંચાત શું કરે ! મારી યૂવાવસ્થાના અગ્નિમાં આ મારૂં અંગ અર્ધ મૃત્યુ જેવું બની ગયું છે, અને રાત ને દિવસ ઝુરી જાઉં છું ! "

" મારા મનમાં પણ તારે માટે તેજ લાગણી ઉશ્કેરાય છે, અને તેથી તને હવે એટલુંજ પૂછું છું કે, જો તારા કાકાની હિમ્મત તને મળે તો કેમ ? "

"તો તેજ વખતે મા—બાપની દરકાર નહીં કરતાં મારી મરજી પ્રમાણે કરૂં."

"તારી મરજી શી છે?"

'વગર બોલાવે અને વગર તેડે મારા પતિને ઘેર જવાની. તાબડતોબ તે મારા પ્રાણુનાથને મળીશ, ભેટીશ અને 'પ્યારા'ની મધુર વાણીથી તે મારી જીંદગીના સાથી વહાલાને વધાવી લઇશ!"

"તે તારી મરજી માલ વગરની છે, મિથ્યા છે, તારૂં માન ભંગ કરનારી છે, તારૂં નાક કપાવનારી—નકટી જેવી છે! એવી નાક વગરની તારી મરજીને તો તારા કાકા પણ મદદ નહીંજ કરે. તું જાણે છે કે, તારા કાકા મગજના કડક છે, કોઇને પણ નમે તેવા નથી, અને અન્યાયી વાતને માન પણ આપે તેવા નથી! માટે આવી નિર્માલ્ય વાત તો તેમની પાસે નહીંજ ઉચ્ચારાય. તેઓ પોતે શૂરવીર હોવાથી શૂરવીરતાનેજ સાહ્યતા આપવાને તૈયાર થશે, માટે જો તું મારી વાત માને, મારૂં વચન સાંભળે, અને મારી અક્કલ પ્રમાણેજ ચાલે તો હું તને પહેલા નંબરનો રસ્તો બતાવવાને અંતઃકરણથી તૈયાર છું. બોલ છે કબૂલ?"

"કબૂલ! એક વાર નહીં, પણ સાત વાર કબૂલ!" ચપળા પણ ચઢી જઇ બોલી "આપ કહેશો કે 'ખાડામાં પડ.' તો તે પણ મારે કબૂલ છે!"

"પણ જોજે! પાછળથી ફરતી નહીં, અને જો ફરશે તો પછી મારે હાથે તારૂં ભલું થવાને બદલે ઓર બુરૂંજ થશે જો!"

"જો હું તમારી સલાહ કે આજ્ઞાનું ઉલંઘન કરૂં તો તેજ વખતે મને જોડા મારવાની સાથે મને જીવતીજ મારી નાંખજો!

પછી વિશેષ શું કહી શકું ? ”

“ તો હવે સાંભળ ! ” મધુરીએ શ્વાસ ખેંચતા ઉતાવળમાં એકદમ સીધેસીધુંજ કહી દીધું કે “ તારા પરણેલા પતિને પડતો મૂકી તું બીજા પુરૂષની સાથેજ તારી લગ્નગાંઠ બાંધી દે! એજ ઉત્તમ ઉપાય છે. ”

“મારા કાકા તેમ કરવાને સલાહ આપશે, એમ તમે ધારો છો?”

“ તે મારે માથે. તેમને મોંઢેથી તે વાતની હા ભણાવવાનું કામ મારૂં. ”

“ તો પછી મને વાંધો પણ શાનો ? તેમની સલાહ તથા સાક્ષતાથી તેમ કરવાને, અને આપની આજ્ઞા માથે ચઢાવવાને તો હું બંધાયલીજ છું. ”

“ ઠીક છે તો આજે તારા કાકાને કાને આ બાબત હું નાંખીશ, અને પછી આવતી કાલે આપણે આગળ વિચાર કરીશું. હાલ તરત આપણા બે શિવાય ત્રિજે કાને આ વાત જવા દેવી નહીં; સમજીની ? ”

“ હું તો આપ શિવાય અન્યને જરા પણ બોલું નહી તો ! કેમકે આપનાં શિવાય મારી દાઝ જાણનાર આ દુનીઆમાં તો બીજું કોઇજ નથી ! ”

“ તું હવે જરા પણ સંતાપ કરતી નહીં. ઇશ્વર જે કરશે તે સારૂંજ કરશે. ”

આટલી વાતચીત કીધાં પછી ચપળા પોતાને મકાને ગઇ અને મધુરી પણ મનમાં મલકાવા લાગી કે “ પહેલો પાસો તે પોબાર, અને હવે પછી બેડો પાર ! ”

# અંક ૧૪ મું.

દોહરો.

વાંકાલાલની પત્નિએ, વાકેફ કીધી વાત;
આગળની રચના વિષે, ગોઠવણી ભલી ભાત.

ચોખ્ખું ચટ !

મધુરીએ પોતાના પતિ પ્રત્યે, ચપળાની સાથે થયલી તમામ વાત કહી સંભળાવી, અને તેમ કરતાં તેણી બોલી "પ્રાણનાથ ! આટલો પાયો તો મેં બરાબર રચી દીધોની કે કંઈ કશર છે ?"

"કશર તો જણાતી નથી, પણ ચપળા મારી સાથે લગ્ન કરવાની હા પાડશે ?"

"પ્રથમ એકડો ચિતરાવ્યો છે, અને હવે બગડાની તજવીજ કરીશ."

"તું ધારે છે કે તેવી તજવીજ પાર પાડવાને તું શક્તિમાન થશે ? ચપળા જેવી ચબરાક યૂવતિ મારા જેવા વયોવૃદ્ધને પસંદ કરશે ખરી ?

"પોતાની મેળે પસંદ કરશે. આમાં વચનો પ્રશ્ન નથી, પણ વૃત્તિનો પ્રશ્ન છે, અને તેણીની વૃત્તિ કેમ વાળવી, તેણીના મનમાં આપના પ્રત્યે પ્રેમ વૃક્ષ કેમ ઉગાડવું, અને વળી તેણીને આપની સાથે કેમ લપટાવવી, તે ખટપટ કરવાનું કામ મારૂં છે."

"તો સારી વાત છે; પરંતુ જો તેણી નહીંજ માને તો પછી મારૂં મગજ એટલું તો કડક છે કે, છેવટે મારે મારી બદમાશીનોજ ઉપયોગ કરવો પડશે જો !"

"તેણી નહીં માને એવી મને ધાસ્તિજ નથી." મધુરીએ

હવે બીજી ગોઠવણનો બંદોબસ્ત કરવાને કહ્યું "હવે ત્યારે તમારે જે ગોઠવણ ચપળાના પતિને સમજાવવાની કરવી છે, તેજ કરવી જોઇએ. પ્રથમ તે પાયો મજબૂત કરવાનો છે."

"અરે ! એમ નથી કરવું. ચપળા તો જાણે સમજીજ ગઇ, એમજ મારે તારે આધારે માની લેવાનું છે, અને હવે ચપળાનાં માતા–પિતાને સમજાવ્યાં પછીજ ચપળાના પતિને લગતી ગોઠવણ કરીશ. આવીજ મારી પ્રથમથી ગોઠવેલી બાજી છે."

"તે તો જેમ આપને યોગ્ય લાગે તેમ કરો. માત્ર એટલુંજ કે, આપે આપની ગોઠવણ જેમ બને તેમ તાકીદે ચાલુ કરવી."

"તે હું કરીશ, અને તેને માટેજ હવે મારૂં મગજ આજથી કામે લગાડીશ." કહીને વાંકાલાલ કપડાં પહેરી બહાર ગયો.

ચપળાને ચટપટી લાગીજ હતી. મધુરીને મળવાને તેણીના મગજમાં ઉત્સાહ પ્રકાશ્યો હતો. આથી બીજે દિવસે બપોરે તેણી વળી પુનઃ મધુરી પાસે આવીને જાણે તેણી પરણવાને પોતેજ પતિ મેળવવાની આતૂરતામાં હોય, તેવા રૂપમાં બોલી ઉઠી "કાકી, પછી પેલી વાત મારા કાકાને કહી હતી કે ?"

"બધીએ વાત કહી છે, અને બધુંએ તારે માટે નક્કી કર્યું છે!"

"શું નક્કી કર્યું છે ? મારા કાકા શું બોલ્યા ? તેઓ મને મદદ કરશે ?"

"કરશે નહીં તો કોને કહેશે ?" મધુરીએ ચહેરો ચમકાવીને રમૂજમાં ઇશારો કીધો "તનેજ મદદ નહીં કરશે તો કોઈ બીજીને કરશે કે ?"

"પણ તેઓ શું બોલ્યા તે તો મને કૃપા કરીને કહોની કાકી?"

"તેઓ જે બોલ્યા છે તે સારૂંજ બોલ્યા છે, અને મેં

જે કહ્યું છે તે પણ સારૂંજ કહ્યું છે. એ તો બધુંએ સારૂં–સારૂંજ બની ગયું છે ! ”

“તમે તો મોઘમમાં કહો છો. મને તે સ્પષ્ટ જણાવો તો ખરા!”

“ તારે જાણવાની જીજ્ઞાસા છે તે હું જાણું છું, પણ જાણ્યાં પછી તું શું કરશે ? ”

“ રાજી થઇશ, અને તમે તથા મારા કાકા જેમ કહેશો તેમ કરવાને તત્પર થઇ જઇશ. ”

“ તો તને ચોખ્ખું ચટ જણાવું છું કે, તારા કાકાએ તારે માટે બીજો પતિ કરવાની પરવાનગી આપી છે; હવે તો તું રાજી થઈની ? ”

ચપળા આ સાંભળતાંજ હરખાઇ ગઇ, અને તેણીએ શરમાઇને પોતાના લૂગડાનો છેડો પોતાને મોઢે ઢાંકી દીધો ! તેણી મનમાં ફુલાવા લાગી !

“ કેમ હવે બોલતી નથી ? ” મધુરીએ હેતથી ચપળાના માથાપર એક લાડકો ટપલો લગાવતાં જણાવ્યું “ પતિ કરવાની પરવાનગી મળી તેથી કેવી ગાંડી–ઘેલી થઇ ગઇ ! પણ કયો પતિ મેળવવો, કેવો મેળવવો, અને ક્યાંથી મેળવવો, તેનો કંઇ વિચાર કીધો છે કે ? ”

“ તમે મારે માથે બેઠાં છો તો તેનો વિચાર મારે કરવાનો કે તમારે ? તમે ને કાકા જે વિચાર કરો તે ખરો. એ પણ તમારેજ પાર પાડવાનું છે. ”

“ ભલે ! તેમ તો તેમ ! પણ હું તને પૂછું કે, તારે કેવો પતિ મેળવવાની મરજી છે ? ”

“ મારી મરજી કામ નહીં આવે કાકી ! જે તમારી મરજી

તેજ મારી મરજી !"

"પણ તેં તારા મગજમાં કંઇ ધાર્યું તો હશેજ કેની ? પ્રથમ તારી મરજી જાણું તો આગળ વાત કરૂં. તારી મરજી ભૂલભરેલી હશે તો હું સુધારીશ, માટે બોલી જા !"

ચપળાએ પણ હવે શરમ છોડીને ચોખ્ખું ચટ જણાવી દીધું "મારી મરજી તો એવી ખરી કે, મારાં લાયક કોઇ તદ્દન યૂવાન, ભણેલા ગણેલો, પઇસા વાળો, અને મને સર્વ પ્રકારે લાડ લડાવનારો પતિ જો મળે તો ઘણું સારૂં. પછી તો જેવી આપની સલાહ !"

"હવે મને સમજાયું." મધુરીએ પોતાની મતલબની વાત પાર પાડવાના મુદ્દાસર તેણીને સમજાવ્યું "તારા લાયક પૈસા વાળો, અને તને દરેક રીતે લાડ લડાવનારો પતિ મેળવવાની તારી મરજી છે, એ તો યોગ્યજ છે; પરંતુ ભણેલો ગણેલો પતિ મેળવવાની પણ જે ઇચ્છા તું રાખે છે તેમાં તો તું ભૂલેજ છે. તેને લગતો અનૂભવ તને નથી, માટે તે તારી ભૂલ ભાંગવાને હું તને સમજ પાડું છું કે, તદ્દન યૂવાન પતિને તારે પસંદ કરવોજ નહીં; કેમકે યૂવાનમાં પ્રેમ પંથનો પ્રભાવ નહીં હોવાથી તેવો યૂવાન તને સર્વ પ્રકારે સંતોષ આપી નહીંજ શકે, પણ તે યૂવાનીના તોર ને જોરમાં તારાંપર ગમે તેવો રૉફ બજાવી તને કંટાળો આપવાની સાથે તારે તેના હુકમમાંજ રહેવું પડશે, જેથી તું નાખુશ રહેશે ! માટે યૂવાનની અભિલાષા તારે માટે નકામીજ છે. વળી ભણેલાની આશા રાખવી પણ નહીં; કેમકે ભણેલો પતિ પોતાના ભણતરમાંજ મચેલો રહી માત્ર વાંચવા લખવામાંજ તેનો જીવ વળગેલો રહેશે, અને તેથી તારાપર તે જીવ નહીંજ

રાખી શકે! એટલે પછી તને લાડ પણ શું લડાવશે? માટે માત્ર પૈસા વાળો, મધ્યમ વયનો, સંસારનો અનૂભવી, અને હોંસીલો તથા ઉદારતા વાળો પતિજ મેળવવો. સમજી કે?"

"સમજી. એ પણ આપની સલાહ ખરી છે કાકી! પણ તેવોજ તમે જોજોની કે થયું."

"તે વિષે હું તારા કાકા સાથે વાત કીધાં પછી તને કહીશ."

"સારૂં." કહીને ચપળા ગઈ.

મધુરીએ આ પ્રમાણે પોતાની રચનાનો બીજો રંગ પણ ચપળાને ગુપ્તાર્થપણે અચ્છો લગાડી દીધો!

---

## ચક્ર ૧૫ મું.

દોહરો.

સ્પષ્ટ થઇ છે વાત સૌ, સ્પષ્ટ થયોજ પ્રકાર;
સ્પષ્ટ સ્વિકાર થયો હવે, સ્પષ્ટ વાતનો સાર.

કબૂલ મંજૂર!

મધુરીની મોહિની જાણે ચપળાને લાગી હોય તેમ મધુરીની દરેક સલાહ ચપળાના મગજમાં આબાદ મનાઇ, અને આસપાસના વિચારની વિશ્રાંતિ થવા ઉપરાંત માત્ર પતિ પામવાની ઇચ્છામાંજ ચપળાનું ચિત્ત ચક્રપર ચઢેલું રહ્યું! રાતનાજ માત્ર તેણી મધુરીને મળવાનું ખજાવી શક્તી નહોતી, પરંતુ દિવસના તો ઉપરાચાપરી મધુરીને મકાનેજ તેણી આંટિઆ નાંખતી! તેજ પ્રમાણે આજે તેણી પોતાની આતૂરતાના આવેશમાં પ્રભાતે સ્નાન કરી પોતાની માતાને અગડમ બગડમ સમજાવી મધુરીને ત્યાં

પહોંચી ગઇ, અને જતાંની સાથે બીજી વાતજ નહીં, પણ એજ પૂછયું કે "કેમ કાકી, પછી મારા કાકા સાથે પેલી વાતનો વિચાર કીધો કે ?"

"હા. ગઈ રાતનાજ બધો વિચાર કરી, રાખ્યો છે, અને હવે લગ્નને માટે મંગળ મુહૂર્ત મેળવવાનીજ માત્ર ખોટી છે.!" મધુરીએ હાસ્યમાં જણાવ્યું "તારી મરજી હોય તો વગર મુહૂરતે હસ્તમેલાપ કરાવી દેવાની તજવીજ કરૂં?"

"તમે તો મારી મશ્કરીજ કરો છો કાકી! પણ ખરૂં કહોની કે શું વિચાર કીધો?"

"વિચાર એટલોજ કે, તારી સાથે મારે ઘણું હેત બંધાયું છે, અને તું જો બહાર પરણે તો મારી આંખો આગળથી આઘીજ જાય! તેથી તું મને હમણાંની માફક કંઇ મળી શકે નહીં, માટે તું મારી પાસેજ રહે તેમ કરવાને વિચાર રાખ્યો છે."

"તે કેવી રીતે? મને અને મારા પતિને આપના મકાનમાંજ રાખશો?"

"હા. તેમ વળી આજ મકાનમાં અને અહીંજ!" મધુરીએ મોઘમમાં કહ્યું "એમજ તારે માની લેવાનું કે, આ મકાન તારૂંજ, અને તારૂં સાસરૂં પણ આજ!"

"ત્યારે તો 'ભાવતું હતું તે વૈદે કહ્યું' એમજ બની જાય! વારૂં મારા પતિની પસંદગી તમે તથા કાકાએ મળીને કંઈ કરી રાખી છે કે? પ્રથમ તો તેજ વિચાર કરવાનો કની!"

"તે બધાએ વિચાર કરી રાખ્યો છે. તારે કોઇ વાતની ફીકર કરવી નહીં."

"પણ તે પુરૂષની ઓળખાણ આપો તો મારા જીવને શાંતિ

વ્હેની કાકી ? ”

“ તે પુરૂષને તો તું ઘણી સારી રીતે ઓળખે છે. ”

“ પણ તે કોણ ? ”

“ તેનું નામ–ઠામ વગેરે સર્વેથી તું જાણીતીજ છે. ”

“ તે બધી વાત મોઘમમાં રાખો છો તો ખુલ્લીજ કરોની ! ”

“ ખુલ્લીજ વાત છે. તારે લાયકજ પતિ મેળવ્યો છે. બધી બાબતમાં તે યોગ્ય છે. ”

“ તે પુરૂષ કોણ ? બળ્યું ! તમે તો ચોખ્ખો ખુલાસોજ કરતાં નથી ! મારાં સમ, કહોની ? ”

“ કહું ! પછી કહું તો નહીં ચાલે ? કલાકેક પછી કહું તો કેમ ? ”

“ ના. હમણાંજ કહો. મારૂં મન તે જાણવાને તલપાપડ બની ગયું છે ! તે પુરૂષ કયો ? ”

“ આ તારા કાકા ! ” મધુરીએ ધબ દઇને જાહેર કીધું “ મહા મહેનતે એમને સમજાવ્યા છે, અને બડી મુશ્કેલીથી એમની પાસેથી હા કહેવરાવી છે ! ”

ચપળા તો ચકિતજ થઇ ગઈ ! થોડીક મિનિટ સુધી સ્તબ્ધ બની ગયાં પછી જરા શાંતતા પામી બોલી “તારા કાકાને પરણું ? એ આપને યોગ્ય લાગે છે કાકી ? ”

યોગ્ય નહીં તો તેમાં અયોગ્ય પણ શું ? ” મધુરીએ હવે ચાલાકીથી તેણીને સમજાવતાં જણાવ્યું “ એ ચપળા, સાંભળ ! તારૂં ભલું કેમ કરવું, તેનો વિચાર મેં તથા તારા કાકાએ મળીને કીધો, અને છેવટે અમો બન્ને એવાજ નિર્ણયપર આવ્યાં છીએ કે, તને અમારા ઘરમાંજ નાંખવી. મૂળ

વાત એ છે કે, મારે પેટે કંઈ સંતાન નથી, અને હવે પછી તે થવાની આશા પણ રખાતી નથી, માટે મારા કાકાને બીજી બાયડી કરાવવાનો વિચાર મેં પોતેજ કેટલાક દિવસોથી રાખ્યો હતો, અને તેને માટે હું તેવી કોઇ યોગ્ય યૂવતિની તપાસમાંજ હતી. એટલામાં તારી સાથેનો મારો સ્નેહ સંબંધ સંધાયો, જે પરથી મને પણ તારે માટેજ વિચાર આવ્યો, અને મેં એમને વાત કરી. એમણે પણ મારાં સમજાવ્યાથી સમ્મતિ આપી, અને અમો બંનેનાં એક મત થતાંજ આજે મેં પણ તને સ્પષ્ટ જણાવી દીધું. આ અમારી ગોઠવણમાં તારે નારાજ થવાનું કંઇજ કારણ નથી, પણ ઓર આનંદ માનવાનો છે. તારા કાકાની વય જરા થોડી મ્હોટી છે, અને તેથી તું તારા મનમાં ખંચાતી હશે ખરી, પરંતુ આયુષ્ય તો ઇશ્વરના હાથમાં છે. યૂવાનો જોત જોતામાં ચાલ્યા જાય છે, અને વૃદ્ધો રહી જઇ લાંબાં આયુષ્ય ભોગવે છે! એટલે વયની બાબતનો વિચાર તો કરવાનોજ નથી. માત્ર મારા ઘરમાં આવીને તું સુખી થશે કે દુઃખી થશે, એટલોજ વિચાર કરવાનો છે, અને તેને માટે તો હું તને ખાત્રિ આપુ છું કે, તું અહીં મારી સાથે સર્વ પ્રકારે સુખીજ થશે. તારા કાકા પાસે પાંચ પૈસા પણ સારા છે, અને વળી એમની પેદાશ પણ ચોગરદમની ઘણી સારી છે. તેની સાથે તેઓ હાથના ખરચાળ છે, જીવના ઉદાર છે, મનના મોકળા છે, મોજીલા છે, શોખીન છે, હોંસિલા છે, પોતાના માણસને તન–મનથી ચાહનારા છે, અને તેથી તે તને સર્વ પ્રકારે લાડ લડાવી ખુશીમાંજ રાખશે. આ બાબતમાં મારી તો સંપૂર્ણ ખાત્રિ છે કે, તું આ ઘરમાં આવીને દરેક વાતે સુખીજ

શે, અને વળી મારી દેખરેખ તથા સંભાળ પણ તારા પ્રત્યે રહેશે, જેથી તને કોઇ પણ વાતે હું મુંઝાવા તો નહીંજ દઉં. આથી વિશેષ તને શું જોઇએ છે ?"

"એ તમારી તમામ વાત ખરી, પણ જેમને હું કાકા કહીને બોલાવું છું તેમનીજ સાથે હું પરણું, અને તેમનેજ મારા પતિ કરૂં ! આવું અજૂગતું કેમ બની શકે ?"

"કાકા કયા પ્રકારના? માત્ર મોઢેથી કહેવાનાજ. એ કંઇ તારા સગા કાકા છે કે? માત્ર કહેવાનાજ કાકા છે તો જયાં સુધી તું તેમને પરણી નથી, ત્યાં સુધીજ એ તારા કહેવાતા કાકા ગણવા, પણ પરણ્યાં પછી તો તારા પતિ થાય, અને કાકા ટળીજ જાય. આમજ દુનીયામાં બનતું આવ્યું છે."

ચપળાની બુદ્ધિ આ બાબતનો રદિયો આપવાને કંઇજ ચાલી શકી નહીં, અને તેણી તો તદ્દનજ સીતળ બની ગઇ ! તોપણ થોડી વારે વળી પાછું તેણીએ ધીમે રહીને પૂછયું કે "મારા માતા–પિતાની પરવાનગી લેવી કે નહીં ?"

"તે બધી તજવીજ તારા કાકા કરશે. તે વાતની ચિંતા તારે કરવાની નથી."

'મારા મુંબઇ વાળા પતિની પંચાતીનો શો વિચાર કીધો ?"

"તે પણ તારા કાકા બધું ફોડી લેશે. તારા ને મારા કરતાં તેમને વધારેજ કાળજી છે, અને વળી તે કંઈ કાચા નથી, અથવા કોઇથી ગાંજયા જાય તેવા પણ નથી. તે બધી વાતે બધાંને પૂરા પડવામાં શૂરા છે, અને બધો બંદોબસ્ત કરશેજ. માત્ર તારીજ મરજી માટે તેઓ થોભ્યા છે. હું તને ટુંકમાં એટલુંજ પૂછવા માંગું છું કે, મારી સલાહ તને માન્ય

છે કે નહીં ?"

"આપની સલાહ માન્ય રાખવાને તો હું બંધાયલીજ છું."

"તો બસ જા, મઝાહ કર. ઇશ્વર સર્વ સારૂંજ કરશે. તું તારી મેળે આનંદમાં રહેજે, અને હવે બધી ગોઠવણ અમે અમારે કરીશું."

"ઘણું સારૂં. હું વળી મોડેથી આવીશ." કહીને ચપળા ગઇ.

મધુરીએ આ તમામ વાત પોતાના પતિને કહી સંભળાવી. છેવટે એટલુંજ તેણી બોલી કે "હવે ચપળાના પિતાને તથા તેણીના પતિને કયે પ્રકારે સમજાવવાં તે તમે જાણો ! મેં તો મારૂં કામ બજાવ્યું છે, અને હવે તમારે પણ તે બધા બંદોબસ્તને માટે વિશેષ વિલંબ કરવાની જરૂર નથી જો !"

"હવે હું તેજ તજવીજમાં છું, અને જેમ બનશે તેમ વહેલોજ નિકાલ લાવીશ." કહીને વાંકાલાલ તે વિષેનો વિચાર પોતાના મગજમાં ગોઠવતો બેઠો.

---

# ચક્ર ૧૬ મું.

### દોહરો.

ચપળા ચિત્તે ચમકતી, મનમાં તેહ મુંઝાય;
ગુંચવણમાં તેણી પડી, આકૂળ વ્યાકૂળ થાય !

## ગૂંચવણીની ગૂંથ !

મધુરી અને વાંકાલાલના ઐકય મતની સલાહ મળવા છતાં નાહાન ચપળા મુંઝવણમાં પડી ગઇ, અને તેણીના હૃદય તર્કમાં ગૂંચવણની ગાંઠ ગૂંથાઈ ! તેણી રાત્રિના સમયે નિદ્રા લેવાને

મધુરીની સલાહનો વિચાર કરવા બેઠી, અને તેણીનાં માતા-પિતા સયનમાં પડયાં પછી તેણી પોતાના સયનવાસમાં દીપક બળતો રાખી એક તકિયા સાથે ઓઠી લંબાઇ વિચારવા લાગી કે "હવે શું કરવું ? વાંકાલાલની સાબ્રતા લેવા જતાં તે સાબ્રતાની સાથેજ સંતાપનું શૂળ વળગ્યું ! મધુરી મારી કાકી એટલે મારી માતા સમાન, અને વાંકાલાલ મારા કાકા-પિતા સમાન ગણાય, અને તેનીજ સાથે મારો સંસાર સંધાય, એ કેમ ખમાય ! એ કેમ થાય ! હાય હાય ! ઓ ! ચપળા ! તારા જીવતરને લાગે લાહ્ય ! આ તો 'સાપે છછુંદર ગળ્યું' તેમ બન્યું ! કરવા ગઈ એક, અને થઈ ગયું બીજું ! વાંકાલાલ વાઘ જેવો છે, વિકાળ છે, ઝેરી છે, ડંસીલો છે, દ્વેષી છે, બદમાશ છે, લફંગો છે, લુચ્ચો છે, પાપી છે, હરામખોર છે, નીચ છે, અને સોનેરી ટોળીનો સરદાર છે ! એવા ભયંકર પુરૂષની ઇચ્છાનું ઉલંઘન કરવું, એ પણ આપ્રત સમાન છે, અને એની સાથે સંસાર માંડવો, એ પણ વાઘની ગુફામાં વસવા સમાન છે ! એટલે એક બાજુએ કુવો છે, અને બીજી બાજુએ દુર્ગંધથી ભરેલો ખાડો છે ! તેમ વળી ત્રિજો રસ્તો પણ દેખાતો નથી ! આફત ! આપત્તિ ! મુશ્કેલીના કાંઠા ! અરે ભગવાન ! મારૂં ભાગ્ય પણ કેવું ફુટેલું છે કે, કોઇ પણ રસ્તે શાંતિ મળતી નથી ! જયાં ને ત્યાં દુઃખ અને સત્યાનાશના સમાચાર ! પેલા મૂવા શાંતિલાલનો સંતાપ ગયો તો તરતજ આ પરિતાપ ઉભો થયો ! હવે તો કંઇ સમજાતું નથી કે શું કરવું ! મધુરીને મોંઢે તો મેં તેણીની રૂખતી રાખવાને 'હા' પાડી છે, પણ એ 'હા' ખરેખરી 'હા' કેમ થાય ? પિતા તુલ્ય કાકાને કેમ પરણાય ? ભલેને આ જીંદગી ધૂળ

થાય કે ભલેને વાંકાલાલને હાથે મારો જીવ જાય, પણ આ બાળા પોતાના તે વડિલને તો નહીંજ વરે.” આમ વિચાર કરતી તેણીએ અશાંતિ દૂર કરવાના વિચારથી પોતાના હાથમાં એક પુસ્તક લઇને વાંચવાં માંડ્યું. પણ વાંચનમાં મન શાનું વળગે ? તરતજ તે પુસ્તક જમીનપર પટક્યું, અને તેણી વળી પાછી તેજ વિચાર કરવા લાગી કે “ જેમ શાંતિલાલને શાંત કરવાનો રસ્તો લીધો તેવીજ રીતે હવે વાંકાલાલનો વારો આવ્યો છે ! વાંકાલાલનાં મગજમાં એવી ખુમારી છે કે ‘જાણે મારા જેવો જબરો જગતમાં કોઇ છેજ નહીં !’ પણ દુનીઆમાં શેરને માથે સવાશેર હોય ને હોયજ; માટે વાંકાલાલ શેર છે તો તેને શાંત કરવાને કોઇ સવાશેરની શોધ કરવી જોઇએ, અને વળી કોઇ એવા નરની સાથે ઓળખાંણ કરવી જોઇએ કે, જે નર વીર એ વાંકાલાલને પણ ઠંડો ગાર બનાવી દે !” આમ મનન કરતી વળી તેણી ઇઝી ચેરપર લંબાઈ, અને નિઃશ્વાસ નાંખી વળી પોતાના મનમાં બબડવા લાગી કે “ જેની સાહ્યતા મેળવવા જાઉં છું તે મૂવો મારા પ્રત્યે ઘાનતજ બગાડે છે ! એટલે વળી ત્રિજાનો આધાર ગમે તેમ કરીને મેળવીશ તો ખરીજ, પરંતુ તે પણ જો મારાપર પોતાની કૂમતિ ચોંટાડશે તો વળી તે ત્રિજા સાથે પણ શત્રુતાનો સંતાપ ઉભો થશે ! માટે હવે બીજો રસ્તો કયો લેવો ? ઇશ્વરે જો મારા ચહેરાપર સુંદરતા સ્થાપી નહીં હોત, અને મને જો ખૂબસૂરત બલા બનાવી નહીં હોત તો કંઈ આવો સંતાપ જાગત ? પણ આ મારી રમણિકતાએજ બધાં સાથે બૂરાશ કરાવી છે, માટે ખૂબસૂરતને બદલે બદસૂરત બનવાનો પ્રયત્ન કરૂં, અને ચહેરા

પર કંઇક કલંક લગાડું તો વધારે સારૂંની ! પરંતુ તેમ કરવા જતાં તે કલંક મને ભવિષ્યમાં મુશ્કેલીમાં મૂકશે ! એટલે પ્રભુ જ્યારે મારા પતિને મેળવી આપવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવશે, ત્યારે મારા પતિ મારો કલંકિત ચહેરો જોતાંજ ચિત્તળી ખાઇ કટાણું મોં કરી મારો સ્વીકાર પણ જો નહીં કરે તો વળી ભોગજ ફરી વળે, અને આ બધો મારો પ્રયાસ પાણીમાં ગયાં જેવુંજ થાય ! અરે ! પરમાત્માએ બક્ષેલા ખૂબસૂરતીના પ્રસાદને તો ભ્રષ્ટ નહીંજ બનાવવો, અને તેને બદલે વળી કંઇ નવીન રસ્તો લેવો લાજમ છે." આમ રંગ-તરંગ કરતી તેણી વળી ટેબલ પાસે ગઇ, અને એક કોરા કાગળની કાપલી લઇ તેના બે ટૂકડા કીધા. એકમાં લખ્યું કે 'વાંકાલાલને નહીંજ પરણવું.' વળી બીજામાં લખ્યું કે 'વાંકાલાલને પરણવું.' તે પછી તે બંને ટૂકડાઓની જૂદી જૂદી ગોળીઓ કરીને ટેબલના માથાપર શ્રીનાથજીની છબિ હતી તે છબિ આગળ ધરીને તેમનું સ્મર્ણ નેત્રો મીંચીને કરવાની સાથેજ જમણે હાથે તેમાંથી એક ગોળી ઉપાડી, અને બીજી ગોળી ડાબે હાથે નાંખી દીધી. જમણા હાથ વાળી ગોળી ઉકેલીને વાંચતાં જેમાં 'વાંકાલાલને નહીંજ પરણવું.' એવું લખ્યું હતું તેજ નીકળ્યું, અને તે વાંચતાંજ તેણી હિમ્મતથી મનમાં બોલી ઉઠી કે "હવે હરકત નહીં. જે મારો વિચાર છે, તેજ વિચારને પુષ્ટી શ્રી ઠાકોરજીએ પણ આપી છે, અને તેવીજ ચિઠ્ઠી તેમણે કહાડી છે તો હવે એ વાંકાલાલને પડતો મૂકવાને શ્રી ઠાકોરજીની-શ્રીનાથજી બાવાનીજ સાક્ષતાનું શૂર રાખવું, અને વાંકાલાલને ખુલ્લી રીતે ના કહી દેવી. વાંધો માત્ર

એજ છે કે, તેને મોંઢા મોંઢ ના કહેવાની સાથેજ તે તેજ વખતે મને કદાચ બે–ચાર લપડાક લગાવી પણ દે, તેવા તે બાજરમાન જડભરથની જાત છે! માટે હાલ તરત તેને બારણે જવાનુંજ બંધ રાખવું, તેમાંજ વધારે શોભા છે." આમ છેવટનો નિશ્ચય કરી તેણી પોતાની પથારીમાં પડી, અને પ્રથમના કરતાં કંઇક વિશેષ હિમ્મતમાં પણ આવી. તેની સાથેજ તેણીને વિચાર થવા લાગ્યો કે "શ્રી ઠાકોરજીપર મને વિશ્વાસ છે, અને તેમના પર મારી દૃઢતા પણ અચળ છે, તોપણ તે બધું લૂખું–સૂકુંજ છેની! તે માત્ર મનમાં માનું છું, પણ તેમની ભક્તિ તો હું કરતીજ નથી કે તેમનું સ્મર્ણ પણ આવી મતલબ હોય ત્યારેજ કરૂં છું! આથી શ્રી ઠાકોરજી પણ મને મતલબી માનીને મારી મનઃકામના પૂર્ણ કેમ કરશે? માટે આજથીજ તેમની ભક્તિ પણ ભલા ભાવથી કરવી." આમ વિચારી પ્રભાતમાં ઉઠીને સ્નાન કરતાંની સાથેજ પોતાના ઘરમાં શ્રી લાલજીની પૂજા એક ઓરડામાં કરવા બેઠી. પોતાની પુત્રિ આજેજ આમ કરવા બેઠેલી હોવાથી જમના (ચપળાની માતા) અને મમતદાસ (ચપળાના પિતા) ચકિત થઇ પરસ્પર ગુસપૂસ કરવા લાગ્યાં, પરંતુ પુત્રિએ સેવા માર્ગ ગૃહણ કરેલો જોઇ તેઓ તો ખુશીજ થયાં.

# ચક્ર ૧૭ મું.

**દોહરો.**

સેવા ચપળાને ફળી, સફળ પામી આશ;
ભય ભાંગ્યો છે ઈશ્વરે, ચપળાને હુલ્લાસ.

**"કરે સેવા તો મળે મેવા."**

ચપળાએ સેવા માર્ગ ગ્રહણ કીધો. "કરે સેવા તો મળે મેવા." એ સૂત્ર તેણીએ એક વૃદ્ધને મોંઢે સાંભળ્યું હતું, તેનું તેણીને સ્મર્ણ થઇ આવતાંજ સેવાપર તેણીની શ્રદ્ધા અધિક અચળ થઇ, જેથી તેણીએ ભગવત ભજન, ઇશ્વર સ્મર્ણ, અને શ્રી ઠાકોરજીની સેવામાં ચિત્ત લગાડયું.

મધુરીને ત્યાં ચપળાનું જવું બંધ થયું. લગ્નની વાત ચોક્કસ કીધાં પછી બીજેજ દિવસે ચપળાએ મધુરીને ત્યાં જવાનું છોડી દીધાંથી મધુરીએ તેજ દિવસે તેણીને ત્યાં બે-ત્રણ વાર માણસને મોકલેલો, પરંતુ પ્રત્યેક વેળા ચપળાની માતાએ જુવાબ આપેલો કે "ચપળા તો સેવા પૂજામાં રોકાઇ છે." આવા જુવાબથી તે દિવસે તો મધુરીને વિશેષ વિચિત્રતા લાગી નહીં, તેમજ તે જુવાબથી વાંકાલાલના મનપર પણ કંઈ જૂદી અસર થઇ નહીં; પરંતુ બે-ત્રણ દિવસ સુધી મધુરીએ પોતાના માણસને ચપળાને બોલાવવા મોકલતાં એવોજ ટૂંકો ને ટચ જવાબ આપ્યાં કરેલો કે "ચપળા તો સેવા-પૂજામાં રોકાઇ છે." આવો એકનો એકજ ઉત્તર વારંવાર મળ્યાથી મધુરી તથા વાંકાલાલનાં મન વિસ્મય પામ્યાં, તેમજ તેઓ બંનેને એમજ લાગ્યું કે "ચપળાની મરજી લગ્નગાંઠનો સંબંધ સાંધવાની નહીં હોય, માટેજ તેણી આવતી

અટકી ગઇ છે." આવી અટકળ કરવાની સાથે તેઓ બંનેના મગજમાં ગ્લાનિની સાથે ક્રોધાવેશ પણ આવ્યો, અને બદમાશ વાંકાલાલે તો એવોજ વિચાર કીધો કે "હવે ચપળાની ખોડ ભૂલાવું, તેણીની પૂરી ખબર લઉં, અને તેણીને ખરાબખાસ્તા-ખાખાવીખી કરી નાંખું, ત્યારેજ મારૂં નામ વાંકાલાલ ખરો!" આવો વિચાર આવવાની સાથેજ તેણે વળી મગજને વિરામ આપી ચપળાની તજવીજ કરવાને પોતાની પ્રિયા મધુરીને તેણીને ત્યાં મોકલી. પતિની આજ્ઞાનુંસાર મધુરી પણ તરતજ ચપળાને ત્યાં ગઈ. ચપળા આ સમયે શ્રી ઠાકોરજીની સેવામાંજ મશગૂલ હોવાથી તેણીએ મધુરી સંગે કંઈ પણ વાતચીત કરીજ નહીં, પણ માત્ર જમનાએ રીતસર આવકાર આપીને મધુરીને પોતાની પાસે બેસાડી પાન-સોપારી-તમાકુ ખવડાવી ખુશ કરી. બાદ મધુરીએ સ્નેહ સહિત જમનાને જણાવ્યું કે "ત્રણ દિવસથી ચપળા મારે ત્યાં આવતી નથી, અને મારે એની સાથે માયા બંધાઈ ગઈ છે, માટે એને ખાસ મળવાને આવી છું."

"પણ જૂઓની, એ તો ત્રણ-ચાર દિવસથી માત્ર ઠાકોર સેવામાંજ એકાગ્રહ વૃત્તિ રાખે છે, અને બીજાં કશાંમાં એનું ચિત્તજ નથી! આખો દિવસ અને રાત ઠાકોરજીનો ઓરડો ભલો ને એ ભલી! રાત્રે સૂવાનું પણ તેજ ઓરડામાં રાખ્યું છે, અને એને લીધે મારે પણ ત્યાંજ સૂવું પડે છે!"

"આનું શું કારણ?" મધુરીએ તે વાત સત્યજ માનીને પૂછ્યું "એના મગજ પર તો કંઇ અસર થઇ નથીની? તમને કેમ લાગે છે?"

"મને તો કંઇ સમજાતું નથી! પણ એટલું છે કે શ્રી

ઠાકોરજીમાં એનો જીવ લાગ્યો છે તેથી મને પણ સંતોષજ વળે છે; કેમકે એ સર્વોત્તમ માર્ગ છે."

"હા. એ તમારૂં કહેવું ખરૂં છે." વગેરે વાતો કરીને મધુરી પોતાને મકાને ગઇ.

વાંકાલાલ ઘરમાંજ હતો. મધુરીએ ઉપલી બિના તેને કહી સંભળાવતાં તે પણ ઘણો આશ્ચર્ય થઇ બોલ્યો "આ તો નવાઇની વાત! ચપળાના મગજમાં સેવા-પૂજાની ધૂન ક્યાંથી ભરાઇ હશે? કોઇ ગુરૂ એને મળ્યો હશે કે શું બન્યું હશે?"

"તે તો ઇશ્વરને ખબર; પણ મારો મત એવો છે કે, હવે આપણે એની આશા રાખવીજ નકામી છે. હવે એ વાત હાથથી ગઈ!"

"અરે! હું ધારૂં તો એ ચપળાની ચડપમાં ખરાબિ કરી નાંખું! પણ દેવની બાબતમાં એ પડી છે, એટલે એને હેરાન કરવાને મારૂં મન પાછું પડે છે!"

"તે આપની સમજ સત્ય છે મારા વહાલા! હવે ચપળાની વાત મનમાંથી કહાડી નાંખવીજ સારી. તેણીનાં ભલામાં કે બૂરામાં આપણે ભાગ નહીં લેવો. તેણીનું મન દેવ સેવામાંજ લાગ્યું છે, અને તેમ છતાં જો તમે તેણીને હેરાન કરવાની ખટ પટ કરો, અને તેમ કરવા જતાં ઈશ્વરનો કોપ પણ થાય તો આપણું બૂરૂં થાય!" કહીને મધુરી પોતાને કામે વળગી, અને વાંકાલાલ પણ બહાર ફરવા ગયો. આજથી તેઓ બંનેએ ચપળાની બાબત પોતાનાં મનમાંથી કહાડીજ નાંખી.

ચપળાનું પૂજા પ્રકરણ ચાલુજ છે. તેણીએ તેમાંજ ચિત્ત ચોંટાડેલું કાયમ રાખ્યું છે. આ રંગ કેટલાક દિવસો સુધી તો

જમના તથા મમતદાસને પ્રિયજ લાગ્યો, પણ તેઓને ચિંતા લાગી કે "રખે સેવા-પૂજાની લેહમાં છોકરીનું મગજ કંઈ ચળી-ચસ્કી જાય!" આવી ધાસ્તિથી મમતદાસે પોતાની પત્નિને કહ્યું "છોકરીનો આ રસ્તો ગમે તેટલો સારો છે, પણ એમાં શું વળ્યું? મને મ્હોટી ધાસ્તિ એજ લાગે છે કે, રખે આ રંગમાંથી તેણીનું મગજ ૫ટકીને કંઇ ગાંડી બની જાય! તેમ જો થાય તો છોકરીની જીંદગી પણ ધૂળ થાયની?"

"મને પણ એવીજ ફીકર લાગી છે પ્રાણનાથ!" જમના પરિતાપ કરતી બોલી "આપણે લાડ કરીને છોકરીને ઘરમાં રાખી, તેણીને સાસરે મોકલવાને આપનું મન માનતું નથી, અને તેમાંથી જો કદાચ તેણી ગાંડી થઇ જાય તો પછી આપણને કેવો પસ્તાવો થાય! માટે તેણીનો ઉપાય તો કરવો જોઈએ."

"ઉપાય બીજો કોઇજ નહીં, પણ માત્ર એકજ ઉપાય કે, ઠાકોર સેવામાંથી તેણીનું મન કળેવળે કમતી કરી નાંખવું, અને બીજીજ બાબતમાં તેણીનું મન દોરવાય તેમ કરવું."

"પણ તેણીને સમજાવે કોણ? મારૂં કે તમારૂં તો તેણી સાંભળે તેવી નથીની!"

"તારૂં નહીં સાંભળે તેનું કારણ છે કે, તું તેણીને કરામતથી સમજાવી શકતી નથી, અને તું ચિઢિયાં-દાંતિયાંજ કરે છે! તેથી વળી તેણી સમજે કે? તેથી તો ઓર તેણી મરિયાદા મૂકીને તને તરછોડી નાંખે છે!"

"ત્યારે તમે પોતેજ તમારી ચતુરાઇ ચલાવીને છોકરીને સમજાવતાં હો તો પછી મારે બોલવાની જરૂરજ શી?"

"તેમજ કરવું પડશે, અને નિરાંતે તેણીને હું ઠેકાણે લાવીશ."

"પણ હવે એ બાબતની ચીવટ રાખજો, તમે વળી તમારાં કામકાજમાં ગૂંથાઇને ભૂલી નહીં જતાં."

"નારે ના, એવી અગત્યની વાત ભૂલું તે કેમ!"

આટલો નિશ્ચય કરી તેઓ બંને પોત પોતાને કામે વળગ્યાં.

---

## ચક્ર ૧૮ મું.

### દોહરો.

ચપળાને સમજાવવા, કરે કરામત કાંઇ;
મમતદાસ પક્કાઇથી, ચલાવતો ચતુરાઇ!
"કાગનું બેસવું, ને તાડનું પડવું!"

ચપળાનું ચિત્ત ઠાકોર સેવામાંથી ચળાવી તેણીને ઘર કામમાં રોકવાની મતલબથી મમતદાસે તેણીને જૂદોજ રંગ લગાડવાની તજવીજ કરી. મમતદાસે વિચાર કરતાં એવું અનૂમાન બાંધ્યું કે "છોકરીને નાટક જોવાનો શોખ અસલથીજ છે, માટે એને નાટક જોવાને મારી સાથે લઈ જાઉં, અને તે બહાને ઠાકોર સેવામાંથી એના મનને મુક્ત કરૂં, કે જે પછી વળી યુક્તિથી એને ઘરકામમાં વળગાડી દઇશ." આ વિચાર તેણે પોતાની પત્નિ જમનાને પણ સમજાવ્યો, અને તે પછી તેજ રાતના જમના, ચપળા તથા મમતદાસ ભોજન કરીને ગપાટાં મારતાં બેઠાં પછી મમતદાસ બોલ્યો "આવતા શનિવારે આપણે બધાં નાટક જોવા જઇશું. તે રાત્રે પેલી કંપનીનો નવો ખેલ છે, અને તે જોવા લાયક પણ છે, એવી વાત મેં સાંભળી છે. કેમ ચપળા, તારો શો વિચાર?"

નાટકનું નામ સાંભળતાંજ ચપળાનું ચિત્ત ચળ્યું! તેણી બોલી ઉઠી "હા પિતાજી! નવો ખેલ જોવાની તો મને પણ ઘણી હોંસ થાય છે જો!"

"ત્યારે હું આવતી કાલેજ ટિકેટો મંગાવી લઇશ; કેમકે ખેલને દિવસે ટિકેટો મળવી મુશ્કેલ." કહીને મમતદાસ તરતજ ઉઠીને નામું લખવા બેઠો, અને જમના તથા ચપળા સુઇ ગઇ. બીજે દિવસે મમતદાસે ઑરચેસ્ટ્રાની ત્રણ રીઝર્વ્ડ સીટસની ટિકેટો મંગાવીને ચપળાનાજ હાથમાં સોંપી.

શનિવારે રાત્રે તેઓ ત્રણે નાટક જોવાને ગયાં, અને ત્યાં "કાગનું બેસવું અને તાડનું પડવું" એમ બન્યું! એવો દેખાવ આવ્યો કે, એક કામાન્ધ કોમિનીને અકસ્તાત એક તિત્ર તરૂણ મળતાંજ તેણી તે તરૂણની સંગે પલાયન કરી ગઇ! આ દેખાવ જોતાંજ ચપળાનું મગજ પણ તેવીજ કૃતિમાં આવી ગયું, અને તેણીના મનમાં પણ એવોજ જુસ્સો આવી ગયો કે "મને પણ અત્યારે જો કોઈ પ્રેમી પંખિડો પ્રાપ્ત થાય તો હું પણ પ્રેમ પાંખનાં પરિબળથી કામ રૂપિ પવનના વેગમાં પલાયન કરી જાઉં!" આવા જુસ્સાના જંગમાં ચપળાનું ચિત્ત બહાવરૂં બની ગયું! નાટકમાં બીજા પ્રવેશો ગમે તેટલા આવ્યા છતાં તેણીનું મન માત્ર પ્રેમી પંખિડો પામવાની ઇચ્છામાંજ મશ્ગૂલ બની ગયું! જમના તથા મમતદાસને તે વિષેની કશી સમજ પડી નહીં, અને તેણીને તો જાણે "કાગનું બેસવું, અને તાડનું પડવું" તેવુંજ થયું! એટલે પ્રેમ માર્ગનો દેખાવ નિહાળતાંજ તેણીનું જુવાનીનું જોબન ઝળકાટમાં ઝામી ગયું, અને ગમે તે પ્રકારે પણ કોઇ પ્રેમીની શોધમાં તેણીનું ચિત્ત બ્હાવરૂં બન્યું!

બરાબર પોણા બે વાગે નાટકની સમાપ્તી થતાંજ તેઓ ત્રણે સ્વગૃહે ગયાં. મમતદાસ તથા જમના સૂતાં, અને ચપળા પોતાના ઓરડામાં જઇને પહેરેલાં સુંદર વસ્ત્રાભૂષણ સહિતજ પથારીમાં પડી ગઇ, તેમજ અત્યંત આવેશની સાથે વિક્રાળ બની વિચાર કરવા લાગી કે "હવે તો પ્રભાત થતાં પહેલાં સુરતનો ત્યાગ કરી ગમે ત્યાં નિકળી જવું, અને પ્રેમ પંથ પકડવો. શહેર બહાર સંખ્યાબંધ ફાંટાઓ પણ ફુટેલા છે તો તેમાંથી શું કોઇ પણ ફાંટો મને એવો નહીંજ હાથ લાગે કે જે ફાંટાની ખુબી પ્રેમ પંથ પ્રકાશક હોય ! તેમ નહીં તો માર્ગમાં ગતિ કરતાં જેમ નાટકમાં નમુનો નિકળ્યો તેમ કોઈ એવો યૂવાન પુરૂષ નહીંજ મળે કે જે પ્રેમ પંખિડાની પાંખોનાં પ્રતાપે આ પ્રેમાળ પૂતળીને પ્રેમની પાંખોથી ઉડાવી લઇ જાય ! અરે ! શું સુરતી લાલાજીઓ પ્રેમ પંથમાં આંધળાજ હશે ? નહીં, નહીં, નહીં ! મારા વહાલા સુરતી સહેલાણીઓ શૌખીન છે, અને તેઓ જો પ્રેમ પંથમાં અજ્ઞાન હોય તો 'સુરત સોનાની મૂરત' તરીકે પંકાયજ નહીં ! સુરતીઓ સર્વ વાતે પૂરા ને શૂરા છે ! તેઓ મારા જેવા પ્રેમપ્યાસિની મનઃકામના પૂર્ણ કરવાને હામ–દામ–ઠામથી પરિપૂર્ણ છે, માટે મને આશા છે કે, ઘર છોડતાં માર્ગમાંજ મારા જેવો કોઇ પ્રેમ પંથનું સંશોધન કરનાર પૂતળું આશામાં અથડાતુંજ હશે ! જેમ નાટકમાં પેલા પ્રેમાન્ધને તેણીના જેવોજ પ્રેમાળ પુરૂષ પ્રાપ્ત થઇ ગયો, તેમજ મને પણ કેમ નહીં થાય ? એ તો થાયજ ! પાણીનો રેલો પોતાનો માર્ગ કરી શકે છે તો મારો પ્રેમ પ્રકાશ ગમે તેવા અંધકારમાં પણ પોતાની પાંખોનાં પ્રતાપે ગતિ કરી મનવાંચ્છિત મેવા મેળવવા

નસીબદાર નીવડશેજ ! કુદરતની સાક્ષતાથી હિમ્મત રાખવી, એજ બુદ્ધિ, જ્ઞાન અને સમજ શકિતનું કર્ત્તવ્ય છે, અને તે નીતિના નિયમે હવે ઇશ્વરેચ્છા પર આધાર રાખી મારે ખરા પ્રેમપંથ પર ગતિ કરી જવી, એજ મારી જોબનાવસ્થાનું જંગ છે !" આમ તર્ક-વિતર્કથી તેણી વળી બોલવા લાગી કે "દુનીઆનો ડર દાંભિક માનું છું ! લાજ મરિયાદાનું મહત્વ મટ્ટી સરખું સમજું છું ! અને વડિલોનો વાંધો ધિક્કારને પાત્ર છે ! પણ પેલાં વાંકાલાલ કાકા ! જે મારા કાકા-પિતાની પદ્ધિપર છતાં મારા પતિ થવા નિકળ્યા હતા, તેજ દુષ્ટ બદમાશનો ભય મારે રાખવાનો છે, અને તેથીજ સૂર્યપૂરના ગમે તેટલા સુંદર પ્રેમ પંથને ખૂણે મૂકી શહેર બહારનોજ પ્રેમ પંથ પસંદ કરવો સમયોચિત છે, કે જેથી તે ફાટી મૂઓ વાંકાલાલ કાકો પણ મારા પર વાંકીચૂંકી વક્રોક્તિ કરવાની દુષ્ટતા દાખવે નહીં. આ કારણથી મારે સૂર્યપૂરને પણ છેલ્લી સલામ કીધાં વિના છૂટકોજ નથી ! માત-પિતાને પણ સૂતાં મૂકી ગચ્છંતિ કરી જવી, એમાંજ ચપળાની ચપળતા ગણાય." એમ વિચાર કરતાં તેણી સૂઈ ગઇ.

---

# ચક્ર ૧૯ મું.

દોહરો.

ઘરમાં રહીને કામિની, ઘડે નવીન કંઈ ઘાટ;
આખર ગચ્છંતિ કરી, રડે માત ને તાત!

ઉડી ગઈ!

પ્રભાત થતાંજ ચપળાએ વિચાર્યું કે "આજે આ ઘરમાં મારી છેલ્લીજ પ્રભાત છે, માટે આજનો દિવસ માતા–પિતાને સંપૂર્ણ સંતોષાનંદ આપવો, અને આજે અર્ધ રાત્રિ પસાર થતાંજ મારે પણ પસાર થઇ જવું."

આમ મનન કરતી ચપળાએ બિછાનામાંથી ઉઠતાંની સાથેજ પોતાની માતાની સંગે ઘરનાં કામકાજમાં પ્રવેશ કીધો, અને માતા–પિતાની સાથે આજે અધિક મિશ્ર થઇ તે બંનેને સંતોષ ઉપજે તેવુંજ વર્ત્તન ચલાવવા માંડયું. આજથીજ ઈશ્વર સ્મર્ણ વિસારી દીધું, અને તેવી રીતે તેણીની સ્થીતિમાં આજે આવો ફેરફાર થયલો જોઇને માતા–પિતાનાં મનમાં એવોજ સંતોષ વળી ગયો કે "નાટક જોયાં પછીજ છોકરીનો રંગ બદલાયો તો ખરો! ઠાકોર સેવા ભૂલીને ઘરનાં કામકાજમાં દીકરી દોરવાઇ છે. એટલે ધારેલી મતલબ સરી, અને નાટકના પૈસા પણ ઉગી નીકળ્યા." આમ તેણીના તે વડિલોમાં હમણાં તો સંતોષાનંદ પ્રસરી ગયો.

બપોરે ભોજન કીધાં પછી ચપળાએ તમામ એઠવાડાનાં વાસણો માંજી નાંખ્યાં, અને પછી પરવારીને તેણી પોતાના સુવાના રૂમમાં જઈને આડી પડી. રાત્રિના પસાર થઇ જવાના

સંબંધમાં હવે તેણી અધિક શાંતતાથી તથા મનને સ્થીર રાખીને વિશેષ વિચાર કરવા લાગી કે " કંઇ માલપાણી ( પઇસા તથા જરિયાન ) લઇને નીકળવું કે માત્ર વસ્ત્રભેરજ નીકળવું ! " છેવટે તેણીએ એટલોજ નિશ્ચય કીધો કે " કંઇ પણ દ્રવ્ય કે જોખમ નહીં લેતાં માત્ર નીચે ધરતી, અને ઉપર આભનો આશ્રય રાખી સત્વર નીકળી તો જવુંજ, અને પ્રથમ કયો પંથ પકડવો તે પણ નિકળતાં પગ જ્યાં પણ લઇ જાય, ત્યાં ચાલ્યા જવું. વિચાર કરેલા કામ નહીં આવે. વળી વિચાર શા કરવા હતા ? વિચાર માત્ર નસીબનો ! " આમ કડક મગજ કરતાં તેણી વળી ઉઠી, અને રાત્રે નીકળવાને સમયે અંગે ધારણ કરવાની એક સાદી પોલકા ભાતી ચોળી, તેમજ એક સાદું ગવન કબાટમાંથી કહાડીને ખીંટીપર મૂકયા બાદ ચપળા વળી પોતાની માતાની પાસે જઇને બેઠી, અને બોલી " માતુશ્રી ! દાળ, ચોખા, વગેરે કંઇ પણ વણવાનું હોય તો લાવો વણું. મને નવરી બેસી રહેવામાં ગમતું નથી. "

" બેટા ! આજે તો તેં ઘણું કામ કીધું, માટે તું થાકી ગઈ હશે. હમણાં વણવાની કંઇ જરૂર નથી. તું હવે નિરાંતે બેસીને આરામ લે. " માતાએ અંતઃકરણની લાગણીથી દરશાવ્યું " આજે તો મારી દીકરી કેવી ડાહી થઇ ગઇ બે ! "

" અને આજ કરતાં કાલે તો વળી વધારેજ ડાહી થઇશ. માતાજી ! " ચપળાએ મોઘમમાં જણાવ્યું " આવતી કાલથી મારા ગૃહભાવ પણ બદલાવાનાં છે તો ! "

" એ વળી તને કોણે કહ્યું ? કોઈ જોષિ મહારાજને તેં પૂછયું હતું કે શું ? "

"જોષિ મૂઓ શું કહેવાનો હતો ?" ચપળા ચીડવાઇને બોલી "જોષિઓપર હું તો જરા પણ વિશ્વાસ રાખતીજ નથી. મારૂં મનજ મને તો જ્યોતિષિ જેવું જણાય છે ! મારૂં પોતાનું મન મને સૂચવે છે કે, આવતી કાલથી મારી દશા જરૂર બદલાવાની છે, અને મારા ભવિષ્યની ખીલવણી પણ થવાની છે."

"એ તો ખુશીની વાત. તારૂં ભવિષ્ય તો સુધરેલુંજ છે. માત્ર એકજ બાબતમાં–તારાં ભૂંડાં સાસરિયાં મળ્યાં છે, તેથી તું કમનસીબ છે ખરી, તો પણ વળી વખત આવશે તો તે પણ સુધરી જશે."

"સુધરશે નહીં તો ક્યાં જશે ? એ તો સુધરશેજ, અને કદાચ આજકાલમાં પણ સુધરે તો ના નહીં !"

"આજકાલમાં !" જમનાએ ચકિત થઇ પૂછ્યું "આજ કાલ શા ઉપરથી કહે છે ? તારા વરનો કંઈ ખાનગી પત્ર તારા પર આવ્યો છે કે શું ?"

"ઉહું. એ તો માત્ર મારા મનની લહેરમાં બોલું છું. બીજું કંઇજ નથી." કહીને ચપળાએ તે વાત ઉડાવી દેતાં બીજુંજ પૂછ્યું "આજે મંદિરે દર્શન કરવાને તું જવાની છે બા ?"

"કદાચ જાઉં તો જાઉં પણ ખરી. તારે આવવું છે ?"

"નારે ના, હું તો અમથી તને પૂછું છું. હું કંઇ દર્શનની પ્રેમી નથી તો કે આવું. એવાં દર્શનની દોડાદોડી કરવાથી શું સ્વર્ગ મળવાનું છે કે ?"

"ત્યારે તું પોતે કેમ શ્રી ઠાકોરજીની પૂજામાં ચકચૂર થઇ ગઇ હતી ?"

"તે તો ઘરમાંજ. બહાર મંદિરોમાં પુરૂષોની ભીડમાં તો

કુ' પગે ના મૂકું ! ”

જમનાએ તે વિષે અધિક પંચાત કરી નહીં.

રાત્રિના દશ વાગતાંનો સમય થતાંજ ચપળાનાં માતા-પિતા નિદ્રાવશ થયાં પછી ચપળાએ પોતાનું ધારેલું કાર્ય પાર પાડવાની તૈયારી કરવા માંડી. તેમ કરતાં તેણીએ પોતાનો વેશ બદલી નાંખવાનો વળી નવીન વિચાર ઉભો કીધો, અને પહેરવા કહાડેલાં કપડાં પડતાં મૂકી, સ્ત્રી ધારીને રાત્રે કોઇ અટકાવે નહીં તેને ખાતર તેણીએ પોતાના પિતાનું ધોતિયું હતું તે પહેરી લઇ તેનો કચ્છોટો વાળી દીધો, પિતાનીજ એક મોગલ કૅપ હતી તે માથે મૂકી, અંગે તેમનોજ કોટ પહેર્યો, અને હાથમાં ચાંદીની મૂઠની એક લાકડી લઇ, પગમાં પોતાનાંજ બૂટ હતાં તે પહેર્યાં. તેવા વેશમાં રાત્રિના સુમારે સાડ ત્રણ વાગતાંને સમયે તેણી ઘરમાંથી ગૂપચાપ નીકળી પડી. ઘરનાં બારણાં તેણીએ માત્ર અમથાંજ વાસી દીધાં, અને ઘરમાંથી નીકળતાંજ કેટલાક રૂપીઆ, પૈસા, અને પરચુરણ ખીસામાં નાંખી તેણી જુસ્સામાં એકદમ રેલવે સ્ટેશન તરફ સંચરી.

---

## ચક્ર ૨૦ મું.

### દોહરો.

સ્ટેશનપર સંચર્યા પછી, કૂચ કરી મુંબાઈ;
રસ્તામાં નવલું બન્યું, થયું કાંઇનું કાંઈ!

**“ નસીબ બે ડગલા આગળનું આગળ ! ”**

ચડપ ચાલે ચાલતી ચપળા સપાટામાં સ્ટેશનપર જતાંની સાથેજ ત્રિજા વર્ગનાં ઉતારૂઓની બેસવાની જગાપર એક

અંધારામાં ગોઠવેલા બાંકડાપર બેઠી, અને ગમે તેટલી બેબાકળી છતાં તેણીને હિમ્મતવાન બન્યાં વિના આરોજ નહીં જણાયાંથી, પોતાની ધડકતી છાતીપર હાથ મૂકીને છાતીના ધુબારાને શાંત કરી, તેણીએ છેવટનો નિશ્ચય કીધો કે " બીજે જવાના ફાંફાં મારવા કરતાં મુંબઇ જઇ સાસરાનો આશરો લેવો, એજ શોભા ભરેલું હોવાની સાથે ભવિષ્યનું ભાગ્ય ખીલવવાનો એજ ખરો માર્ગ છે. તેજ વિચાર છેટનો પરમાત્માએ હવે તો મને મગજમાં ગોઠવી આપેલો હું તો માનું છું, માટે તેમજ કરૂં. " આમ વિચારીને તેણીએ ગજવામાં પડેલા પૈસા તપાસી જોતાં લગભગ સાતેક રૂપીઆ ગણ્યાં, અને તેટલી રકમ મુંબઈ પહોંચવાને તેણીએ પરિપૂર્ણ માનીને સંતોષ પકડ્યો.

આ સમયે પાછલી રાત્રિના સુમારે સવાચાર વાગ્યા હતા, અને મુંબઈ તરફ જવાને એક પણ ટ્રેન તે સમયે નહીં હોવાથી તેણી વિમાસણમાં પડી. વળી હવે પછી કઈ પહેલી ગાડી મુંબઈ જનારી આવશે, તેની પણ તેણીને ખબર નહીં હોવાથી તેણી વળી વિશેષ વિમાસણ કરવા લાગી! એટલામાંજ એક યૂવાન પણ આવીને તેજ બાંકડાપર બેઠો. તેનાં બેસવાની સાથેજ ચપળાએ તેણીને પૂછ્યું " તમે ક્યાં જવાના છો બાઇ ? "

" મુંબઇ. " તે યૂવાને પણ આમ જણાવતાં સામું પૂછ્યું " અને તમે ? "

"મારે પણ મુંબઈ જવું છે. કેટલે વાગે ગાડી આવશે ?"

"પ્રભાતમાં છ ને વીસ મિનિટે ગાડી ઉપડવાનો ટાઇમ છે."

"અને તે મુંબઈ ક્યારે પહોંચશે ? "

"પાછલા પહોરના સાડાત્રણને સુમારે ગ્રાંટરોડ જશે. "

"અને મુંબઇ ક્યારે જશે ?"

"ગ્રાંટરોડ સ્ટેશનજ મુંબઇનું છે."

"ઠીક ત્યારે તો આપણને પરસ્પર સંગાથ મળી ગયો."

પણ તે યૂવાનના મનમાં, ચપળાની આવી અજ્ઞાનતાની સાથે તેણીની સ્ત્રી જેવી વાણી પણ જણાઈ આવતાં, કંઇક વહેમ ઉત્પન્ન થયો, અને તેમ છતાં હાલ તરત વિશેષ ખુલાસો નહીં પૂછતાં ટ્રેનમાં બેઠાં પછી પૂછપરછ કરવાનું તેણે મુલતવી રાખ્યું.

થોડા સમય પછી ટિકેટ શરૂ થઇ. તે યૂવાને પોતાની, તેમજ ચપળા પાસેથી પૈસા લઇને તેણીની પણ ટિકેટ કરાવી, અને તે પછી તેઓ બંને પ્લૅટફૉર્મપર ગયાં. થોડી વારમાંજ ટ્રેન આવતાં તેઓ બંને સારા ખુલાસાની જગા જોઇને એક કમ્પાર્ટમેંટમાં બેઠાં, અને વખતસર ટ્રેન ઉપડી ગઇ.

તે યૂવાન કોણ હતો ? વાંચનાર ! તેનું નામ જાણવાની જીજ્ઞાસા કરશો નહીં; કેમકે લેખકને પોતાનેજ તેના નામની ખબર નથી તો લેખક તેનું નામ અત્રે ક્યાંથી જણાવી શકે ? તોપણ એટલી તો ખબર છે કે, મુંબઈના ભીંડી બજારમાં રહેનારો તે એક ભામટો છે, અને તેનો ધંધો અવારનવાર ગામેગામ તથા ટ્રેનોમાં ભટકી શિકાર શોધવાનો—એટલે ગમે તે કોઈ એકલ દોકલ મળે તો તેને બનાવી ધૂતવાનો, લૂટવાનો, અગર પોતાનાં કાવત્રાંબાજ કૃત્યોમાં ફસાવવાનોજ છે. તે યૂવાન, ચપળાની થોડીજ વાતોપરથી તેણીને સાધારણપણે પારખી ગયો છે, તોપણ તેણીની પાસેથી વિશેષ વાતો કઢાવવાની કપટી કળા તેણે કરવા માંડી, અને ટ્રેન ચાલ્યાં પછી તે યૂવાને આસ્તે રહીને તેણીને પોતાની છેક અડોઅડ બેસાડી. તે કમ્પાર્ટમેન્ટમાં તેઓની

સાથે માત્ર ચારેક બંગાલીઓ બેઠેલા હતા, પરંતુ તેઓ ગુજરાતી ભાષાથી અજ્ઞાન હોવાથી તે યૂવાનને ચપળા સંગે ગુજરાતીમાં ગમે તેવી વાત કરવાની સારી સગવડતા મળી ગઇ. તે યૂવાને ચપળાને ચબરાકીથી પૂછ્યું "પણ તમારો વેશ ગમે તેટલો ભપકાદાર છતાં મૂછો વગરનું જરાક બાંડું લાગે છે. માટે મૂછો પણ જો કોઇ નાટકશાળામાંથી લાવીને લટકાવી હોત તો બરાબર મારા જેવાજ ખૂબસૂરત યૂવાન પુરૂષમાં પરખાતે !" તે યૂવાને હિમ્મતથી સ્પષ્ટ કહી દીધું "તમે ગમે તેટલું છૂપાવવા જાઓ છો, પણ તમારી સ્ત્રી જાતિ છૂપી રહી શકતી નથી ! મેં તો તમને તરતજ તમારી વાણીપરથી પારખી લીધા છે કે, તમે નર નથી પણ નારી છો ! કેમ, ખરૂં કેની ?"

ચપળા ચમકી ગઇ ! તેણીએ કંઈ પણ ઉત્તર નહીં આપતાં નીચુંજ ઘાલ્યું. તેણીના ચહેરાપર શરમિંદગીની છાંયા પથરાઇ, અને તેની સાથે સહજ ગભરાયલી પણ જણાઇ.

"બ્હીઓ છો શામાટે ? શરમાવાની શી જરૂર છે ? તમે જરા પણ ગભરાશો નહીં, અને તમને મારૂં એજ પૂછવાનું છે કે, આમ વેશ બદલીને પ્રવાસ કરવામાં તમારૂં પ્રયોજન શું છે ? તમે મુંબઇ શામાટે જાઓ છો ? અને તમારા મનમાં શું શું છે ? તે વિગેરે તમામ વાત મારી પાસે યથાસ્થિતપણે–ખરી હોય તેજ જણાવશો તો તેમાં તમારૂં ભલુંજ થશે."

આથી ચપળાને કંઇક હિમ્મત આવી, અને તેણીએ પોતાના મનની તથા પોતાની સ્થીતિની તમામ બિના અથથી ઇતિ સુધી કહી સંભળાવી. આ સાંભળતાંજ તે યૂવાને ચપળાને પણ પોતાના ધંધાને યોગ્ય એક સુંદર શિકાર હાથ આવેલો માની

લીધો, અને ઉત્સાહ પૂર્વક તેણે તેણીને જણાવ્યું " તમે હવે ગભરાશો નહીં. તમારા મનની ઉમેદ હું પાડી આપીશ. હું પણ મુંબઇનો એક નામાંકિત નર છું, અને તમારા પતિની તજવીજ કરીને તમારૂં તમામ ચોકઠું બંધ બેસાડીને તમારો સંસાર ઠરી ઠામ પાડી આપવાની દરેક ગોઠવણ કરી આપીશ. હવે તમારે મુંબઇ જઇ ગમે ત્યાં ભટકવાની જરૂર નથી, પણ મારી સાથે તમે મારે મકાનેજ ચાલજો, અને ત્યાં ગયાં પછી બધોએ વિચાર આપણે કરીશું. "

" તમે મને સ્ટેશનપરથીજ મારે સાસરે પહોંચતી નહીં કરી શકો ? "

" ના. તત્કાળ કેમ બને ? તમારા સસરાનું ઠામ ઠેકાણું જેમ હું જાણતો નથી, તેમજ તમે પણ જાણતાં નથી ! માટે મુંબઈ પહોંચ્યા પછી તેની શોધ કરવી પડશે. મુંબઇ કંઇ ન્હાનું ગામડું નથી કે શોધ સત્વર થઈ શકે. તેને માટે વખત લાગશે, અને મારે ઠેક ઠેકાણે ભટકવું પડશે. તમને મારી સાથે ભટકાવવા તેમાં મારી શોભા નહીં, અને તમારી પણ શોભા નહીં. તમને મારે મકાને મૂકીને પછી હું તમારા સાસરાનું સ્થાન શોધવા નીકળીશ. આમાં તમારે સંકોચાવાનું કારણ નથી. તમે મારે મકાને નિર્ભયપણે નિવાસી શકશો.

" ઠીક. જેમ તમારી આજ્ઞા. " કહીને ચપળા વિશેષ બોલવાની હિમ્મત કરી શકી નહીં. તેમ છતાં તેણીના મનમાં સહજ વસવસો ઉત્પન્ન થવાથી તેણી મનમાં એટલુંજ બોલી કે "નસીબ બે ડગલાં આગળનું આગળ ! "

---

# ચક્ર ૨૧ મું.

**દોહરો.**

મનહર મુંબઈ નગ્રમાં, કૌતક કેવું થાય;
બદમાશીનું સ્થાન છે, ચપળા ત્યાંજ ફસાય!

**પાપીના પંજામાં!**

ચપળા નિરૂપાય બનીને તે યૂવાનની સાથેજ તેને ઘેર મુંબઇના ભીંડી બજારમાં ગઇ. તે યૂવાન પોતાના ઘરમાં એકલોજ હતો, અને તેને સ્ત્રી કે કોઇ હતુંજ નહીં. ઘેર પહોંચતાંજ તે યૂવાને ઘરનું તાળું ખોલ્યું, અને દિવાનખાનામાં ચપળાને બેસાડી. ઘરમાં કોઇ નહીં જણાયાથી ચપળાએ પૂછયું "તમારાં બચ્ચાં છોકરાં નથી શું?"

"છે. મને ત્રણ છોકરીઓ, અને એક છોકરો છે, અને મારી સ્ત્રીની સૂવાવડ હોવાથી તેણી પીયેર ગઇ છે. હું તેણીને મૂકવાજ ગયો હતો." તે યૂવાને તદનજ ગપ ઠોકી! "તેણી ન્હાઇ ધોઇને ચાર પાંચ મહિને આવશે."

"તમારૂં સાસરૂં કયે ગામ છે?"

"અમદાવાદ."

"તમે જ્ઞાતે કેવા છો?"

"હું શ્રીમાળી વાણિયો છું." તે યૂવાને એક પણ સત્ય વાત તો કહીજ નહીં!

"ત્યારે તમારી જમવા ખાવાની જગા અહીં નથી શું?"

"પાછળજ ઓરડી હતી, પણ મારી સ્ત્રી જવાથી તે ઓરડીનું ભાડું ઉતારી નાંખ્યું છે."

" ત્યારે તમે શું વીશીમાં ખાશો ? "

"વીશીમાંથી થાળી મંગાવી લઇશ. હમણાંજ તમારે, અને મારે માટે–બે થાળીનું કહી આવું છું."

"મારે નથી ખાવું. માત્ર તમારા એકલાને માટેજ મંગાવજો."

"તમારે શા માટે નથી ખાવું ? તમારા સાસરાની શોધ સાંજ સુધીમાં થાય કે કદાચ કાલે પણ થાય, તો તમે શું ત્યાં સુધી ભૂખ્યા રહેશો કે ? એમ કંઇ બને ? હું ખાઉં, ને તમે ભૂખ્યા રહો, એવી વાત કેમ થાય ? તમે જરા આરામ લો, અને હું અબઘડી આવું છું." કહીને તે બહાર ગયો.

ચપળા એકલી વિચાર કરવા લાગી કે "પરમેશ્વરની મરજી પણ મારા પ્રત્યે કોણ જાણે કેવી રૂઠી છે! જ્યાં હું ભલું કરવાનો રસ્તો લઉં છું, ત્યાંજ ભૂંડું થવાનો ભય ઉભો થાય છે! સાસરામાં પ્રવેશ કરવાની મતલબથી અહીં આવી, ત્યારે અહીંઆ વળી નવું લફરૂં જાગ્યું છે! હવે આમાંથી સવ્ય થાય છે કે અવસવ્ય બને છે, તે તો પરમેશ્વરને ખબર!" આમ તેણી વિમાસણમાં પડી.

થોડી વારમાંજ તે યૂવાન, વીશીમાંથી બે થાળીઓ ઉચકાવીને આવ્યો, અને પછી બંનેએ ભોજન કીધું.

ભોજન કીધાં પછી તેઓ બંને બેઠાં, અને તે યૂવાને યુક્તિની વાત ચાલુ કરતાં ચપળા પ્રત્યે પૂછયું "જુઓ બાઇ, તમે તમારે સાસરે જવાની ઉતાવળ કરો છો તેમાં મને તો કશો વાંધો હોયજ નહીં; પરંતુ તમારી તમામ વાત મેં સાંભળી છે તે પરથી મારી તો તમને એજ સલાહ છે કે, તમારે સાસરે જવું લાજમજ છે, અને તમે જરૂર ત્યાં જજો, પણ માન

પાનથી જશો તો તમને ભવિશ્યમાં સાસરિયાનાં મહેણાં-ટોણાં સાંભળવાં નહીં પડે. તેટલા માટે તમે ત્યાં માનપાન સહ જાઓ, તેવી ગોઠવણ થાય તો કેમ ? ”

“તો વધારે સારૂં; પણ તેમ થતાં કેટલોક વખત લાગશે?”

“તે તો એમ છે કે, હમણાં હું તેઓની તજવીજમાં જાઉં છું, અને પત્તો લાગતાંજ તેમને મળવાની તક પણ હું સાંધીશ તથા તેમની સાથે યુક્તિથી વાતચીત કરીને તેઓ તમને ચાહીને અત્રે બોલાવવા આવે તેવીજ તજવીજ કરીશ.”

“ ઠીક ભાઇ ! આપની મ્હોટી મહેરબાની ! હું તો આપનેજ આશરે અત્રે છું. આપનો ઉપકાર હું જીવતાં સુધી ભૂલવાની નથી, એ પણ આપ ખાત્રિથી માનજો. ”

“ એમાં ઉપકાર જેવું હું કશું કરતોજ નથી. એ તો માણસે માણસનું કામ બજાવવું, એ પવિત્ર ફરજ છે. ”

“ એવું સમજનારા આ વખતમાં ઘણાજ થોડા હોય છે. આજે તો સ્વાર્થ સાધનારાઓજ વધારે દેખાય. ”

“ પણ મને તો કશો સ્વાર્થ નથી. હું તો કોઇનું પણ કામ બની શકતું કરવાને સદા તત્પર રહું છું, અને તેજ પ્રમાણે તમારૂં કામ બજાવવાને પણ હું બનતું કરૂં છું; પણ તમારા સ્વામિ અને સસરાંના નામ તો તમે જાણતાંજ હશો, માટે તે જો કહો તો મને તેમની તપાસ કરવાનું સુગમ પડે. ”

“ હા. તે હું જાણું છું. મારા પતિનું નામ મોતીલાલ છે, અને મારા સસરાનું નામ તો પ્રગટલાલ છે. માત્ર તેમનાં કામ ઠેકાણાંનીજ મને ખબર નથી. ”

“ તમે ન્યાતે કેવા છો ? ”

" અમે વાણિયા છીએ."

" વાણિયા તો ખરા, પણ વાણિયાની તો ઘણી જાત છે. તો તમે કંઇ જાતનાં વાણિયા છો ?"

" અમે × × × વાણિયા છીએ."

" ઓહો ! ત્યારે તો મને ભાસે છે કે, ભૂલેશ્વર આગળજ તમારા સાસરિયાં રહેતાં હોવાં જોઇએ. વળી તમારીજ જ્ઞાતિનો મારો એક મિત્ર છે, અને તેને પૂછતાં તે તરત તમારા સસરાનો પત્તો મને આપશે. પરમેશ્વર કરશે તો આજે ને આજેજ તમારી ઉમેદ પાર પડી જશે, અને આજેજ સાસરે જઈ શકશો."

" તેમ થાય તો ઘણુંજ સારૂં ભાઈ !"

" થશે, તેમજ થશે. હવે મને હિમ્મત આવી." કહીને તે યૂવાન ઉઠયો, અને ટોપી તથા કોટ પહેરીને ચપળા પ્રત્યે બોલ્યો " તમે હવે આ રૂમમાં નિરાંતે આરામ લેજો, અને હું તમારી તજવીજને માટે જાઉં છું. આ રૂમમાં પાણી, મોરી વગેરેની તમામ સવડ છે, અને હું બહારથી બારણે તાળું લગાડીને જઇશ."

" તાળું લગાડવાની શી જરૂર ? અંદરથી સાંકળ દઇને હું બેસીશ તો કંઈ વાંધો છે કે ?"

" વાંધો એટલોજ કે, આ શહેરમાં ઘણા બદમાશો છે, માટે તમને એકલાં રાખતાં મને વિચાર કરવો પડે છે. સમજયાની ?"

" પણ હું અંદરથી સાંકળ દઇને બેસીશ તો પછી કોણ અંદર આવી શકનાર છે ?"

" કોઇ કદાચ ગમે તે નિમિત્ત કહીને તમારી પાસે સાંકળ ઉઘડાવે તો ? આમ પણ ઘણીવાર બને છે, માટે બહારથી તાળું દેવુંજ સારૂં છે, અને તમે પણ અંદરથી સાંકળ દેજો."

"ભલે; તે પણ ખરૂં છે."

તે યૂવાન તરતજ બહાર નીકળ્યો, બારણું બંધ કરીને બહારથી તાળું માર્યું, અને પછી પોતાની ધારેલી બાજી માટે બહાર ગયો. ચપળાએ પણ અંદરથી સાંકળ લગાવી દીધી, અને પછી તે દિવાનખાનામાં એક પલંગ હતો તેનાપર આડી પડી.

---

# ચક્ર ૨૨ મું.

## દોહરો.

ત્રિપુટી તિત્ર ત્રિશૂળની, કપટ કર્યું જ અઘોર;
વિશ્વાસે ચપળા ફસી, બદમાશોનો દોર !

## ફસીરે ફસી !

ચપળાના હ્રુદયમાં તે યૂવાનનાં ગયાં બાદ તરેહવાર તરંગો ઉઠવા લાગ્યા, અને કુદરતેજ તેના મનમાં ધાસ્કાનો પ્રવેશ કીધો ! તેણીનાં મગજમાં વિચિત્ર વહેમોની જાળ પથરાવાની સાથેજ તે બિચારી કોમળ બાળા બળતરા કરવા લાગી કે "જરૂર એકાદ ભયંકર આફતમાંજ હું ફસી છું ! મારા સાસરિયાંની શોધ કરવાનું બહાનું બતાવીને તે યૂવાન બહાર ગયો છે, પણ મને તો તે ભયરૂપજ ભાષે છે ! તેનાં ચેનચાળા સારાં સમજાતાં નથી, અને હવે પછી મારી શી અવદશા થશે, તે પરમેશ્વરને માલમ ! આ નિરાધારને માત્ર પરમાત્માનોજ અત્યારે આધાર છે, માટે તે જે કરે તે ખરી ! ભગવાન ! તમેજ મારા બેલી છો ! મારૂં શીયળ સંભાળજો, અને મારી પવિત્રતાનું પૂર્ણ રક્ષણ

કરજો, એટલી મારી પ્રભુ પ્રાર્થના છે !" આમ કલ્પાંત કરતી તેણી મહા પરિતાપની પથારીમાં સુનમૂન પડી રહી !

પેલા યુવાને બહાર જતાંની સાથેજ પોતાની બદમાશી ટોળીના બે સોબતીઓને મળીને તેઓને ચપળાની વાતથી વાકેફ કીધા, અને પછી ત્રણેની ત્રિપુટીએ એકજ ઘાટ ઘડવાનું ત્રિશૂળ પણ તૈયાર કરી નાંખ્યું ! બાદ તેઓ ત્રણેના સંકેત પ્રમાણે ગોઠવણ કરીને તેઓ ત્રણે ચપળાની પાસે આવ્યા, અને પેલા યુવાને તેણીને જણાવ્યું " આ બંને મારા પરમ મિત્રો છે, અને તેઓ તમારાં સાસરિયાંને સારી રીતે ઓળખે પણ છે, માટે એ બંનેને હું અત્રે ખાસ લઈ આવ્યો છું."

" એઓ શું મને મારે સાસરે પહોંચાડશે ?"

" બધી ગોઠવણ અમે કરી આપીશું." બીજાએ જુવાબ દીધો " હમે તમારા સાસરે તમને પહોંચાડીશું."

" મ્હોટી ખુશીથી. એમાં પણ અમને શું ભાર પહોંચવાનો છે ?" ત્રિજાએ પણ સફાઇથી સમજાવ્યું " પણ મારો વિચાર તો એવો છે કે, તમારો પતિ તમને સામો બોલાવવાને આવે તેમજ કરવું."

" જો તેમને અત્રે બોલાવી લાવવાની તસ્દી લો તો વળી તમારી મ્હોટી કૃપા ભાઇ ! મારા અત્રે આવ્યાની બાતમી જો તમે મારા પતિને આપશો તો તેજ પળે તેઓ અહીં આવવાને કદી પણ ચૂકશે નહીં."

" તમારા પતિ અતિ પ્રતિષ્ઠિત પુરૂષ છે, અને આ લત્તામાં આવતાં અચકાશે, માટે જો તમે મારે બંગલે પધારો તો તેઓ ત્યાં ખુશીથી આવશે. તેઓ મારા મિત્ર છે, અને મારે ત્યાં

આવવાને તેમને પરિચય પણ છે. એટલે કોઇ રીતે વાંધાની વાત રહેશે નહીં. ” તે ત્રિજાએ સફાઇથી સમજાવ્યું “ મારો બંગલો કંઇ ઘણો દૂર નથી, અને આપણે ગાડીમાં જઇશું, એટલે કંઇ વાર પણ નહીં લાગે. ”

“ એમનું કહેવું યોગ્ય છે. ” પેલા યૂવાને હિમ્મત આપી “ એમને બંગલે જવામાં કંઈ ખોટું નથી, અને તમારી સાથે હું પોતે પણ આવીશ. ”

“ ભલે ! જેમ કહો તેમ ! ” ચપળાના ચિત્તમાં અધિક ચિંતા ચોંટી, પણ આ સમયે તે બદમાશોની હાએ હા ભણ્યાં શિવાય તેણિનો અન્ય ઈલાજ નહીં હોવાથી તે બાપડીએ સંતાપના શબ્દોમાં જણાવ્યું “ તમેજ અત્યારે મારા શુભેચ્છક છો, માટે તમારી સલાહ મારે માનવીજ જોઇએ. તમે જ્યાં લઈ જશો ત્યાં મારી ગરજે હું આવીશ. ”

“ તમે બ્હીશો નહીં. હું તમારી સાથે છુંની. ” પેલા યૂવાને શાંતતાથી જણાવ્યું “ આ બંને મારા મિત્રો પણ ઘણા આબરૂદાર છે, અને મ્હોટા વેપારી છે. આ બંને લાખો રૂપીઆના ધણી છે, અને એઓને તમારી શી ગરજ કે એઓ આટલી બધી તસ્દી ઉઠાવે ? પણ મ્હોટા માણસોનાં દિલ દયાળુ તથા પરગજું હોવાથી તેજ ગૂણનાં પ્રતાપે આ બંને ભાઇઓ આટલી હલામણમાં પણ ઉતરે છે. ”

“ બરાબર છે. સારાની સારીજ વાત વદાય. તમે જ્યારે કહેશો, ત્યારે આવવાને હું તો તૈયારજ છું. ”

“ ત્યારે એક ગાડી હું લઇ આવું છું. ” કહીને તે યૂવાન ઝટ નીચે ઉતરીને એક વિકટોરિયા વાળાને બોલાવી તેની ગાડી

પોતાનાં આંગણા આગળ ઉભી રખાવીને પોતે ઉપર આવ્યો, અને પછી ચારે જણાં નીચે ઉતરીને તે ગાડીમાં બેઠાં પછી ગાડી દોડાવવામાં આવી.

તે ટોળીએ આવાં અવકૃત્યો કરવાનાં પોતાના વેપલાને માટે મહાલક્ષ્મીને રસ્તે એક બંગલો કાયમને માટે ભાડે રાખેલોજ હતો. ત્યાં તેઓ ગયાં, અને બંગલામાં પ્રવેશતાંજ દિવાનખાનામાં એક ખુરસીપર ચપળાને આદરમાન આપીને બેસાડી. ચપળાએ ખુરસીપર બેસતાંજ આસપાસ આંખો ફેરવી બંગલાની રમણિક રચના જોવા માંડી, અને બંગલાનો ભપકો જોઇને તેણી પણ વિસ્મયતા પામી.

થોડી વારમાંજ ચ્હાનાં કપ આવ્યાં, અને પછી ચારે જણાંઓએ ચ્હા પીધી, જેમ કરતાં રાત્રિના સુમારે પોણા આઠ થયા. બાદ પેલા બંને આવેલાઓ ઉઠયા, અને તેમાંના એકે ચપળા પ્રત્યે જણાવ્યું "હું હવે તમારા પતિને મળીને તેમને અત્રે લઇ આવું છું."

"રાતની વખતે તેઓ આવશે ખરા?" ચપળાએ તાજુબીથી કહ્યું "તમે અહીંથી તેમની પાસે જશો, તેમને વાત કહેશો, અને તેમ કરતાં રાત પણ વધારે થઈ જશે, જેથી તેઓ અત્યારે કદાચ નહીં પણ આવે કે?"

"હજી તો આઠ વાગ્યા નથી, અને તેઓને મળવાનો આજ ટાઇમ છે. તેઓ હમણાંજ વાળુ કરવા બેઠાં હશે, અને વાળુ કરીને ઉઠશે તેટલામાં હું પણ તેમને ત્યાં પહોંચી જઈશ, અને તરતજ વાત કરીને તાબડતોબ ગાડીમાં મારી સાથેજ તેમને લેતો આવીશ. એક કલાકમાં તો અમે અત્રે આવી પણ

શકીશું." કહીને તે તથા તેનો સાથી રવાના થયા. તેઓની પાછળ પેલો યૂવાન પણ બંગલાના દરવાજા સુધી ગયો, અને પોતાના પ્રપંચને લગતી કેટલીક વાતો તેમની સાથે કરીને તે તો પુનઃ બંગલામાં આવીને ચપળાની સામેની ખુરસીપર ગોઠવાયો. એટલે પેલો યૂવાન તથા ચપળા બે ત્યાં રહ્યાં, અને એક નોકર બંગલામાં હતો તે તો પાછળની પોતાની એક કોટડીમાં બેઠો હતો.

---

# ચક્ર ૨૩ મું.

### દોહરો.

બેની વાતો થાય છે, વાદ વિવાદ વિચાર;
ઉત્તર ચપળા આપતી, નીતિવાન નિરધાર.

### અબળા છતાં સબળા શૂર !

વહાલા વાંચનાર ! એકાન્ત બંગલાનો નિવાસ ચપળાને તો ભયભીતજ ભાષવા લાગ્યો ! તે યૂવાનના પેલા બંને સાથીઓ તો ગયા તે ગયાજ ! તેઓ પાછા શા માટે આવે ? રાત્રિના લગભગ સાડા દશ થતાં સુધી તો તે યૂવાને અતિ નિર્મળતા દર્શક વાતો ચપળા સાથે ચલાવ્યા કરી. આખરે રાત્રિના અગિયારનો સમય થયો, અને તે પછી ચપળાએ ચિન્તાતૂર વદને પૂછ્યું "ભાઇ ! તમારા પેલા મિત્ર મારા પતિને લઇને હજી કંઇ આવ્યા કેમ નહીં ? હવે આવશે ખરા ?"

"હમણાં નહીં આવે તો પ્રભાતમાં આવશે. તમે ચિંતા શા માટે કરો છો ? તમે ક્યાં જંગલમાં બેઠાં છો ? આવો સરસ બંગલો તમારે માટે હાઝર છે તો પછી શા માટે તમારે

કલ્પાન્ત કરવો ? નિરાંતે નિવાસો, અને પ્રભાત થતાંજ સઉ કંઇ સારૂંજ થશે." આમ જણાવી તે યૂવાને પુછ્યું "વારૂ આપણે આટલી બધી વાતો કરી, પણ તમારૂં નામ તો મેં જાણ્યુંજ નહીં !"

"મારૂં નામ ચપળા છે, અને આપનું નામ ?"

"મારૂં નામ કામપ્રકાશ છે." તે યૂવાને પોતાનું ખરૂં નામ છૂપાવી ખોટુંજ નામ બતાવ્યું, અને વળી તે આસ્તે રહીને બોલ્યો "મારૂં નામ અતિ ઉત્તમ અર્થ સૂચક છે, અને તમારૂં નામ પણ એક ચતૂરીને છાજતુંજ છે! વાહ! ઘણી ખુશીની વાત!" કહીને તે કામપ્રકાશે હવે ભેદ ભરમ ખુલ્લો કરવા માંડયો, અને ધીમે ધીમે રંગ જમાવવાની તદબીરથી પૂછ્યું "ધારો કે તમારા પતિનો પત્તો નહીંજ લાગે તો પછી તમે કયો રસ્તો લેશો ?"

આ સાંભળતાંજ ચપળાના મગજમાં વહેમનો વેલો દોડવા લાગ્યો, પણ તેણીએ હવે હિમ્મત્ત રાખી બરાબર સબળ ઉત્તર આપવાનો નિશ્ચય કરતાં કહ્યું કે "તમે અને તમારા પેલા મિત્ર તો મારા પતિને સારી રીતે પીછાનો છો, અને હવે વળી તેમના પત્તાને માટે આવો શકમયસ્વાલ પૂછો છો, એ નવાઇ જેવી વાત!"

"નવાઇ તો ખરીજ, પણ નવાઇનાં કામ કરવાનોજ મારો ધંધો છે તો તે ધંધો મારે ચલાવવોજ જોઈએ." કામપ્રકાશે પોતાના કપટનો પ્રકાશ કરતાં જણાવ્યું "તમે ગભરાશો નહીં. તમારાપર બલાત્કાર કરવાનો મારો હેતુ નથી, તેમજ તેવી વૃત્તિ હું રાખતો પણ નથી; પરંતુ મારો ધંધો છે તે તો હું કરવાનોજ, અને તે જેમ મને લાભકારક છે, તેમજ તમને પણ લાભકારીજ થશે."

"તેવો વળી તમારો કયો ધંધો છે? તે તમારો ધંધો અને બરાબર રીતે સમજાવશો તો ખરાની?"

"ઓ યસ–મ્હોટી ખુશીથી." કામપ્રકાશે પોતાનું ગાડું ચલાવ્યું "મારો ધંધો માત્ર એટલોજ છે કે, ઉંધાનું ચત્તું કરવું, અને ચત્તાનું ઉંધું કરવું. કાળાનું ધોળું કરવું, અને ધોળાનું કાળું કરવું. તમારા જેવો કોઈ શિકાર આવે તો બસ બેડા પાર! એવો ધંધો કરીને પૈસા પેદા કરવા, અને મોજ મઝાહ મારવી!"

"સમજી! ત્યારે તો તમે મુંબઇના ભામટા ખરા! હવે સમજ પડી!" ચપળાએ પણ હિમ્મતથી જણાવ્યું "પણ મારામાં તમારી કંઇ ભાજી પાકે તેમ નથી; કેમકે મારી પાસે તો પાંચ રૂપીઆનો પણ માલ નથી."

"મારે માલ સાથે શું કામ છે? મારે તો તમારૂંજ કામ છે."

"મારે માટે ભૂંડી આશા રાખશોજ નહીં. હું મારી નીતિમાં એટલી મગરૂર છું કે; નીતિનું સંરક્ષણ કરવાને મારો જીવ જાય તોયે બ્હીવાની નથી! તમે તો મારા ભાઇ જેવા છો, માટે મને બ્હેન માનીનેજ જે બોલો તે બોલજો."

"હું પોતે તો તમને બ્હેન બરાબરજ માનીશ, અને હું નીતિવાનજ છું, પણ તમારે નામે પૈસા પેદા કરવાનો મારો ધંધો કામે લગાડવાનો છે."

"અને તેમાં મારૂં નામ વગોવાય, અને કાલીટીલી લાગે, તેમજ મારી પવિત્રતાને કલંક લાગે, એમજ કેની?"

"એવા વિચાર તમારે લાવવાજ નહીં, અને જો એવી આડાઇ વાપરશો તો તેમાં કંઇ તમારૂં ફાવશે નહીં; કેમકે તમે

મારા કબજામાં છો, માટે મારી મરજીને માન આપ્યાં વગર તમારો કે તમારા દેવનો પણ છૂટકોજ નથી!"

"એ બધું બોલવા કરતાં તમે પોતેજ એટલું જાણી લોની કે, હું એક અબળા છતાં પણ સબળ શૂરવીર છું, અને બીજી બધી બાબતમાં તમારૂં કહેવું માનવું પડશે તો માનીશ, પણ મારી અમૂલ્ય નીતિની નિર્મળતાને નામોશી લાગવા જેવી તમે જે પણ વાત કહેશો, તે વાતને તો હું લાતજ મારીશ! આ ચોખ્ખું ચટ સમજી રાખજો!"

"જૂઓ ચપળા! મિથ્યા મમતની વાત નહીં કરો. આ દુનીઆમાં માત્ર ધરતી માતાજ સતી છે, એ મુદ્દાની વાતજ લક્ષમાં રાખો. હું પોતે તમારી નીતિને અનીતિમાં મૂકવાની અભિલાષા ધરાવતો નથી, પણ મને અન્ય પ્રકારે તથા તમો દ્વારા જો લાભ થાય તો તેમાં તમો રાજી કે નહીં? આ માર્ગે તમે સમજયા નથી. હું તમને સ્પષ્ટપણે હવે સમજાવું છું કે, મારે એટલીજ તજવીજ કરવાની છે કે, એક ઘણાજ શ્રીમાન શેઠીઆને ત્યાં તમને સોંપી દેવા છે. તે શેઠીઆને સ્ત્રી નથી, અને તમારા જેવાને તેમના ઘરમાં લગ્નની સ્ત્રી સમાન રાખ્યાથી તમારી જીંદગી સફળ થશે, અને તમે સર્વ પ્રકારે સુખી પણ થશો. તેમાંથી વળી મને પણ તે શેઠીઆ તરફથી બે–ચાર હજાર રૂપીઆનો ફાયદો થશે, એટલે એજ જાણે હું કમાયો."

"શું બોલ્યા?" ચપળા હવે બરાબર વિશ્વરૂપ ધારણ કરીને બોલી "એ પણ અનીતિનો રસ્તો નહીં તો બીજું શું? મારો લગનનો પતિ મૂકીને હું અન્યને દ્વારે જાઉશ? અરે! અરે મૂઆ બામટા! તું મને શું સમજે છે? તારા જેવા લુચ્ચાની

લટપટમાં હું ફસાઉં તેમ નથી, અને તેમ છતાં જો તું મને વધારે સતાવવાની ખટપટ કરશે તો તેમાં જરા પણ સાર નહીંજ ક્હાડે. યાદ રાખજે કે તારી બદનિષ્ઠાની બદમાશીના બાર વગાડતાં હું બ્હીવાની નથી. બસ મારી આંખો આગળથી ! તારૂં મોં જોવું પણ મારી આંખોને ઝેર જેવું લાગે છે ! અત્યારે એક પણ શબ્દ બોલશે તો તાબડતોબ તારી જીભજ ખેંચી ક્હાડીશ, અને તારો ટોટો પીસીને તારો પ્રાણજ લઇશ." આમ બોલી તેણીએ સોફા-પર આડી પડીને પોતાના લૂગડાથી પોતાનો ચહેરો ઢાંકી દીધો.

કામપ્રકાશ પણ ચપળાનાં વિકાળ વચનો શ્રવણ કરતાંજ સ્તબ્ધ બની ગયો.

---

# ચક્ર ૨૪ મું.

### દોહરો.

ચપળાના ચિત્તમાં હવે, યુક્તિઓનો વાસ;
વિધ વિધ રચનાઓ રચે, કપટી કામપ્રકાશ.

### કપટ કટાર !

કામપ્રકાશ સ્તબ્ધ બનવા છતાં તે કંઇ ક્રોધાયમાન થયો નહીં, પણ તેણે શાંતિ પકડી બીજી તદબીર શોધવા માંડી, તેમજ હવે ચપળાને વિશેષ છંછેડી તેણીના મગજમાં આવેશ આવે તેવું કંઇ પણ કહેવાનું માંડીજ વાળ્યું, તે ગમે તેટલો બદમાશ છતાં તેને ધાસ્તિ લાગી કે "રખેને આ સુરતાણી ઉશ્કેરાઇને કંઇ નવું જૂનું કરી નાંખે તો પોલીસની પીડા જાગે !" તેની સાથે

પોલીસમાં તેનું નામ પ્રખ્યાત બદમાશ તરીકે નોંધાયલું, અ
પોલીસ તેનાપર કડક નજરે તપાસ રાખતી હોવાથી તે વ
વધારે ચોંકેલો રહેતો હતો. આવી બ્હીકને લીધે કામપ્રકા
શાંતિથી નવીજ યુક્તિ ચલાવવાની તજવીજ કરી, અને તે રાિ
તો તેણે ચપળાને બોલાવવાનુંજ માંડી વાળ્યું.

ચપળા પણ પોતાના મનમાં વિચાર કરતી હતી કે "હું
અહીંથી ખસવાની તદબીર ચલાવવી જોઇએ, અને હવે અ
બદમાશને વધારે ગુસ્સો ઉત્પન્ન થાય તેવું કંઈ વિશેષ બોલવામ
પણ માલ નહીં; કેમકે તેમાંથી કદાચ એ બદમાશ મારી આબ
લેવાની તજવીજ કરે તો મારે કમોતે મરવાનો વખત આવે
માટે પત્થર તળે આવેલો હાથ હવે તો કળે વળે કહાડી લે
જોઇએ, પણ બળ વાપરવામાં તો બગડેજ." આમ વિચા
કરતી તેણી પ્રભાત થતાં સુધી સંતાપ કરતી પડી રહી.

પ્રભાત પ્રકાશી. કામપ્રકાશ ઉઠયો, અને ચપળાની પા
જઇ નમ્રતાઇથી બોલ્યો "હવે ઉઠીને દાતણ પાણી કરી લે
રાતની વાત કંઇજ મનમાં રાખશો નહીં. રાત્રે જરા મેં છાં
પાણી લીધેલો હોવાથી તેની લહેરમાં લવારો કરી તમને બો
લગાડયું છે, એ મને યાદ છે, અને તેને માટે હું તમારી ક્ષ
માંગું છું. વળી તમે નીતિવાન યુવતિ છો. એવી પણ મા
ખાત્રિ થઇ ચૂકી છે, માટે હવે હું તમને વિશેષ વાંકી ચૂ
વાત પણ કરવાનો નથી. તમે તમારે નિરાંતે નિવાસો, અ
ચ્હા પીધાં પછી હું તરતજ તમારા પતિની તજવીજ મા
જઈશ. આજે સાંજ સુધીમાં તો તેનો પત્તો મેળવ્યાં વિ

નહીંજ રહું. તમે જરા પણ બ્હીતા નહીં, અને ગઇ ગુજરી વિસારી શાંતિથી રહેજો."

"ચ્હા પીને તમે જશો તો ક્યારે પાછા પધારશો? કલાક–બે કલાકમાં પાછા આવશો તોજ મારા જીવને ધીરજ રહેશે."

"કલાક–બે કલાક તો ચોક્કસ કેમ કહેવાય? તેમ છતાં એટલું તો વચન હું આપું છું કે, સાંજ પહેલાં તમારા પતિની શોધ કરી પાછો આવીશ."

"પણ જરૂર આવશો તો ખરાની?"

"સાંજ સુધીમાં તો હું અવશ્યજ આવીશ."

"તો ભલે."

થોડી વારમાં બંનેએ ચ્હા પીધી, અને પછી કામપ્રકાશે બંગલાના માળીને ગુપ્તપણે સૂચના આપી કે "આ છોકરીને મારા આવતાં સુધી સાચવજે, અને એને બંગલાની બહાર જવા દેતો નહીં." આટલો બંદોબસ્ત કરીને તે બહાર નીકળી પડયો.

બંગલાનો માળી, મળેલી સૂચના પ્રમાણે ચપળાપર ચોકી રાખવાને બેઠા હોય તેવી રીતે ચપળાની સામેજ જમીનપર પલાંઠી વાળીને બેઠા, અને તેણીની સાથે ગપાટા મારવા લાગ્યો. માળી મરાઠો હતો, પણ ગુજરાતી ભાષા સારી રીતે જાણતો હોવાથી તેણે ચપળા સાથે ગુજરાતીમાંજ વાતો ચલાવતાં ચપળાની દુર્દશાનો ચિતાર જાણી લીધો, અને તેને પણ ચપળાને માટે ઘણી દયાની લાગણી થઇ આવતાં તેણે ચપળાને આવી આફત-માંથી ઉગારવાનો વિચાર કીધો, અને તેવી સદમતિથી તેણે ચપળા પ્રત્યે જણાવ્યું "જો તમારી મરજી આ બંગલામાંથી

પસાર થઇ જવાની હોય તો તેને માટે હું તમને તજવીજ કરી આપું ? "

" પણ હું અહીંની તદ્દન અજાણી છું, માટે હું બંગલામાંથી નીકળીને ક્યાં જઇશ ? "

" તમારા સસરાનું ઠામ-ઠેકાણું તમને માલમ નથી, એટલે પછી અંધેરની વાત થઇ છેની ! તો પણ વાણિયા લોકો ઘણાં ખરાં ભૂલેશ્વર આગળ રહે છે, માટે ત્યાં જો તમે જાઓ તો ત્યાં ગયાં પછી તમારા સસરાનો પત્તો કદાચ લાગી પણ જાય. "

" પણ ત્યાં મને કોણ પહોંચાડે ? મને તો ભૂલેશ્વર પણ માલમ નથી, જેથી હું એકલી કેવી રીતે જાઉં ? "

" તેનો બંદોબસ્ત હું તમને કરી આપું. " માળીએ વિચાર કરીને જણાવ્યું " તમને એક ભાડાંની ગાડી કરી આપું તેમાં તમે બેસીને જઇ શકશો. તે ગાડી વાળો તમને બરાબર ભૂલેશ્વર પાસેજ ઉતારશે, અને ત્યાં પછી તમે પૂછપરછ કરીને તમારા સસરાનું મકાન શોધી કહાડજો. "

" તે ગાડી વાળો કેટલાક પૈસા લેશે ? "

" આઠેક આના. "

" તો ભલે, તેમ કર. તારી મ્હોટી મહેરબાની થશે. "

માળી બંગલાની બહાર જઇને તરતજ ગાડી લઇ આવ્યો, અને તેમાં ચપળાને બેસાડીને ગાડી વાળાને તેણે સમજણ પાડી. ચપળાની પાસે થોડા રૂપીઆ હતા તેમાંથી તેણીએ એક રૂપીઓ માળીને આપ્યો, જેથી માળી પણ ઘણોજ હરખાઈ ગયો, અને પછી ગાડી વાળાએ ગાડી દોડાવી મૂકી. ભૂલેશ્વરના ચકલા

આગળજ ગાડી વાળાએ ચપળાને ઉતારી, અને તેણીની પાસે કરાવ પ્રમાણે આઠ આના લઇને ગાડીવાળો ત્યાંથી પસાર થઈ ગયો.

પેલા માળીએ પછી પોતાને મળેલા એક રૂપીઆનો સામટો દારૂ પી લીધો, અને નિશામાં ચકચૂર થઈ થઇ ખડી લહેરમાં આવી ગમે તેવા વિચાર તથા ચેનચાળા કરવા મંડયો !

થોડી વારમાંજ કામપ્રકાશ આવી લાગ્યો, અને ચપળાની તજવીજ કરતાં તેણી બંગલામાંથી નહીં દેખાતાં તેણે માળીને પૂછતાં માળીએ રોકડો ઉત્તર આપ્યો કે “ તેણી તો અહીંથી ચાલી ગઇ.”

“ હરામખોર ! ” કામપ્રકાશે ગુસ્સાથી પૂછયું “ તેં કેમ જવા દીધી ? હું તને શું કહી ગયો હતો ? ”

માળીએ ગલાંતલાં મારવાથી, અને તેની પીધેલી સ્થીતિ જોઇને કામપ્રકાશે પણ વિશેષ પૂછપરછ કરવાનું મિથ્યા માન્યું, અને હાથમાં આવેલો શિકાર જવાથી તે અત્યંત નિરાશ બની તે પણ ત્યાંથી પોતાને મકાને ચાલ્યોજ ગયો.

---

## ચક્ર ૨૫ મું.

### દોહરો.

આફત એક પતી અને, બીજી વળગી તૂર્ત;
ફસાય છે ચપળા વળી, પાપી છે પ્રવૃત્ત.

### ભામઠાથી ભમી !

ચપળાએ ગાડીમાંથી ઉતરીને આમ તેમ નજર નાંખી, અને કોને પૂછવું, તેના વિચારમાં તેણી પડી. અગર જો ભૂલેશ્વર આગળથી તો સેંકડો માણસો પસાર થતાં હતાં, પણ કોઇને

પૂછવાને તેણીની જીભ ઉપડી નહીં, અને પશ્ચાતાપમાં તેણીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં ! આ રંગ જોતાંજ એક ભામટો ત્યાં ફરતો હતો તેની દ્રષ્ટી તેણીના પર પડતાંજ, અને તે પણ એવાજ શિકારની શોધમાં ભમતો હોવાથી તેણીના સમીપમાં તે ગયો, અને ખડી ભલાઇનો સોંગ કરતાં તેણીને પૂછયું " તમે રડો છો કેમ બાઇ ? કોને જૂઓ છો ? શું ભૂલા પડયા છો ?"

" હા ભાઇ ! જેને ત્યાં મારે જવું છે, તેના ઘરનું ઠેકાણું મને માલુમ નથી ! "

" તો મુંઝાવ છો શા માટે ? મુંબઇમાં ઘણા આવનારાઓ ભૂલાં પડે છે, અને તેવાંઓને માટેજ અત્રે 'ભુલેલાંઓનું ભૂવન' નામનું એક ખાસ આશ્રમ સ્થાન સ્થાપેલું છે, માટે તમે ત્યાં ચાલો. હું તમને ત્યાં મૂકી આવીશ. તમે કોઇ વાતે બ્હીશો નહીં."

" પણ ત્યાં જઇને હું શું કરીશ ? ત્યાં જવાથી શો ફાયદો ?"

" ત્યાં તમે ગયાં પછી ત્યાં એક કલાર્ક તમારૂં નામ વગેરે નોંધી લેશે, તે પછી તમને ખાવા પીવાની તથા આરામ લેવાની ગોઠવણ કરી આપશે, અને તમારી સર્વ વ્યવસ્થા થયાં પછી તમારી વાતથી વાકેફ થઇ, તમે જેનો પત્તો મેળવવા માંગશો તે પણ તેજ કલાર્ક પોતાના સીપાઇની મારફતે બનતી તાકીદે મેળવી આપશે. તેવા પરોપકારાર્થેજ તે ખાતું એક સખી શેઠે સ્થાપ્યું છે." તે ભામટાએ તદ્દનજ નપગી વાત ઉડાગી " તે ખાતાં માટે તો તે શેઠે સામટા પાંચ લાખ રૂપીઆની જંગાવર રકમ ખરચી છે ! "

" એમ કે ! " ચપળા ઉત્સાહમાં આવીને બોલી " ત્યારે

તો ત્યાં જવામાં મને વાંધો નથી; પણ તે મકાન અહીંથી કેટલેક છેટે છે વારૂ ? "

"છેટે તો છેજ, પણ હું તમને ગાડીમાં બેસાડીને ત્યાં લઇ જઇશ, અને તેથી પા કલાકમાં પહોંચી શકાશે."

"પણ ગાડી વાળો વળી કોણુ જાણે કેટલા પૈસા માંગશે! અને મારી પાસે તો પૈસા પણુ પૂરતાં નથી !"

"તમારે ભાડાંના પૈસા આપવા નહીં પડે. તે ખાતા તરફથી ભાડું પણ ચૂકાવી આપવામાં આવશે; માટે ભાડાંની ચિંતા તમારે કરવાની નથી."

"ઓહો ! આ ખાતું ખરૂં ! વાહરે વાહ ! મુંબઇની પણુ બલિહારી છે !" કહીને ચપળાએ આતુરતા બતાવી "ત્યારે તો મહેરબાની કરીને એક ગાડીની તજવીજ કરશો ભાઇ ?"

"ઓ રહી ભાડુતી વિક્ટોરિયા. ચાલો, તેમાં બેસી જઇએ."

"તમે તેનું ભાડું પ્રથમ ઠરાવો એટલે પછી હું આવું."

"ભાડું ઠરાવવાની જરૂર નથી. એ તો એના કાયદા પ્રમાણેજ જે હશે તે લેશે."

"તો ચાલો ભાઈ !"

"ચાલો."

તરતજ તેઓ બંને તે ગાડી પાસે જઈને તેમાં બેસી ગયાં, અને પછી તે ભામટાએ ગાડી વાળાને ફરમાવ્યું "ચલાવ, સાત રસ્તા પર લેઓ."

"વારૂજી." કહીને ગાડી વાળાએ ગાડી દોડાવી દીધી.

સાત રસ્તા પરના એક ખૂણામાં તે ભામટાએ એક ભવ્ય મકાનને ચોથે માળે એકજ રૂમ રાખેલો હતો. તે મકાનમાં તે

ભામટો પોતાની સાથે ચપળાને લઈ ગયો, અને તે રૂમમાં તેણે તેણીને એક શેત્રંજી પર બેસાડી. તે રૂમમાં રાચરચીલો કશો નહોતો, જેથી ચપળાને પેલા પ્રથમના રૂમની વાત યાદ આવી, અને તેણીના મગજમાં ચોક્કસ વહેમ ભરાયો કે "વળી કુવા-માંથી નીકળીને વાવમાં પડી! હવે કોણ જાણે શીયે દશા થશે! અહીં પણ હું એકલી અજાણી શું કરી શકીશ?" આમ સંતાપ કરવા છતાં તેણીએ વળી હિમ્મત પકડી, અને અહીં પણ જો કંઇ આફત જેવું દેખાય તો બરાબર બહાદુરી બતા-વવાનું મનમાં નિર્માણ કર્યું.

"તમારે માટે ચ્હા મંગાવું કે સોડા લેશો?"

"મારે કાંઇજ નહીં જોઇએ ભાઈ!" ચપળાએ પણ ઠંડાઇથીજ ઉત્તર આપ્યો.

"બેમાંથી જે તમને પસંદ હોય તે મંગાવું? અગર કંઇ ખાવાની ખુશી હોય તો—"

"ના ભાઇ, ખાવાનું પણ મને નહીં જોઇએ; પરંતુ તમે કહેતા હતા તે 'ભૂલેલાંઓનું ભૂવન' ક્યાં છે? તે આજ છે કે?"

"ના તે બીજું છે."

"ત્યારે તમે મને અહીં શા માટે લાવ્યા?"

"તમારી સાથે વાત કરવાને તમને અત્રે લાવ્યો છું."

"શી વાત કરવી છે?"

"વાતમાં એમ છે કે, હું પોતે કુંવારો છું, અને તેથી જો તમારી મરજી હોય તો આપણાં લગ્ન કરીએ?" તે ભામ-ટાએ તડ ને ફડ કહી દીધું "તમે મારી સાથે લગ્ન ગાંઠ બાંધીને સુખીજ થશો."

આ સાંભળતાંજ ચપળા ચમકી, અને તેણીનાં મનમાં જે ભય હતો તેજ આગળ પણ આવ્યો ! તેમ છતાં તેણીએ શાંતિ સાચવીને જણાવ્યું "હું તો પરણેલી છું, અને મારો પતિ મુખઇમાંજ હયાત છે, એટલે તેને તજાય નહીં, અને તમારી કે કોઈપણ અન્ય પુરૂષની સાથે મારાથી લગ્ન ગાંઠ સંધાય પણ નહીં."

"તમારી મરજી જો મારી સાથે લગ્ન કરવાની હોય તો તમારા પતિની ચિંતા કરશોજ નહીં. તેની બ્હીક રાખવાની જરૂરજ નથી."

"તે હયાત છે ત્યાં સુધી તેની બ્હીક રાખવીજ જોઇએ."

"તેની હયાતિને હાંકી કહાડતાં મને આવડે છે, અને જો તેમ કરૂં તો પછી તમને કંઇ હરકત તો નહીં રહેની ?"

"તેમ કરવાથી શું ફાયદો ?"

"ફાયદો એજ કે આપણું જૂગતું જોડું સંધાય."

"તેમાં હું કંઈ ફાયદો સમજું નહીં, માટે હવે મને તમારા 'ભૂલેલાઓનું ભૂવન' ઝટ બતાવો ભાઇ !"

"તો ભલે તેમ કરૂં." કહીને તે ભામટો ઝટ નીચે ઉતરી ગયો, અને તેણે વિચાર કીધો કે "હવે આને જરા દમદાટી બતાવ્યાં વિના કામ પાર નહીંજ પડે." આમ વિચાર કરતો તે સામેના એક હોટલમાં દોડી ગયો.

---

# ચક્ર ૨૬ મું.

**દોહરો.**

ચપળાએ ચપળાઇથી, હિમ્મત કીધી પૂર;
ચપળાએ સબળા બની, શોભાવ્યું સી શૂર.

**રંગ રાખ્યો !**

ચપળા તે સ્થાને એકલી બેસી રહી હતી, અને થોડીજ મિનિટમાં પેલો ભામટો પોતાના એક મિત્રને પોતાના કાવાદાવાની સમજ પાડીને તેને લઇને ચપળા પાસે આવ્યો. તેઓ બંને ચપળાની સામેજ બેઠાં, અને તે ભામટાએ તે ઓરડાનાં બારણાં બંધ કરી અંદરથી સાંકળ મારી. આ જોતાંજ ચપળા પૂરેપૂરી ગભરાઈ. તો પણ " હવે કયાં તો જીવ જાય કે કયાં તો છટકી જવાય. " એટલોજ અંતનો નિશ્ચય કરીને તેણી પણ મનને મજબૂત રાખી શ્રી હરિનું સ્મર્ણ કરતી ચૂપ બેસી રહી.

" કેમ, હવે શો વિચાર ? " તે ભામટાએ મૂછોનો આંકડો મરોડીને, અને આંખો ફાડીને વિકાળ વાણીમાં કહ્યું " હું જે 'ભૂલેલાઓનું ભૂવન' કહેતો હતો તે આજ છે, માટે હવે તો તારો જીવ મારા તાબામાંજ છે, એમ સમજી રાખજે. કયાં તો મારી સાથે લગ્ન કરવાની હા પાડ, અને કયાં તો તારાં ભૂંડાં હાલ કરાવવાને તૈયાર થઈ રહે ! "

ચપળાએ પણ આ સાંભળતાંજ વિશ્વરૂપ ધારણ કરતાં કહ્યું " નાલાયકી તનેજ આવડે છે કે ? અને આ તારા સોબતીને લાવીને મને તું બ્હીરાવવા માંગતો હશે કેમ ? પણ યાદ રાખજે કે, તારા જેવા નાલાયકની સામે નાલાયકીની સમશેર મારા

મગજની મ્યાનમાં તૈયારજ છે, અને તમો બંનેના પ્રાણ લેવાની યુક્તિ મારા ગુરૂએ મને બક્ષેલીજ છે! તું મૂવો ભામટો મને દગલબાજીથી અત્રે લાવ્યો છું, પણ હું કોણ છું, અને મારો ગુરૂ કોણ છે? તેની તને ખબર છે કે? તું એમ નહીં જાણતો કે અત્રે હું એકલી છું, માટે મને મદદ કરનાર કોઇ નથી! મારા મદદગારો સેંકડો અને હજારો છે, અને એક સીસોટી વગાડતાંજ તેઓ સંખ્યાબંધ હમણાં ને હમણાં અત્રે હાજર થાય તેમ છે!"

આવાં હિમ્મતનાં વચનો સાંભળતાંજ તેઓ બંને જણાઓ વિચારમાં પડી જઇ એક બીજાની સન્મૂખ જોવા લાગ્યા, અને પેલા ભામટાએ ચપળાની પાસેથી મુદ્દાની વાત કઢાવવાના ઇરાદાથી તેણીને પૂછયું " તું કોણ છે? તારો ગુરૂ કોણ છે? અને તારા મદદગારો પણ કોણ છે? તેઓ વળી કયાં છે?"

" હું છૂપી પોલીસની નોકરીમાં છું, અને હું તથા મારો પતિ ડીટેકટીવનું કામ બજાવીએ છીએ. મારો ગુરૂ મહેરબાન પોલીસ સત્તાવાળાઓ છે. મારા મદદગારો પણ પોલીસના સીપાઇઓજ છે, અને તેઓ આ મકાનની આસપાસમાં ઉભેલા હોવા જોઇએ; કેમકે મેં પ્રથમથીજ તેમની સાથે સંકેત રચીને તેઓને મારી ગાડીની પાછળ આવવાની વ્યવસ્થા કરી પણ રાખી હતી. તું કહેતો હોય તો અબઘડી તેઓને બોલાવીને તમો બંનેના હાથમાં બેડી ઠોકાવી તમને કબજ કરાવી દઉં? કેમ, છે વિચાર? તુરંગાબાદનો ખીચડો ખાવા જવું છે? આજે ને આજે જેલજાત્રા કરવા મોકલી આપવાની સત્તા હું ધરાવું છું! એ તો તમે બંને હિંદુ છો, અને હું પણ હિંદુ હોવાથી તમારી દયા ખાઈ તમને એક વાર ચેતવણી આપીને જતાં

મૂકવાની મારી ભલાઈ બતાવું છું ! તેમ છતાં જો હજી પણ મગજમાં ખુમારી હોય તો ખુમારી ખાલી કરી આપવાને હું પણ તૈયાર છું. ”

તેઓ બંને ગભરાટ ભરેલા વિચારમાં પડી ગયા, અને તે ભામટાઓએ હવે નમ્ર બનીને પૂછ્યું “ ત્યારે તમે પણ ભુલા પડવાનો સોંગ શા માટે બતાવ્યો ? ”

“ તેનું કારણ મારી ડયુટીને આધારે તને કહેવું તો નહીંજ જોઇએ, તો પણ હજી વળી એક હિંદુ તરીકે કહું છું કે, તારા જેવા કેટલાક ભામટાઓ, મુંબઇમાં આવનારાં અજાણ્યાંઓને ભમાવી ઠગલબાજીના દાવથી ફસાવે છે, એવી ફરિયાદ મહેરબાન પોલીસ કમીશનર પાસે આવવાથી મને તેઓ સાહેબ તરફથી તે વિષેની તજવીજ કરવાનું ફરમાન થવાથી મારે ભૂલા પડેલા જેવો સોંગ કરવો પડયો હતો ! ” ચપળાએ બડો જબરો ગપાટો ગબડાવ્યો ! તેણી છેવટે બોલી “ હવે ચેતાવું છું કે, આજ પછી આવાં કૂકર્મ કરવાનું છોડી દેજો, અને જો નહીંજ માનશો તો જેલમાં જવાનોજ વખત આવશે ! સમજ્યા ? ” આમ કહેતાંજ તેણી ત્યાંથી ઝપાટાબંધ ઉઠીને જોતજોતામાં એકદમ નીચે ઉતરી પડીને, જે રસ્તે તેણીની ગાડી આવી હતી તેજ રસ્તે આશરે આશરે સપાટાબંધ ચાલી નીકળી ગઇ !

પેલાં બંને ભામટાઓની તો જાણે જીભજ સીવાઇ ગઇ હોય તે માફક તેઓ તેણીને રોકવાનું ભૂલીજ ગયા, અને એક શબ્દ પણ બોલી શકયા નહીં ! તેઓ તદન દંગજ બની ગયા. અને પછી એક પોતાના સોબતીને જણાવ્યું “ આ પણ જબરી વાત બની ! તેણીને ફસાવતાં આપણેજ ફસી જાત ! પરમેશ્વરેજ

આજે આપણને બચાવ્યા જો ? ”

“ હું તો તને રોજ કહું છું કે, હવે આગળનો વખત નથી ! હવે તો પોલીસ ઘણી જાગૃત બની ગઇ છે, માટે આપણે ખૂબ સંભાળીને ચાલવાનું છે ! એવા ધંધાજ છોડી દેવા જોઇએ. ”

“ ખરૂં છે યાર ! ” ભામટાએ કબૂલ કર્યું, અને તે પણ પોતાના સોબતી સાથે, પોતાના ઓરડાને તાળું લગાવીને નીચે ઉતરી પડયો, પરંતુ તેઓ હજી પણ પકડાવાની બ્હીકથી જૂદેજ રસ્તે પસાર થયા.

ચપળા પણ ચપળાઇથી પુનઃ ભૂલેશ્વર તરફ આવી, અને ત્યાંથી વળી જરા આગળ વધી મમાંદેવીના તળાવ તરફ ફંટાતાં તળાવ નજરે પડયું, જેથી તેણી તળાવની એક બાજૂમાં, જ્યાં કેટલાક મુસાફર સાધુઓ–વેરાગીઓ બેઠાં હતાં ત્યાં જઇને બેઠી. અને વળી વિચાર કરવા લાગી કે “ અરે ! ભગવાન ! સુરતથી એવી ઉમેદમાં અહીં આવી કે, જાણે સાસરે જઇશ, અને સુખી થઇશ; પરંતુ પરમેશ્વરે મારા નસીબમાં સુખજ સૃજેલું નથી, એટલે હવે મારે સંસાર સુખની આશા રાખવા કરતાં એક સાધ્વિની સ્થીતિ ગુજારમાંજ સુખ માની લેવું વધારે સુર્લભ છે, અને તેમાંજ શ્રેય સમજવાનું પણ છે, માટે આ સાધુ મંડળીનો આશ્રય મળે તો તેમના સંગમાં એક સાદ્વિ તરીકે મારી જીંદગી પસાર કરૂં, અને તેમાંજ મારૂં સાર્થક થયલું સમજી લઉં તો શું ખોટું છે ? ” આમ છેવટનો નિર્ણય કરી ચપળાએ તે સાધુ મંડળના મહંત પ્રત્યે તેવાજ પ્રકારની પોતાની જીજ્ઞાસા જણાવી અને તેની સાથે કેટલીક વાતચીત કીધાં પછી તેણી તે મંડળમ

બેઠાઈ ગઇ. રજોગુણ તથા તમોગૂણને બદલે તેણીનાં હૃદયમાં સાત્વિક સદગૂણની તે સમયે તો સ્થાપના થઇ, અને તે મહંતની આપેલી તુલસીની માળા તેણીએ પોતાના કંઠમાં ધારણ કરી લીધી.

---

# ચક્ર ૨૭ મું.

## દોહરો.

સાધુની મંડળી મળી, ચપળા તેમાં ભળી;
સાધુડી ચપળા બની, નવીન પંથે ચળી !

## સૌભાગ્યવંતી સાધુડી !

મનહર મુંબાપુરીમાં પોતાના પતિને ગૃહે નિવાસ કરવાની અભિલાષાથી સુરતથી માતા-પિતાનાં દ્વાર તજીને નીકળી આવેલી યૂવતિ પતિને ગૃહે જવાને બદલે સાધુ મંડળીમાં મળી ગઇ ! આ પણ ચમત્કાર ! મુંબઇનો લહાવો લેવાને જે યૂવતિ અત્યંત ઉત્સુક હતી, તે તમામ વિચાર વિસારીને તેણી ત્યાગિના આશ્રમને આધિન થઈ ગઈ ! સૌભાગ્યવંતિ સુંદરીના હૃદયમાં પોતાના પતિનું ઘર શોભાવવાની ગમે તેટલી અભિલાષા હોવા છતાં તે અભિલાષામાં તે પાર નહીં પડવાથી તે સૌભાગ્યવંતિના સંસ્કાર સાધુડીના સ્વરૂપમાં ફેરવાઇ ગયાં ! આ પણ તેણીની જીંદગી અતર્કિત ઉથલપાથલમાંજ પડયા જેવી બની !

તે સાધુ મંડળીમાં આઠેક પુરૂષો હતા, અને ચારેક સ્ત્રીઓ હતી. તેઓ જો કે સાધુઓની મંડળી તરીકે કહેવાતી હતી, તો પણ તેઓનાં આચરણો વેરાગી-બૈરાગીઓને બરાબર મળતાં હતાં; કેમકે પુરૂષોમાં અનીતિનો અખાડો હતો, અને આઠ

પુરૂષોમાંના ચાર એવા હતા કે, જેઓ તે મંડળીમાંની ચાર સ્ત્રીઓ સંગે સંસારિક સ્થીતિમાં રહેતા હતા, જેથી તે ચાર સ્ત્રીઓ તથા તે ચાર સાધુઓ વેરાગી ને વેરાગણ જેવો ઉપરનો તમામ દેખાવ રાખતાં હોવા છતાં અંદરખાનેથી તો તેઓ ગૃહ-સ્થાણીઓનીજ ગાંઠથી ગંઠાયાં હતાં. બાકીના જે ચાર સાધુઓ હતા, તેઓમાં ત્રણ-જણા તો અતિ વૃદ્ધ હતા, અને તેઓનાં મન સંસારી રગડામાંથી મુક્ત થઈ તેઓ પ્રભુ સ્મર્ણમાંજ પોતાનાં ચિત્ત ચોંટાડેલાં રાખતાં હતા, પરંતુ તેઓમાંનો ચોથો સાધુ યુવાવસ્થામાં મસ્ત હતો, અને તેનું મન સંસારિક રગડામાં રમ્યા કરતું હોવાથી પોતાના બીજા સોબતીઓની માફક તે પણ પોતાના સંગમાં એકાદ સાધુડી મેળવવાને અત્યંત આતૂર હતો. તેથી ચપળાને પોતાના મંડળમાં જોડાયલી જોઇને તે હરખાઇ ગયો હતો, તેમજ તેણે પોતાના મનમાં તેજ સમયે નક્કી માની લીધું કે "હવે મારા યોગ્ય યૂવતિ આવ્યાથી મારી સ્થીતિ પણ સંસારિક બની જશે, એમાં શકજ નથી." આવી આશાથી તે અત્યાનંદમાં આવી ગયો! તેમ છતાં તેણે હાલ તરત તો પોતાના મનમાં પ્રગટેલી આશા મનમાંજ દાબેલી રાખી, અને પોતાની મનોવૃત્તિની અલ્પ અસર પણ બહાર પડવા દીધી નહીં, જેથી ચપળાના મન ઉપર તેની આશાની કંઇજ અસર થઇ શકી નહીં, અથવા તેની ગુહ્ય ઇચ્છા ચપળાનાં સમજવામાં પણ આવી શકીજ નહીં, જેથી ચપળા પણ પોતાના ગૃહસ્થાશ્રમને વિસારી પોતાની સોબતણ સાધુડીઓ સંગે ભજન ગાવામાંજ આનંદ માનવા મંડી.

આ મંડળી પાસે ખાવાનો ભંડાર ભરેલો ક્યાંથીજ હોય?

ગામે ગામ—જ્યાં જાય ત્યાં ધાર્મિક વૃત્તિ વાળાઓ દયા—દાન કરતાં હોવાથી આ મંડળીનું પોષણ થતું, અને તેજ પ્રમાણે મુંબઇમાં પણ મામાદેવીનાં દર્શન કરવા આવનારાઓ બજારૂ શાક, પૂરી, મમરા, વગેરે વસ્તુઓ આપતાં હોવાથી આ મંડળીમાં માણસોનાં પેટ ભરાતાં હતાં, અને ચપળાને પણ તેવાજ આધાર પર મંડળમાં નિવાસવાનું હતું. આજે એવું બન્યું કે, એક શ્રીમાન શેઠીઆની સ્વારી મામાદેવીના તળાવપર, સ્મશાનમાં એક સબને અગ્નિસંસ્કાર કરી સ્નાન કરવા આવી ચઢી. તેની નજર તે સાધુ મંડળી પર પડતાંજ તેણે તેમને પૂછ્યું "તમે બધાં વેરાગીઓ કયે ગામથી આવ્યાં છો?"

તરતજ એક સાધુ બોલી ઉઠયો "શેઠજી! અમે તીર્થ યાત્રા કરતાં અત્રે આવ્યાં છીએ, અને આપ જેવા શેઠીઆઓ તરફથી દાન ધર્મની આશા રાખીએ છીએ. જો ધર્મ કરશો તો સારૂં. શ્રી રામજી આપનું ભલુંજ કરશે, અને આપને પુન્ય લાગશે."

"એ તો ઠીક, પણ તમે કેટલાંક માણસો છો?"

"આ બેઠાં છીએ એટલાંજ. બસ! આજે તો શેર ઘી ના લાડુ આપના તરફથી મળી જાય, અને આપની બોલબાલા બોલાઇ જાય શેઠજી!"

શેઠે તે સર્વના ચહેરા સામું નજર નાંખીને એકદમ જણાવ્યું "ઘણી સારી વાત છે. તમો સર્વનું પોષણ કરવું, એ મારો ધર્મ છે, માટે તમોમાં જેઓ વૃદ્ધ છે તેઓએ ભલે અત્રે નિરાંતે નિવાસી ભગવત્ત ભજન કરવું. હું તેમને દરરોજ પોષણ જેટલું મોકલીશ. બાકી જેઓ યૂવાન તથા સશક્ત છે, તેઓ મારી સાથે ચાલો. તેમને માટે હું મારી મીલમાં રોજીનો રસ્તો

કરી આપીશ. તેમાં તેમને એટલી બધી કમાઈ થશે કે ખાતાં પીતાં પાંચ પૈસા બચી પણ શકશે."

આ સાંભળતાંજ તે સાધુના મનમાં ક્રોધાવેશ સળગી ઉઠયો, અને તે બોલ્યો "અમે સંત પુરૂષો શું તમારે ત્યાં મંજુરી કરીશું કે?"

"ત્યારે શું તમારા જેવા માતેલાઓને બેસાડીને મફતનું ખાવાનું મળશે કે?"

"અરે! જારે! તું શું આપવાનો છે? તારા જેવા નાસ્તિક શું ધર્મ દાન કરી શકે!" કહીને તે સાધુએ તે શેઠને વિશેષ કાંઠુંજ આપ્યું નહીં, જેથી તે શેઠ પણ તેની સાથે વિશેષ પંચાત કરી નહીં.

પણ આજનો દિવસ તે સાધુ મંડળ માટે મહા બૂરો નીકળ્યો. પાછલા પહોરના ત્રણ વાગી ગયાં છતાં કોઇ પણ સખી દાતારે તેઓને કંઈજ દાન આપ્યું નહીં! આથી તેઓ ઉપવાસી જેવાજ બેસી રહ્યાં, અને તેમના મનમાં કલ્પાંત થવા લાગ્યો. એટલામાંજ એક ભાટિયાણી ડોસી ગાડીમાંથી ઉતરીને મામાદેવીમાં પ્રવેશતાં તે સાધુ મંડળમાંથી બે–ચાર જણાંએ મળીને તે ડોસી પાસે આજીજીથી ભિક્ષા માંગ્યાંથી, અને આખા દહાડાનો ઉપવાસ કહી સંભળાવ્યાથી તે ડોસીને દયા આવી. તેણીએ તરતજ પોતાની કમરે ખોસેલી કોથળીમાંથી એક રૂપીઓ કહાડીને તેનાં ચણાં મમરા મંગાવીને તે મંડળીને વહેંચી આપ્યાં, જેથી તે સાધુઓ રાજી થઇ ગયા, અને ચણા મમરા ખાઇને પાણી પી તૃપ્તી પામ્યાં. તેમ છતાં મુંબઈ જેવા મહાભારત નગરમાં પણ તેમને આજે ખાવાનાં વાખા પડયાંથી તેઓનાં મન

મુંબઇમાં વિશેષ મુકામ કરવાને માન્યાં નહીં, અને તેથી તેજ રાત્રે તેઓ ત્યાંથી ઉઠાંતરી કરીને રેલવે સ્ટેશન પર ગયાં. તેમનાં ભલાં ભાગ્યે એક સ્ટેશન માસ્ટરની દયા તેમના પર ઉતરી, અને તે માસ્ટરે તેમને વગર ટિકેટે સુરત જતી ટ્રેનમાં બેસાડી દીધાં, જેથી તેઓ આનંદમાં આવી ભજન લલકારતાં સુરત તરફ સંચર્યાં. ચપળા પણ તેમની સાથેજ.

---

# ચક્ર ૨૮ મું.

### દોહરો.

સુરતમાં શું શું બન્યું, ત્યાંનાં કંઇ સંસ્કાર;
ચપળાને ચિંતા પડી, દીઠો અન્ય પ્રકાર.

### તાપી તટપર તરકટ !

ચપળાનું મન સુરત જવાનું સાંભળતાંજ સંતાપમાં પડી ગયું હતું, તો પણ તેણીએ પોતાના મનને શાંત રાખી ટ્રેનમાં સાધુઓ તથા સાધુડીઓને વાતમાં ને વાતમાં કરામતથી સમજાવ્યું કે "સુરતમાં માત્ર શ્રી અશ્વિનિકુમારનું તીર્થ તાપી તટપર છે. તે શિવાય તે શહેરમાં કશું બળ્યું નથી. વળી સુરતનાં લોકો આપણું વધારે દહાડા પૂરૂં કરે તેવી પણ આશા સમજશો નહીં, માટે સ્ટેશનપરથી ઉતરીને બીજે કંઇ ભટકવા નહીં જતાં આપણે અશ્વિનિકુમારના તીર્થમાંજ પરભાર્યાં પહોંચીને ત્યાંજ મુકામ કરીશું. ત્યાં તાપી નદી વહે છે, અને તાપીજીનો કિનારો અતિ રમણિક છે. આસપાસ દેવ-દેવસ્થાનો પણ છે, તેમજ આપણને ઉતરવાને યોગ્ય સારાં સારાં સ્થાન પણ છે. સદાવ્રત

પણ ત્યાં મળતું હોવાથી આપણને ખાવાનો આધાર મળવા ઉપરાંત તે તીર્થ અતિ પવિત્ર પંકાયલું છે. ત્યાં જવાથી આપણી આખી મંડળીને આનંદ વર્તશે. ”

આ સલાહ સર્વેએ સ્વીકારી, અને પ્રભાતમાં પાંચ વાગતામાં તેઓ સુરતના સ્ટેશને ઉતરી પરભાર્યાં અશ્વિનિકુમાર પહોચ્યાં, જ્યાં તેમણે એક વિશાળ વૃક્ષની નીચે મુકામ કીધો, અને પછી શ્રી તાપીનદીનાં નિર્મળ નીરમાં સ્નાન કરી તેઓ સર્વ ત્યાંનાં તમામ દહેરાંઓમાં દર્શન કરવા ગયાં. લગભગ ત્રણ કલાક સુધી આમતેમ ફરી સદાવૃત્તમાંથી દાળચોખા મેળવી તથા બીજી વસ્તુઓ આમતેમથી માંગી લાવીને તેમણે ખીચડી રાંધી, અને પછી સર્વ જમીને આનંદ મંગળ લલકારતાં મધ્યાન બાદ નિદ્રામાં પડયાં. તે સ્થાન તેઓ સર્વને આનંદમય ભાષ્યું, અને ત્યાં તેમણે બે–ચાર દિવસ મુકામ રાખવાનો નિશ્ચય કીધો.

તે મંડળીનો એક સાધુ, જેનું નામ ચેતનદાસ હતું, તેનું ચિત્ત ચપળા પ્રત્યે ચળ્યું, અને તેણે ચપળાની સાથે એકાંતમાં વાત કરવાનો પ્રસંગ પ્રાપ્ત કરવાની તજવીજ કરવા માંડી, પરંતુ તેમાં તે ફાવ્યો નહીં, જેથી તેણે પોતાની મંડળીમાંની એક સાધુડી તાપીબાઇ, જેણી વયમાં તરૂણી હતી, અને જેણીની સાથે ચેતનદાસને મનવાંચ્છિત વાત કરવાની વિશેષ છૂટ હતી, તેણીને પોતાના મનની વાત સમજાવ્યાથી તેણીએ તે વાત પાર પાડવાનું માથે લીધું, અને તે પછી તે તાપીબાઇએ ચપળાને સીસામાં ઉતારવાની તજવીજ ચલાવી.

પાછલો પહોર પસાર થઇ ગયો હતો. સર્વ મંડળી આમ તેમ ફરી કલ્લોલ કરી રહી હતી. તે પ્રસંગે તાપીબાઇ તથા

ચપળા એક બીજીની આંગળી પકડી એક બીજા ઓવારા તરફ ગઇ, અને ત્યાં એક ખૂણે પથરાપર બંને બેઠી. તાપીએ પ્રથમ તો બીજી-ત્રિજી વાત કરી, અને ચપળાના મગજપર સ્નેહભાવનો પ્રતિબિંબ પાડી દીધો. આથી યૂવાન ચપળાએ પણ તાપીબાઇને પોતાની સ્નેહી માની લીધી, અને પછી તો ચપળાએ ભોળવાઇને પોતાની પાછલી સ્થીતિનું તમામ વર્ણન તાપી પ્રત્યે વિસ્તારથી તથા સત્યતાપૂર્વક કહી સંભળાવ્યું, જે સાંભળીને તાપી પણ તાજુબી પામી, અને તાપી એટલુંજ બોલી કે " તું ગભરાતી નહીં. હવે તું મારી બહેન જેવી છે, એમજ હું તને માનીશ, અને તું પણ મને તારી બહેન જેવીજ માની લેજે. તારી ને મારી એક ગાંઠ આજથી થઈ ચૂકી, અને મારો ધર્મ હવે તારો જીવ આનંદમાં રહે તેમજ કરવાનો છે, તો મારી એક અગત્યની સલાહ તું સ્વીકારશેની ?

" બહેન ! તમારી સલાહ મારા શીર સાટે. " તમારી સલાહ જો હું નહીંજ માનું તો પછી હું તમારી બહેન શાની ? "

" ત્યારે તો તું ડાહી ખરી. " તાપીએ હરખાઇને જણાવ્યું " તું તારા પતિના ઘરમાં રહી સંસાર સુખનો લાહવો લેવાની જે ઇચ્છા રાખતી હતી તે ગૃહસ્થાશ્રમીને માટે અલબત અનૂપમ હતી, પણ હવે તો તું સંત મંડળીમાં જોડાઇ છે, માટે તારૂં ચિત્ત સંતોષમાંજ તારે રાખવું જોઇએ છે. આપણી મંડળીમાં તારાં આવવા પહેલાં અમો ચાર સ્ત્રીઓ છીએ, અને અમે ચારે જણીઓ આ મંડળમાં સંસાર સુખના સર્વે લાહવા લઈ આનંદ પામીએ છીએ. તેવીજ રીતે તારે પણ આનંદ મેળવવો લાજમ છે. આપણા મંડળમાં આઠ સાધુઓ છે, તેમાં ચાર જણા અમો

ચારે સંગે પતિ–પત્નિના સંબંધે વસીએ છીએ, અને બાકીના ચારમાંના ત્રણ તો બિચારા વૃદ્ધ છે, જેથી તેઓ દેવ પુરૂષો તરીકે આપણામાં પૂંજાય છે, અને પાંચમાં ચેતનદાસ છે, તે હજી તદ્દન યૂવાવસ્થામાં છે. તેને પાત્ર મારા મગજમાં તો તું જ છે, તેમજ તારે પાત્ર તે પણ છે, તો હવે તમો બંને પતિ–પત્નિ તરીકે નિવાસો, એટલીજ ટૂંકી ને ટચ મારી તને સલાહ છે."

આ સાંભળતાંજ ચપળા ચમકી ગઈ! તેણીના પેટમાં વળી નવો ધાસ્કો પડ્યો! તોપણ તાપીબાઇને તરછોડી નહીં નાંખતાં તેણીની સાથે ડહાપણથી વાત કરવા માંડી "તાપી બહેન! જો મને સંસાર સુખની લલુતા હોત તો મારા પતિને પડતો મૂકી આવી અવદશા ભોગવવાનું હું કદી પણ પસંદ કરતજ નહીં, માટે મારી તમો બહેનને એટલીજ પ્રાર્થના છે કે, તે વિષે મને કંઇ કહેશોજ નહીં."

"એ તારી ભુલ છે. એ તો જેવો સંગ તેવોજ રંગ લગાડવો જોઇએ."

"તેમ મારાથી નહીં બને, માફ કરો. બૂરો રંગ મારે લગાડવો નથી."

"તું હઠીલી છે."

"ભલે!"

"તું ખોટો ખ્યાલ રાખે છે."

"તેમ તો તેમ!"

"તું હજી તદ્દન નાદાન છે."

"તે તો છુંજ!"

"માટેજ નાદાની મૂકી દઇ મારૂં માની જા."

" તે કદી નહીં મનાય ! "

" નહીં માનશે તો પૂરી પસ્તાશે જો ! "

" જેમ ભાગ્યમાં હશે તેમ બનશે ! "

" અરે ! તું છેકજ મૂર્ખ કેમ છે ! હું તારાં ભલામાં છું, એમ તો તું માને છેની ? "

" માનતી હતી, પણ હવે તો માફજ કરો. "

" એટલે હવે તારા મગજમાં રાઇ ભરાઇ છે તેમાં તું આમ બોલે છે ! ઠીક છે ! વખત આવે વળી વાત ! "

" જેમ તમને સારૂં લાગે તેમ ! "

" જોજે તો ખરી. હું આખરે મારૂં ધાર્યુંજ કરીશ. હવે તરકટનોજ તોડ રચવો પડશે ! "

" તે તોડ મને નહીં પણ તમનેજ નડશે ! હું નીતિને માન આપનારી છું તો પછી તરકટથી બ્હીવાનું મારે શું કારણ ? "

" કારણ પણ વખત આવે તને સમજાશે. " કહીને તાપી ત્યાંથી ગુસ્સામાં ત્વરિત ઉઠી ગઈ.

ચપળા ઉદાસ બની વિમાસણ કરવા લાગી કે " આ પણ નસીબનીજ વાત ! ઠીક ! હજી પણ નસીબમાં વનેખાં વિતવાનાં હશે તેટલાં વિતશે ! જેમ ભગવતની મરજી હશે તેમ બનશે ? ઇશ્વરેચ્છા ! " કહીને તેણી પણ ત્યાંથી ઉઠીને પોતાનાં મંડળનાં માણસોમાં જઈને બેસી ગઇ.

---

# ચક્ર ૨૯ મું.

### દોહરો.

તરકટ તાપીબાઇનું, ચેતનદાસ પણ સાથ;
ચપળાનો આધાર એક, બલિષ્ટ દીનાનાથ !

### ભૂંડાની ભૂંડી ભાવના !

તાપી અને ચેતનદાસ એકાંતમાં બેઠાં પછી ચપળાની દૃઢતાની વાત તાપીએ ચેતનદાસને કહેતાંજ ચેતનદાસે તાપી પ્રત્યે પૂછયું " ત્યારે હવે કેમ કરવું ? "

" કેમ કરવું તે એમ કે, જે મનપર લીધું તેજ કરવું. "

" પણ એ માનતી નથી, માટે બીજો શો ઉપાય ? "

" કેવી નિર્માલ્ય વાણી વદો છો ! મરદ છો કે બાયલા છો ? ઉપાય એક નહીં, પણ અનેક ! "

" પણ તે ઉપાય સીધી રીતનો જોઇએ. આડો ઉપાય તો મારા સાધુપણાંને શરમાવેજ ! "

" તેમાં શરમાવા જેવું શું છે ? આપણા આશ્રમમાં જે પણ આવે તેણે આપણી આજ્ઞા પાળવીજ જોઇએ, અને તે જો આપણી અવજ્ઞા કરે તો તેની બરાબર ખબર લેવીજ જોઇએ. ચપળા જો ગૃહસ્થાશ્રમમાં હોત તો તેણીને આપણે કંઇ કહી શકત નહીં, પરંતુ તે આપણી મંડળીમાં જોડાઇ છે તો આપણી મંડળીના નિયમ પ્રમાણે તેણીએ વર્તવુંજ જોઇએ. આપણી મંડળીનો નિયમ છે કે, મંડળીનાં નર-નારી મંડળીમાંજ વરે. તે શું ચપળા સમજતી નથી ? ધારો કે નહીં સમજતી હોય, તો મેં તેણીને તેની સમજ પાડી. તેમ છતાં તે પોતાનાજ મમતને વળગી

રહી છે તો તે મમત મૂકાવવાની ફરજ આપણી નથી શું ? ”

“ તે મમત કેવી રીતે મૂકાવવો ? ”

“ તેના ઘણા ઇલાજ છે, પરંતુ તે આ શહેરમાં બનાવવા નથી; કેમકે આ શહેરનીજ તેણી વતની હોવાથી, અને તેણીનાં મા–બાપ પણ આ શહેરમાંજ છે, માટે આપણા ઇલાજો અજમાવતાં અત્રે કદાચ વાત વંઠી જાય, અને તેણી આપણી મંડળીમાંથી છટકીને પોતાનાં મા–બાપની હુંફ લેવાને સટકી પણ જાય; માટે અત્રે તેણીના પર કોઇ પણ ઇલાજ અજમાવવાની અગત્ય નથી. આ શહેરમાંથી આપણો મુકામ ઉપડે, અને આપણે અન્ય સ્થળે જઇએ, તે પછી વાત. ”

“ અહીંથી ઉપડીને ભરૂચમાં નર્મદા નદીના કિનારા પર મુકામ કરવાનું શ્રી ગુરૂજી કહેતાં હતા. ”

“ તો તે સ્થળે આપણી તદબીર ચલાવીશું. હાલ તરત તમે એને કંઇજ કડવું કહેતાં નહીં, અને હું પણ ઓર એની સાથે મળી જઇને એને રાજી રાખીશ. ”

“ એ પણ અક્કલની વાત છે. ” કહીને ચેતનદાસ તેણીનાથી થોડે છેટે જઇને બેઠો.

બાદ તાપીબાઇએ હસ્તે વદને ચપળાને પોતાની પાસે બેસાડીને તેણીને ખુશી કરવાની તદબીર ચલાવી, અને કહ્યું “ ચપળા ! તું કંઇ ગભરાતી નહીં. તારાપર મારો જે ભાવ છે તેજ કાયમ છે. તારી મરજી વિરૂદ્ધ હું કંઇ પણ કરવા ચાહતી નથી, અને તારી નિર્મળ નીતિવાન બુદ્ધિ જોઇને તો મને અત્યાનંદ ઉપજયો છે. ”

ચપળા ખુશ થઇ ગઈ, અને બોલી “ હું દુઃખમાંથી

ગુજરવા સંસાર ત્યાગ કરી તમારામાં ભળી તો તમે પણ મને આગલા દુઃખનું સ્મર્ણ કરાવવા જેવું કર્યું, જેથી મને ઘણુંજ લાગ્યું ! હું તો તમને મારી મ્હોટી બહેન સમાન માનું છું."

"ખરૂં છે, અને હું પણ તારી સાથે તેમજ વર્તિશ બહેન. તું બ્હીતી નહીં. હું તને મારી છાતી પર રાખીશ, અને તારે માટે મારો જાન પણ હાઝર છે, એમ સમજી રાખજે."

"તેને માટે તો મેં પણ સાધુ–સંતનો સમાગમ પસંદ કીધો."

"માટેજ હું પણ તને ભાગ્યશાળી સમજું છું." તાપીએ માત્ર મોંઢાની મિઠાશ બતાવતાં દરશાવ્યું "તારી વય વિશેષ નથી છતાં તારી સમજશક્તિ આટલી બધી સારી છે, એજ બતાવે છે કે, તારૂં ભવિષ્ય અતિ ઉત્તમ છે, અને મંડળમાં તું સુખી થશે."

"આ મંડળમાં નિવાસી માત્ર એકાગ્રહ ચિન્તે પ્રભુનું સ્મર્ણ કરી ભાવથી ભગવાનની ભક્તિ કરવી તેમાંજ સુખ છે, અને તે માર્ગેથીજ આ જીવનો પણ ઉદ્ધાર થવાની આશા છે."

"વાહ ! ધન્ય છે ! આનું નામજ સત્ય સાધ્વી સ્ત્રી ! અગર જો મારાથી ન્હાની છે, તોપણ તારી સમજણ ગ્રહણ કરવાને મને પણ યોગ્યજ લાગે છે. જો બહેન, આપણે સાથે રહીને એક બીજીનું શ્રેય ઇચ્છી પરસ્પરની વૃત્તિ પણ સંત સમાગમને પ્રતાપે સન્માર્ગમાંજ સ્થાહી રાખવી શકીશું."

"એમાંજ આનંદ છે મ્હોટી બહેન !" ચપળાએ ભોળ-વાઇને તાપીની તમામ વાત અંતઃકરણની લાગણી ભરેલીજ માની લીધી, અને તેણીએ તાપી પ્રત્યે પૂછ્યું "અહીંથી આપણે હવે ક્યારે નીકળીશું ?"

" આજકાલમાંજ."

" અને અહીંથી કયાં જવાનો વિચાર છે વારૂ ? "

" ભરૂચ મુકામ કરવાનો વિચાર છે. તે સ્થાન સારૂં છે, અને શ્રી નર્મદા નદીનું મહાત્મવંતુ તીર્થ હોવાથી ત્યાં આપણને અત્યાનંદ વર્તશે. અગર જો ત્યાં આપણને બીજો લાભ તો મળે તેમ નથી; કેમકે ત્યાંનાં લોકો ઘણાંજ કૃપણ છે, પરંતુ નર્મદાજીના પવિત્ર તીર્થનો ઉત્તમ લાભ મળશે તેમાં તો શકજ નથી."

" તો તે શિવાય આપણને અન્ય લાભની જરૂર પણ શી છે ? પવિત્ર તીર્થનો લાભ મળે એજ આપણને મ્હોટામાં મ્હોટો લાભ મળેલો મનાશે. "

આ પ્રમાણે દુષ્ટ તાપીએ તે બાળાને પુનઃ પોતાના વિશ્વાસમાં ભોળવી લીધી, અને તે પછી બીજેજ દિવસે તેઓની ટોળી અશ્વનિકુમારથી ઉપડી ભરૂચ તરફ રવાના થઇ ગઇ.

---

# ચક્ર ૩૦ મું.

## દોહરો.

ભરૂચ ભાંગ્યાનું ભણો, રમણિક નગ્ર રસાળ;
ત્યાં તે ટોળી ઉતરી, ત્યાં તરકટનો તાલ !

## તાપીની તાલબાજી !

ભરૂચમાં નર્મદા તટપરના નવચોકીના ઓવારા નઝદીકમાં આ મંડળીએ મુકામ કીધો. ત્યાં ગયાં પછી તાપી પ્રત્યે ચેતનદાસે ખાનગીમાં વાતચીત કરવાની તક સાંધતા ચેતનદાસે તાપીને યાદ કરાવ્યું " તાપીબાઈ ! હવે તો ચપળા તમારાં કબ્જામાં છે

તો અત્રે અમો બંનેની ગાંઠ નહીં સાંધી આપો ? ”

“ તેણી મારાં કહ્યાંમાં છે, પણ તે માત્ર અમૂક બાબતમાંજ. તમારી સાથે તેણીનો સંબંધ પતિ–પત્નિ સમાન સાંધવાની બાબતમાં તો તેણી મારૂં કહ્યું માને તેમ નથી. તેને માટે તેણીની સાથે તાલબાજી ગોઠવ્યા વિના કંઈ ધાર્યું પાર પડેજ નહીં. તેણી બડી વિચિત્ર નારી છે, અને અત્યંત ધર્માન્ધપણાંમાં મશગૂલ છે, જેથી અનીતિનોસ્વીકાર તેણી કદી પણ કરશેજ નહીં.”

“ અનીતિ તો મારે પણ હરામ બરાબર છે. હું જે કરવા માંગું છું તે એજ કે, આપણા મંડળના મહંત સદગુરૂશ્રીને હાથેજ ચપળાનો સ્વીકાર પત્નિ તરીકે કરવા ઇચ્છું છું, જેથી આપણા મંડળનો નિયમ સાચવીનેજ તેણી અને મારી વચ્ચે પતિ–પત્નિ તરીકેનો સંબંધ સંધાય. ”

“ તે તમારૂં કહેવું સત્ય છે, પરંતુ ચપળાના મગજમાં તે વાત ઉતરે તેમ નથીની ! તેણીને તો વળી જૂદાજ દાવ પેંચથી ઠેકાણે લાવવી પડશે. ”

“ તો તેમ કરો. ”

“ હવે તેમજ કરવાનો મારો ઇરાદો છે. ”

“ પણ તે ક્યારે ? ”

“ બરાબર તક સંધાય ત્યારે. ”

“ તક ક્યારે સંધાશે ? ”

“ તેજ વિચારમા હું પણ છું તો. ”

“ તેમાં મારી મદદની જરૂર પડે તો હું તઇયાર છું. ”

“ ભલે !” કહીને ચેતનદાસ ત્યાંથી ખસીને દૂર જઇ બેઠો. તાપીએ પોતાના મગજમાં તદબીરની તાલબાજી ગોઠવી,

અને પછી તેણી પોતાની મંડળી સમક્ષ બોલી "અહીંથી થોડે દૂર શ્રી શુકલતીર્થનું પણ પવિત્ર ધામ ગણાય છે, માટે તમો ત્યાં સ્નાન કરવા પધારો તો સારૂં. મારી તો આજે તબિયત બગડી આવી છે, અને આખું શરીર તોડાય છે, માટે મારાથી તો આવી શકાશે નહીં. વળી મારી સંભાળ રાખવાને આ મારી બહેન ચપળાને મારી પાસે રાખવી પડશે, માટે તેણીનાથી પણ ત્યાં નહીં અવાય." કહી તાપીએ ચપળાને પૂછ્યું "કેમ બહેન, તું મારી પાસે રહેશેની? કદાચ મારી તબિયત વધારે પણ બગડે તો અહીં મારી સારવાર કોણ કરે?"

"હું તમારી સેવામાં રહેવાને ખુશીજ છું; પણ આપણે બંને બૈરાં પડયાં, માટે અહીં રાત્રિએ આપણે રહીએ તે ધાસ્તિ ભરેલું તો ખરૂં જો!"

"હા. તે વાત પણ સત્ય છે, અને આપણી સાથે કોઇ પુરૂષ આપણી ટોળીમાંનોજ જોઇએ." કહીને તાપીએ આંખનો અણસારો કરીને ચેતનદાસને પૂછ્યું "તમે અમારી સાથે રહેવાને રાજી છો ભાઇ?"

"હા. મ્હોટી ખુશીથી રહીશ બહેન. આપણે સાથે રહ્યાં તો પ્રસંગોપાત પરસ્પર કામ નહીં આવીએ તો પછી સાથે રહ્યાંનું પ્રયોજન પણ શું?"

"બરાબર છે. એમજ જોઇએ ભાઇ!" ચપળાએ પણ અંતઃકરણની ભલી ભાવનાથી જણાવ્યું.

આ સાંભળી તાપીને પણ મનનું ધાર્યું મળ્યાં જેવું સમજાયું, પણ ચપળાએ "ભાઇ" શબ્દ વાપર્યો તે ચેતનદાસને કડવો ઝેર જેવો લાગ્યો, અને તેનું મગજ તો તેજ વખતે બળ્યાં

જેવું થઈ ગયું, પરંતુ તેણે તે ખળાપો ભવિષ્યની પોતાની મનઃકામના પૂર્ણ કરવાને મનમાંજ સમાવી દીધો !

બાદ ચપળાની સૂચના પ્રમાણે તેજ દિવસે પાછલા પહોરે, તે ત્રણ શિવાય તમામ માણસો શ્રી શુકલતીર્થ તરફ જવાને પાયપેદલ રવાના પણ થયાં.

તે ટોળીનાં વિદાયે થયાં પછી તાપી, ચપળા અને ચેતનદાસ હાથમાં ડફ, ઢોલ તથા ઝાંઝરિયાં લઇને વગાડવા બેઠાં, તેમજ ભજન કીર્તન પણ ગાવા માંડયાં. તેમાં ચપળાનો તિક્ષણ સ્વર, કોમળ કંઠ, અને તેણીની ઇશ્વરસ્તુતિની એક્ટિંગ એવી તો ગાજી–છાજી રહી કે તે સમયે તે સ્થળે સંખ્યાબંધ સ્ત્રી--પુરૂષો તે શ્રવણ કરવાને ઉભાં રહ્યાં, અને તેઓ સર્વેને પણ અત્યાનંદ વ્યાપ્યો. આ પ્રમાણે સાયંકાળ થતાં સુધી નર્મદાના કિનારાપર ભજનનો બડો અચ્છો રંગ ઝામ્યો, અને તે વાત ભરૂચનાં લોકોમાં પણ વાહવાહ રૂપે પ્રસરી રહી.

---

# ચક્ર ૩૧ મું.

**દોહરો.**

રાત્રિએ તદબીરનો, તોડ જોડ ત્યાં થાય;
ચપળા પણ પાકી પુરી, તેણી નવ સપડાય !

**તોફાન જગવ્યું !**

રાત્રિના આઠના સુમારે તે ત્રણે જણાંઓએ બજારમાંથી બાજરીનો લોટ તથા વેગણ લાવીને તેની રસોઈ બનાવી, અને તેઓએ પેટને રીતસરનું ભાડું આપ્યું. તે પછી તાપીએ ધીમે

રહીને પોતાની ધારેલી તદબીર પાર પાડવાનું પ્રકરણ ચલાવ્યું. તાપીએ પ્રારંભમાંજ ચપળાને પૂછ્યું "બોલ, હવે તો તારે મારો સૂકન સ્વીકારવો છે કે હજી પણ તું તારી બાળ બુદ્ધિજ ચલાવવામાં શોભા સમજે છે ?"

"આપનો સૂકન સ્વીકારવાને મને ક્યાં ના છે ? મ્હોટી બહેન કહે તે ન્હાની બહેનને એક વાર નહીં પણ સાત વાર કબૂલ."

"તો આપ વચન ?"

"લો આ વચન." કહીને ચપળાએ હજી પણ ભીતરનો ભેદ જાણ્યાં શિવાય વચન પણ આપ્યું !

"તો મારી સલાહ તને એટલીજ છે કે, આ ચેતનદાસ સંગે હસ્ત મેલાપ કર, અને તમો બંને પતિ-પત્નિ તરીકે જુગતી જોડી રૂપે આજથીજ પરઃસ્પર પાણી ગૃહણ કરો."

આ સાંભળતાંજ ચપળાના પેટમાં તેલ રેડાયું, અને પોતાની ટોળીને શુંકલતીર્થમાં સ્નાન કરવાને બહાને મોકલવાનો ભેદ તેણી હવેજ યથાર્થપણે સમજી ગઇ. તેમ છતાં તેણીએ અતિશય આજીજીથી, અને પરિપૂર્ણ લાયકીથી, તેમજ પોતાના ધડક-ધડક થતાં હૃદયને હિમ્મત રૂપી આધારથી શાંત પમાડીને ખુલાસો કીધો "મ્હોટી બહેન ! એ વાતનો તો મને પ્રથમથીજ તિરઃસ્કાર છે તે શું તમે જાણતાં નથી ?"

"બીજી પંચાત મારે સાંભળવી નથી." તાપીએ જરા આંખો ફાડીને કહ્યું "તેં જે વચન આપ્યું છે તે જો તું એકજ વચની હોય તો પાળ. અને બે વચની હોય તો બસ, આજથી તારે ને મારે રામ રામ !"

પવિત્ર ચપળા વચન આપ્યાં બદલ હવે પસ્તાવા લાગી,

અને તેણી દીનતાથી બોલી " મ્હોટી બહેન ! આમ ગુસ્સો ના કરો. મારૂં વચન ખરૂં, પણ તે શાને માટે ? આપના વિશ્વાસને માટેજ. તે વિશ્વાસના આધારે મેં આપને વચન આપ્યું તો આપે પણ વિશ્વાસ નિઃષ્કલંક સાચવી રાખવો જોઇએ, અને મારા વચનનો દુરૂપયોગ નહીંજ કરવો જોઇએ. "

" હું શું તારાં વચનનો દુરૂપયોગ કરૂં છું ? હું શું તારાં બૂરામાં છું કે ? " તાપીએ જરા તતડીને જણાવ્યું " તું તો મુરખી છે, મુરખી ! તારૂં ભવિષ્ય સુધારવાનુંજ તને ભાન નથી ! મારી સલાહથી તારી જીંદગી સફળ થશે, અને આગળ જતાં એક સુખી સંસારમાં સૃજાયલી તને પોતાને તું સમજી શકશે."

" સંત સમાગમમાં સંસારનું સુખ સંપાદાન કરવાની લલુતા શા માટે રાખવી જોઇએ ? જ્ઞાન, વૈરાગ અને સાધુતાને માટે સંસારનું સુખ શા કામનું ? "

" તેજ તું સમજતી નથીની ! " તાપીએ વળી જરા ઠંડાઇથી તાલમેલ ચલાવી સમજાવ્યું " હું તને આ બધું શા માટે કહું છું ? ગાંડી રે ગાંડી ! તું મારી સલાહનો સાર સમજીજ શકી નથી ! સંત સમાગમમાં જ્ઞાન, વૈરાગ તથા સાધુતા પામ્યાં પછી સંસારનો લાહવો લેવો લાજમ નથી, એ તારી સમજણ સત્ય છે; પરંતુ તને તેજ લાહવાની સલાહ આપું છું તે શા માટે ? એટલાજ માટે કે, અત્યારે તમો બંનેની પતિ–પત્નિની ગાંઠ સંધાય તો તે પછી તમે આ ભટકવાની ભૂંડી સ્થીતિમાંથી પુનઃ ગૃહસ્થાશ્રમની સુંદર સ્થીતિમાં આવવાને નસીબદાર નીવડી શકો. ગૃહસ્થાશ્રમમાં જતાંજ ચેતનદાસને કોઈ પણ વેપારી કે સરકારી નોકરી મેળવતાં વિલંબ લાગે તેમ નથી. એટલે પછી તારો

સંસાર પણ સુધરશે કે બગડશે ? જરા મગજને શાંત રાખી સૂધો વિચાર કર. હું તને સમજાવીને સલાહ આપું છું. તારી મરજી વિરૂદ્ધ તારી પર દોરદમામ ચલાવવાની મારી પણ મરજી નથી. જો તને જોર જુલમથી ઠેકાણે લાવવી હોય તો હમણાંજ તે પણ કરી શકાય તેમ છે. અત્યારે તું એકલી છે, અને અમો બે છીએ તો ધારીએ તેમ કરી શકીએ. ”

“ અલબત ! ” ચેતનદાસ બોલી ઉઠયો “ હું ધારૂં તો અબઘડી એની આડાઇ ભૂલાવી દઉં ! ”

“ નહીં, નહીં, નહીં. તેવા બલાત્કારનો આપણો ધર્મ નથી. ” તાપીએ સુજ્ઞતાનું ડોળ દેખાડતાં જણાવ્યું “ બધી વાત રીતે ભાતે થાય. ”

“ પણ રીતે ભાતે જો નહીં સમજે તો છેવટે ‘ હરામીના બે ભાગ ’ જેવો ભાવ ભજવવોજ પડે. ” ચેતનદાસે જુલાબ આપ્યો “. હું પણ ધારેલુંજ પાર પાડીશ. હજી એ મને ઓળખતી નથી ! એને મારી પત્નિ બનાવીશ, ત્યારેજ જંપીશ. તેમ કરતાં મારો કે એનો જીવ પણ જશે તો હું બ્હીવાનો નથી ! ”

“ તેવો પ્રસંગ નહીંજ આવે ભાઇ ! ઇશ્વર સઉ સારૂંજ કરશે. તમે શાંતિ રાખો. ” તાપી ઉસ્તાદીમાં બોલી એમ તો મારી બહેન ઘણી ડાહી છે. ”

ચપળાના મગજમાં આ બધી તાલબાજીની સમજ સારી રીતે ઉતરી, અને તેણીએ વિચાર કીધો કે “ અત્યારે જો હું વધારે વાંધો લઇશ તો આ બંને મળીને નીતિનો ભંગ કરવામાં ચૂકશે નહીં, અને તેમાં મારી એકલીનું કંઇ ચાલશે પણ નહીં ! માટે હાલ તરત એમને હાથેલીમાં ચાંદ બતાવી આશામાં ઉડા-

વવાં તેમાંજ મારી પણ ઉસ્તાદી તથા સમયોચિત વિચારશીળતા ગણાશે. " આમ વિચારી તેણી બોલી " તાપી બ્હેન! તમારી સલાહ મારા મગજમાં હવે બરાબર ઉતરી તો ખરી, પરંતુ શ્રી ગુરૂજી એ વાતની સમ્મતિ આપશે ખરા ? "

" ઘણી ખુશીથી આપશે," તાપી ઉત્સાહ પૂર્વક બોલી " કોઇનું ભલું થાય તેમ કરવાને તો આપણા ગુરૂજી સદા તત્પર રહે છે. "

" તો ભલે. ગુરૂજી આવ્યા પછી તેમની આજ્ઞા લઇ તમારી સલાહ પ્રમાણેજ કરવાને પણ આનાકાની નહીંજ કરૂં. "

" ત્યારે ડાહી ખરી ! "

ચેતનદાસ તથા તાપી હરખાઈ ગયાં, અને ચપળા ઉપરથી હર્ષ બતાવતી હતી, તો પણ અંદરખાનેથી તેણી વળી બીજીજ બાજી શોધવા લાગી.

---

# ચક્ર ૩૨ મું.

## દોહરો.

ચેતનદાસ છટકી ગયો, શરૂ કર્યો છે દોર;
ચપળાને પત્નિ ગણી, ચાલુ કર્યો તોર !

## રૉપબંધ વાત !

ચપળાની કબુલાતથી ચેતનદાસ છાકી ગયો, ઉભરાઈ ગયો, છલકાઇ ગયો, અને પતિપણાંનાં ગર્વમાં આવી ગયો ! તેણે તો એમજ માની લીધું કે " બશ ! ચપળા મારી પરણેતર પત્નિ સમાન હવે થઇ ચૂકી, માટે આજથીજ પતિ તરીકેનો મારો

અમલ તેણીના પર ચલાવવો જોઇએ, અને તેણીએ પણ આજ-થીજ મારી આજ્ઞાને આધિન રહેવુંજ જોઇએ." આવા મતથી તેણે ખાનગીપણે તાપીની અનુમતિ પણ લીધી, અને તાપીએ પણ તેને સલાહ આપી કે "આજથીજ તારે તેણીના પર પતિ તરીકેની સત્તા શરૂ કરવી. માત્ર શ્રી ગુરૂજીની આજ્ઞા થતાં સુધી ચપળાની નીતિનો ભંગ કરવો નહીં, એટલો નીતિ નિયમ માત્ર સાચવી રાખવો."

આવી સલાહ મળવાથી ચેતનદાસને વિશેષ હિમ્મત આવી, અને તેથી તેણે પ્રભાતમાં ઉઠતાંની સાથેજ ચપળાને ફરમાવ્યું "એઇ! દાતણ ને પાણીનો લોટો લાવ."

આવો હુકમ ચેતનદાસે કદી પણ આજ સુધી કરેલો નહીં, અને આજેજ કીધો, તેથી ચપળાને વિસ્મયતા લાગી, તો પણ માત્ર સુજ્ઞતાના સ્વભાવાધારે તેણીએ હુકમ અંગિકાર કીધો.

ચેતનદાસ દાતણ પાણી કરીને નર્મદામાં સ્નાન કરવા ગયો તો ત્યાં પણ તે પોતાની સાથે ચપળાને લેતો ગયો, અને સ્નાન કીધાં પછી ભિંજાવેલા ધોતિયાને માટે તેણે ચપળાને ફરમાવ્યું "ધોતિયું ધોઇને સૂકવી દેજે; પણ જોજે, બરાબર સપ્રાઈબંધ શ્વેત બનાવજે. ડાઘા રહેવા નહીં જોઇએ, કે જરા પણ ઝાંખું પડવું નહીં જોઇએ."

"મહારાજ !——"

"અરે!" ચેતનદાસ ચીડવાઇને બોલ્યો "હજી પણ તું મને 'મહારાજ' કહીનેજ બોલાવે છે! હવે તો હું તારો પતિ થયો, માટે 'પ્રાણનાથ' કહીનેજ તારે મને બોલાવવો જોઇએ."

"જયાં સુધી શ્રી ગુરૂજીએ આપણો હસ્તમિલાપ કરી

આપ્યો નથી, ત્યાં સુધી મારાથી તે શબ્દનો ઉપયોગ નહીંજ થઇ શકે." ચપળાએ અતિ નમ્રતાઈથી ઉત્તર આપ્યો "ઉતાવળા શા માટે થાવ છો? ધીરજ ધરો!"

"વારૂં, વારૂં, ઠીક છે. એવી તારી પંડિતાઇ મારે સાંભળવી નથી. ગૂપચૂપ ધોતિયું બરાબર ધોઇને જલદી ઉપર ચાલી આવ." કહીને ચેતનદાસ દમામમાંજ ઉપર જઈ પોતાને સ્થાનકે ગયો, અને ચપળાના શબ્દો તેણે તાપીને કહ્યાંથી તાપીએ તો તેને ઓર રંગ લગાડયો કે "તેણીની સાથે હવે તમારે રોફથીજ વાત કરવી, અને તેણીને એવા તો ધાકમાં ધ્રુજાવવી કે તેણી તમારી દબાયલીજ રહે. ગુરૂજી આવીને તમારી લગ્નગાંઠ સાંધી આપે એટલે પછી તરી પાર ઉતર્યાં સમજજો. ત્યાં સુધીજ એને જરા સંભાળીને હાથમાં રાખવાની છે, અને ત્યાં સુધી એના પર છેકજ જુલાકી ચલાવતાં જરા વિચાર પણ કરવાનો છે."

"હવે વળી વિચાર કેવો? હવે તો હુકમની સાથેજ વાત, અને હુકમ નહીં માને તો પછી 'એક લાત ને બીજી વાત' તેમજ કરવાનું."

"પણ લગ્નગાંઠ બંધાતાં સુધી તેમ કરશો નહીં; કેમકે વળી જો વચકાઇ જશે તો વળી મનાવતાં મુશિબત પડશે જો!"

"હવે વચકાય તો તેણીનાં હાડકાં પણ ભાંગી નાંખું, અને પાંચ મિનિટમાં સીધી દોર બનાવી દઉં તો!"

"તો પણ જરા વિચારીને વર્તશો તો વધારે સારૂં, એમ મારી તો તમને સલાહ છે."

"તો તમારી સલાહ મારે માનવીજ જોઇએ, અને તમારાં કહેવા પ્રમાણે કરીશ."

એટલામાં ચપળા પણ ધોતિયું ધોઇને આવી પહોંચી, અને તેણીને ફરમાવ્યું "જમીનપર ધોતિયું સૂકવવા નાંખતી નહીં-ધૂળ વળગીને ખરાબ થઇ જશે."

"ત્યારે કેમ કરૂં? અહીં દોરી પણ નથી કે તેનાપર નાંખું!"

"તું બંને હાથે ધોતિયાના છેડા પકડીને તડકામાં ઉભી રહેશે તો પા કલાકમાં તે સૂકાઇ જશે."

"તડકામાં મને તાપ નહીં લાગે વારૂં ?"

"મારે માટે તારે તાપ પણ સહન કરવોજ પડે."

ગરીબ બાપડી ચપળા આખરે ધોતિયાના છેડા ઝાલીને ઉભી રહી! તેણી મનમાં સંતાપ કરવા લાગી કે "પરણેલા પતિની આટલી સેવા બજાવવાનો સમય આવત તો પણ પરમેશ્વર રાજી થાત! આ તો મૂવા પર પુરૂષની નોકરી નાહક બજાવવી પડે છે! શું કરૂં કે અત્યારે હું લાચાર છું, તોપણ ગુરૂજી આવતાં સુધીજ મારી નીતિની પવિત્રતા પરમાત્મા સાચવી શકે તો હું મને નસીબદાર માનવાની સાથે એમજ સમજીશ કે, હજી શ્રી પરમાત્માની મારાપર મ્હોટી કૃપા છે! ગુરૂજીનાં આવતાં સુધી તો એ જોગટાને વળી આશામાં અધર રાખવોજ પડશે. ગુરૂજીનાં આવતાંજ તેમની પાસે મારી નીતિના નેક અને ટેકની વાત કહીશ, અને મારી પવિત્ર રહેવાની જે વૃત્તિ છે તે તેમને સમજાવીશ તો મારી ખાત્રિ છે કે, શ્રી ગુરૂજી તેજ વખતે મારી સાહ્યતામાં ઉભા રહેશે, અને આ પાપીને લાત મારશે." આમ વિચાર કરી તેણી ધોતિયું સૂકવીને પાએક કલાકમાં પરવારી, અને પછી ખીચડી પકવવા બેઠી.

---

# ચક્ર ૩૩ મું.

### દોહરો.

વાત વળી જૂદી બની, નવો મળ્યો આધાર;
ઉમેદ ચેતનદાસની, મનમાં રહી આ વાર !

### જબરો મળ્યો !

પાછલા પહોરના ચાર વાગતાંને સુમારે ભરૂચનાં કેટલાંક માણસો નદી કિનારાપર આવવા માંડયાં. નદી કિનારે સાંજના સુમારે હમેશાં કેટલાકો ફરવા તો આવતાંજ, તોપણ આજે ખાસ કરીને સેંકડો માણસો ત્યાં આવવાનો સબબ એજ હતો કે, આગલે દિવસે ચપળા, તાપી અને ચેતનદાસે જે ભજનો ગાયાં હતાં, તેને માટે આખા ભરૂચમાં ભારે વાહવાહ ફેલાઈ ગઈ હતી, અને તેમાં પણ ખાસ કરીને ચપળાના સુંદર સ્વરને માટે ત્યાંનાં લોકોમાં એંચાણકારક પ્રસંશા પ્રસર્યાથી ઘણાં લોકો આજે ચપળાનું ભજન સાંભળવાનેજ ખાસ કરીને આવ્યાં હતાં. ચેતનદાસ, તાપી તથા ચપળાએ આજે પણ પાછલો પહોર થતાંજ આગલા દિવસની માફક પોતાનું ભજન ચાલું કર્યું, અને લોકો પણ તેમની સાથે તે સાંભળવાને ઉભાં રહ્યાં, તેમજ ભજન સાંભળીને 'વાહવાહ' ઉચ્ચારતાં રહ્યાં. તેજ પ્રસંગે લોકોએ તે સાધુઓની પાસે પાથરેલા એક વસ્ત્રપર પૈસા પણ નાંખ્યા, અને સાયંકાળે ગાયનની સમાપ્તિ થતાંજ તમામ લોકો વિખેરાઇ ગયાં.

ભજન સાંભળવાને આવનારાંઓમાં તોરીલાલ અને સુરતીલાલ નામના બે મિત્રો પણ હતા. તેઓ બંને ચપળાની સુંદરતાપર મોહી પડયા, અને બધા લોકો વિખરાઇ ગયાં છતાં તે બંને મિત્રો તો કિનારાપર બાંધેલી પત્થરની ખુરશીપરજ બેઠિંગા

નાંખીને બેઠાં. તેઓમાંનો એક તો વૃદ્ધ જેવો હતો, અને બીજો જૂવાન હતો. તે બંને જીવજાન મિત્રો હતા, તેમજ ભરૂચમાં તેઓ જરા નામચિન્હમાં પણ સારી છાપ પામ્યા હતા. આના કરતાં તો તેમની અધિક ઓળખ આપવાનો ધર્મ આ લેખક બજાવી શકતો નથી, તેને માટે વાંચનાર પાસે આ લેખક શરમાતાં માફી માંગે છે! કેમ સાહેબો, માફ માંગવાથી માફ કરશોની ?

બંને મિત્રો બેસીને વિચાર કરતાં તોરીલાલે પોતાના સાથી પ્રત્યે પૂછ્યું " આ ત્રણની ટોળીમાં જે એક યૂવાન છોકરી છે, તેણીનો કંઠ કેવો કોયલ જેવો છે, અને પરમેશ્વરે વળી તેણીનું સ્વરૂપ કેવું બનાવ્યું છે કે વાહવાહજી વાહ ! આવી રૂપસુંદરી તો આપણા ભરૂચમાં પણ એકે નહીં હોય ! "

" બરાબર છે ! " સુરતીલાલે ટકોરમાં ઉત્તર આપ્યો " ભરૂચમાં તમારા જેવા પાપી પરીક્ષક પણ કદાચ એકે નહીં હોય, એમાં પણ ના નહીં ! "

" અરે ! તમે મને પાપીની ઉપમા આપો છો ભાઇ ! શું મારી બૂરી નિષ્ઠા છે કે ? હું તો માત્ર તેણીની સ્તુતિ કરૂં છે કે, તેણી કેવી ઉત્તમ ખૂબસૂરતિ વાળી છે ! "

" ખૂબસૂરતિ જોવા આવ્યા છીએ કે ભજન સાંભળવા ? "

" એ કાન પકડવા જેવી વાત ! માટે ચાલો હવે અહીં બેસવામાં શોભા નહીં ! "

" તો ચાલો, ઉઠો. "

બંને મિત્રો તેજ પળે ઉઠીને ચાલતાં થયા, અને રસ્તામાં તોરીલાલે કહ્યું " આજે મારે વહેલાં ઘેર જવું છે, માટે હું જાઉં છું. "

"પણ મારે ત્યાં આવી, પાન સોપારી ખાઇ જીવને આનંદી બનાવી પછી જાઓની ભાઇ!"

"હુંહું! ઘર આગળ વહેલુંજ જવું જોઇએ. જો મોડું થાય તો બાયડી લડે, અને મહા પંચાતી પડે!"

"તો જેમ તમારી મરજી!"

સુરતીલાલ પોતાની ઘરની ગલીમાં વળ્યો, અને મોતીલાલ પોતાના ઘર તરફ નહીં જતાં બીજે રસ્તેથી ફંટાઇને, અને પોતાના મિત્રને અંધારામાં રાખીને પોતે પુનઃ નદી કિનારાપર જઇ પેલા સાધુ તથા સાધુડીઓ પાસે જતાંજ ચેતનદાસે તેને કોઇ સરકારી માણસ ધારીને આદરમાન આપી પોતાની પાસે બોલાવીને બેસાડયો, અને પૂછયું "સાહેબ! અત્યારે કંઇ આપની સ્વારી પધારી છે?"

"મારા શેઠને તમારૂં ભજન સાંભળવું છે, માટે તમને બોલાવવા આવ્યો છું."

"તમારા શેઠને અહીંજ મોકલો."

તોરીલાલે પણ 'દે દાળમાં પાણી' જેવીજ તોપ છોડવા માંડી "મારા શેઠને તમે ઓળખો છો? તે તો મ્હોટો પચ્ચીસ લાખનો આસામી છે! તે વળી જાતે ને પોતે અહીં આવવાની તસ્દી લે કે?"

"તો આપ ફરમાવો તે વખતે તમારા શેઠને મકાને અમે આવવાને તઇયાર છીએ. પણ આવતી કાલેજ હવે તો બનશે."

"અને આજે શો વાંધો છે?"

"આજે તો રાત પડી છે."

"તેથી શું થયું? રાતને માટે શી હરકત છે? ત્યાં તમને

કોઇ પણ જાતનો વાંધો નહીંજ આવે."

"તો ચાલો અત્યારેજ ઉઠો, અને તમારો બધો સામાન સાથેજ લઇ લો કે પાછળ પંચાતજ નહીં."

ત્રણે જણાંઓએ તમામ સામાન ઝટ વારમાં બાંધ્યો; અને તે માથે મૂકીને તેઓ ત્રણે તોરીલાલની સાથેજ ચાલ્યાં.

તોરીલાલ પણ અત્યંત વિચાર કરીને તે ત્રણેને પોતાના એક ઓળખીતાને મકાને લઇ ગયો. અને ત્યાં તેમને બેસાડયાં. તે ઓળખીતો બહાર ગામ હોવાથી તે મકાનની કૂંચી તોરીલાલની પાસેજ રહેલી હતી.

વાંચનાર ! પેલા સુરતીલાલને માટે કંઇક જાણ્યું ? તે પોતાના મિત્ર તોરીલાલનાં લક્ષણ જાણતો હોવાથી, અને તેને ઉપલી બાબતનો અગાઉથીજ શક હોવાથી તે પણ પોતાને મકાને જઇ વેશ બદલી પુનઃ નર્મદા કિનારે જઈ પહોંચ્યો, અને એક બાજૂમાં છૂપાઇને તોરીલાલની ઉપલી તમામ વાતો સાંભળતો હતો તથા જે મકાનમાં તેઓ ગયાં હતાં તે મકાન જોઇને તે પોતાને ઘેર ચાલ્યો ગયો હતો.

---

# ચક્ર ૩૪ મું.

**દોહરો.**

તોરીલાલે તોરનું, જબરૂં જગવ્યું જોર;
યુક્તિ ચલવી ચડપમાં, દિવ્ય દાખવ્યો દોર!

## "બળીઆના બે ભાગ!"

તોરીલાલે તે ત્રણેને પેલા મકાનમાં બેશાડયાં પછી નીચેનાં બારણું બંધ કરી દીધાં, અને એક મીણબત્તી સળગાવી. તેજ વખતે ચેતનદાસે તેને પૂછયું "તમારા શ્રીમાન શેઠનું આ ઘર કે? તેઓ શેઠ કયાં છે?"

"બીજી-ત્રિજી વાત પછી કરજો, અને હાલ હું જે પૂછું તેનોજ ખરો ખુલાસો કરજો." તોરીલાલે જરા રૉપમાંજ પૂછયું "તમે ત્રણ જણાં અત્રે કયાંથી આવ્યાં છો, અને અસલ વતની કયાંનાં છો?"

"સાહેબ! આપ કોણ છો?" ચેતનદાસે ગભરાઈને પૂછયું "આપ કોઇ પોલીસ ફોઝદાર છો કે કોર્ટના અમલદાર છો મહેરૂબાન?"

"તને એક વાર તો કહ્યું કે બીજી-ત્રિજી વાત નહીં કરતાં પુછું તેનોજ ખરો ખુલાસો કરવો. તેમ છતાં તું તો ઓર મને પ્રશ્ન પૂછે છે! યૂ જંગલી!" તોરીલાલે વધારે તોરમાં પૂછયું "મારા સવાલનો જુવાબ આપવો છે કે નહીં? તમે અત્રે કયાંથી, અને કેમ આવ્યા છો?"

"સાહેબ! અમે સાધુ છીએ, અને ફરતાં ફરતાં નર્મદાનું તીર્થ કરવાને આવ્યાં છીએ. હમારી ટોળી મ્હોટી છે, અને

અમો ત્રણ શિવાય અમારી ટોળીનાં બીજાં માણસો શ્રી શુકલ-તીર્થ સ્નાન કરવા માટે ગયાં છે. તેઓ આજ–કાલમાં આવી પહોંચશે."

"પણ તમારા ત્રણનીજ વાત કરોની કે તમારૂં વતન કયું ?"

"મારૂં વતન તો કાઠિઆવાડમાં છે, અને તાપીબહેન અમદાવાદના એક ગામના છે. માત્ર આ ચપળાંના વતનની મને તો ખબર નથી."

"એના વતનની તને ખબર નહીંજ હોય એ બનેજ કેમ ? તું જૂઠું બોલે છે ! તું લુચ્ચો છે ! ઠગારો છો! ચોર છે ! લુટારો છે ! ડામીજ છે ! તારી વાણી પરથીજ તું કોઇ પાકો ઉઠાઉગીર, બનાઉફૂળ, હરામખોર, અને સોનેરી ટોળીનો માણસ લાગે છે ! બચ્ચા ! સાચું બોલજે, નહીં તો નર્મદાજીની યાત્રા કરતાં જેલ-જાત્રા કરવા જવું પડશે ! તમે અત્રે પણ લોકોને ઠગવાનેજ આવ્યાં છો, એમ મને ભાષે છે !" તોરીલાલે તદ્દન ઠંડા પહોરનીજ ઠોકી "મને ખબર મળી છે કે, આ યૂવતિને વેચવાના વિચારથીજ તમે અત્રે આવ્યાં છો, અને કાઠિયાવાડીઓ એવોજ ધંધો આજકાલ લઈ બેઠાં પણ છે, માટેજ તમારી તજવીજ માત્ર પરોપકારાર્થે મેં ચલાવવાનું સહાસ ઉઠાવ્યું છે ! જો તું મને હજી પણ ખરી બિના નહીંજ કહેશે તો તું પહેલાં તુરંગમાં જશે!"

ચેતનદાસ હવે તો સજ્જડ ગભરાયો, અને તેના મનમાં તો એમજ આવી ગયું કે, "કોઇ પણ પ્રકારે અહીંથી છૂટીને ભાગી જવાય તો સારૂં !" આમ વિચારતાં તેણે નમ્રતાઇથી ઉત્તર આપ્યો "સાહેબ ! હું અને આ તાપી બહેન તો વર્ષોથી અમારી સાધુ મંડળીમાં જોડાયલાં છીએ, અને ચપળાજ માત્ર

-નવી આવેલી છે. અમારી વૃત્તિ કોઇ પણ બૂરૂં કામ કરી સરકા-રેસો ગુન્હો કરવાની નથી. આ સત્યજ વાત કહું છું સાહેબ !"

"હા. જો એમજ છે તો તમારી ટોળીની સાથે તમો પણ શુકલતીર્થ શા માટે નહીં ગયાં ? તમો અહીંજ રહ્યાં તેનું કારણ શું ?" તોરીલાલે પોતાના હાથમાં નેતરની લાકડી હતી તે જમીનપર અફાળીને જણાવ્યું "તમે શું ચોરી કરવાને, ખાતર પાડવાને, ઘર ફાડવાને કે કોઈ મ્હોટાના છોકરાઓને ઠગવા-બનાવવાને અહીં રહ્યાં હશો કેમ ? સમજ્યો ! તમારી વાતનો રંગ હું પારખી શક્યો છું, માટે હવે તો પોલીસના તાબામાંજ તમને સોંપવાં પડશે ! તમારી સખ્તમાં સખ્ત ખબર હવે તો લેવાનીજ જોઇશે !"

"પણ સાહેબ ! અમે કંઇ ગુન્હો કીધો નથી, તેમજ ગુન્હો કરવાનો અમારો ઇરાદો પણ નથી તો પછી અમો સાધુ-ઓને નાહક શા માટે સતાવો છો ?"

"નાહક નથી સતાવતો, પણ બરાબર સચોટ સતાવું છું. તમે લોકો ખરૂં ભસતાં નથી, માટે તમને સતાવવાંજ જોઇએ." તોરીલાલે તાપી તરફ જોઇને પૂછ્યું "તું કેમ કંઇ બોલતી નથી ? તારૂં નામ શું ?"

"મારૂં નામ તાપી છે ભાઇ !"

"સુરતમાં તાપી નદી છે તે તો નહીં ?" ચેતનદાસે ડાકું હલાવીને પૂછ્યું "તું આ સખસની બાયડી છે કે બહેન છે ? તારી ઓળખ તો આપ ?"

"હું એની બાયડી પણ નથી કે બહેન પણ નથી. હું તો માત્ર એમની ટોળીમાંની છું."

“ એમ કે ! ખરી ઉસ્તાદ ! તું વળી એનાં મોંમાં થૂંકે તેવી ઠગારી લાગે છે ! વારૂ, ઠીક છે ! તારી ખબર બરાબર લેવાશે ત્યારેજ તું પણ ખરૂં રડશે ! ”

“ ભાઇ ! જે ખરૂં છે તેજ કહું છું. આપની પાસે અસત્ય બોલવાથી મને શો લાભ ? અમારી બીજી કંઇજ મતલબ નથી. અમે તો ગામેગામ ફરી ભગવત ભજન કરી અમારી જીંદગી સાધુપણામાંજ નિર્ગમન કરીએ છીએ, અને તેમાંજ અમારો ધર્મ સમજીએ છીએ. ”

“ એહે ! ખરેખરી સાધુડી ! તું પણ મારી પાસે તારૂં સ્રી ચરિત્ર ચલાવે છે, કેમ ? વારૂ, ઠીક છે ! આ સાધુડો જેવો છે તેવીજ તું પણ સાધુડી છે, માટે બંનેની ખબર સાથે લેવી પડશે.”

“ પણ સાહેબ ! અમે કોઈ એવાં ખોટાં કામ કરનારાં નથી. ” તાપીએ કરગરીને કહ્યું “ તમને અમારે માટે ખોટોજ વહેમ આવ્યો છે. ”

“ મારો વહેમ ખોટો છે કે ખરો છે તે આગળ પર તમને પણ સમજાશે. ” કહીને તોરીલાલે પછી ચપળા પ્રત્યે જોઇને તેણીને પૂછયું “ કેમ, હવે તું પણ ખરૂં કહેશે કે આ એની માફક તેં પણ ખરૂં કહેવાનાં કસમજ ખાધાં છે ? તું તારી કોમળ વયમાં આ ભામટાંઓની ભેળાં કયાંથી અને કેવી રીતે ભળી?”

આ સાંભળતાંજ બિચારી ચપળાની આંખોમાંથી તો આંસુંજ પડવા માંડયાં, અને તેણીની છાતી ધ્રુજવા લાગી, જેથી કંઇ પણ ઉત્તર આપવાને તેણીની જીભ ઉપડી શકીજ નહીં ! તે જોઇને તોરીલાલ બોલી ઉઠયો “ સમજી ગયો ! મારો વહેમ બરાબરજ છે ! દાળમાં કાળું છે, અને છેજ, એમાં તો કંઇજ

શક નહીં ! હવે ભીતરનો ભેદ પકડી કહાડતાં વારજ લાગવાની નથી. " આમ કહીને તોરીલાલે ચેતનદાસ તથા તાપીને ત્યાંજ બેસવાનું ફરમાવ્યું, અને તે ઉઠીને ચપળાનો હાથ પકડીને જોડેના રૂમમાં તેણીને લઇ ગયો, તોપણ વચ્ચેના બારણાં તો ખુલ્લાંજ રાખ્યાં, કે જેથી તેઓ બંને તોરીલાલને માટે કંઇ ખોટો ખયાલ કરી શકે નહીં.

---

## ચક્ર ૩૫ મું.

### દોહરો.

ચડપ ઝડપ ને પળકમાં, તેને કીધાં દૂર;
ભાગ્યાં તેઓ તત્રથી, તોરીલાલને શૂર !

### બાજી બનાવી.

ચપળાને બાજૂના રૂમમાં લઇ જઇને તોરીલાલે તેણીને ધીમે સ્વરે પૂછ્યું " તું રડે છે શા માટે ? તારાપર કંઇ સીતમ ગુજાર્યો છે કે ? તને આ લોકો સતાવે છે કે ? તું એ લોકોની સાથે કેવી રીતે ભળી ? તું કોણ છે, કયાંની રહીશ છે, અને તારાં કુટુંબની તમામ બિના જે હોય તે મને ખરેખરી કહી દે. તારે કંઈ રડવાનું કામજ નથી. તારા જેવી રમણીને હું દુઃખી કરવા ચહાતોજ નથી, પણ તું જો દુઃખમાં હોય તો હું તને છોડાવવા માંગું છું; માટે જે પણ હોય તે મારી સમક્ષ સત્યતાપૂર્વક કહી દે. બોલી જા, શું બિના છે ? "

" હું ઘણી દુઃખી છું ! કમનસીબ છું ! મને કોઇનો આધાર નથી ! વખાંની મારી એ લોકોની સાથે ભળીને અત્રે આવી

છું !" ચપળા આમ કહેતાં વિશેષ ડુસ્કાં ભરીને રડવા લાગી.

તોરીલાલે તેણીને શાંત પાડી કહ્યું "તું જરા પણ બ્હીતી નહીં. ગમે તેવાં દુઃખમાંથી પણ હું તને છોડાવીશ, તારૂં ભલું કરીશ, અને જેમ તું રાજી થશે તેમ કરીશ; માટે હવે જરા પણ અચકાયાં વિના જે પણ ખરી વાત હોય તે કહી દે."

ચપળાને પણ હવે હિમ્મત આવી, અને બોલી "આ બંનેએ જે બિના કહી છે તેમાં તો કાંઇ વિશેષ ફરક નથી. એમની એક મ્હોટી ટોળી છે, અને અમો ત્રણ અત્રે રહ્યાં છીએ, તેમજ બાકીનાં તમામ માણસો શુકલતીર્થ સ્નાનાર્થે સંચર્યાં છે, એમાં તો યદ કિંચિત પણ અસત્ય નથી; પરંતુ માત્ર આ ચેતનદાસની દાનત મારા પર ભ્રષ્ટ થઇ છે, અને તેને માટે તાપીને તેને પોતાના હાથમાં લીધી છે. તેઓ બંને મારી પાછળ, મને ભોળવી ભ્રષ્ટ કરવાની અનેક કપટકળા ચલાવે છે ! એટલામાં તો તમે મળી ગયા, જેથી હવે મને હિમ્મત આવી છે, માટે કોઈ પણ રીતે આ પાપીઓના પંજામાંથી જો આપ મને છોડાવો તો આપનો મારા પર અત્યંત આભાર થશે !" કહીને ચપળા બે હાથ જોડીને તેની પાસે નમી પડી.

તોરીલાલના હ્રદયમાં ચપળાને માટે દયાની લાગણી ઉભરાઇ ગઇ, અને નિઃશ્વાસ નાંખતો બોલ્યો "અરેરે! તારા જેવી એક સકોમળ સુંદરી પર આવો શીતમ ! વારૂં હરકત નહીં. તું શાંતિ રાખ. તને હવે તમામ સંકટમાંથી હું મુક્ત કરીશ, અને તારો પરિતાપ હવે કદી પણ રહેવા નહીંજ પામે. પ્રથમ આ તારા બંને દુશ્મનોને અહીંથી ભગાડવા દે, અને પછી તારી જીંદગી સુખી કેમ કરવી તે વિષે આપણે બંને મળી સમજીને વિચાર

કરીશું. એ બંને પાપીઓને અત્યારે ને અત્યારે અહીંથી ભગાડું તો તેમાં તને કંઇ વાંધો છે કે ? ”

“ એમાં મને વાંધો શાનો ? માત્ર મને ધાસ્તિ એટલીજ રહેશે કે, અત્યારે જો કે તમારા ત્રાસથી બ્હીને એ બંને ચાલ્યાં જશે, પણ બે દહાડે, ચાર દહાડે કે મહિને, અગર જયારે પણ મને દેખશે ત્યારે એ નિર્દય જમડો ને જમડી મને ભવિષ્યમાં હેરાન કરશે ! ”

“ ભવિષ્યનો ભય તો તારે રાખવાનોજ નથી; કેમકે હમણાં એ પાપીઓની પીડા દૂર પતાવ્યા પછી ભવિષ્યના ભયમાંથી પણ તને મુક્ત કરવી તથા તને સુખી કેવે પ્રકારે કરવી, તેનો પણ બંદોબસ્ત હું કરીશ; પરંતુ તે વિષે આપણે પછી નિરાંતે વાત કરીશું. હમણાં એ હરામખોરોને અહીંથી હાંકી કહાડવાં, એજ અત્યારે તો ખાસ જરૂરનું છે. ”

“ વારૂ, એ બંને જઇને એમની ટોળીને મળશે, અને તેને ઉશ્કેરીને પુનઃ અત્રે તે ટોળીનાં તમામ માણસો આવી કંઇ તોફાની તૂન જગાવશે તો ? ”

“ તેવી બ્હીક તારે રાખવીજ નહીં. તે વખતે પણ હું તો છુંની ? અરે ! તેમનાં બધાંના બાર વગાડી દઉં તો ! ”

“તો મને પૂછવાની જરૂર નથી. તમને યોગ્ય લાગે તેમ કરો.”

તરતજ તોરીલાલે બહાર આવીને પોતાના હાથમાંની લાકડી અફાળીને જણાવ્યું “ હરામખોરો ! તમારૂં તમામ પાપ પકડાયું છે, પણ માત્ર દયાને ખાતરજ તમને જતાં મૂકું છું, તો તમે એકદમ અહીંથી તમારૂં કાળું કરો—નહીં તો તમારા બાર વગાડી નાંખીશ ! ”

ચેતનદાસ તથા તાપી કંઇ પણ બોલ્યાં વિના એકદમ ત્યાંથી પસાર થઇ ગયાં, અને ત્યાંથી તેઓ પોતાની ટોળીને મળવા માટે સીધાં શુક્લતીર્થ તરફ સંચર્યાં. એટલામાં અર્ધે રસ્તે તે ટોળી પણ તેમને મળી ગઈ. તેની સમક્ષ ચપળાને લગતી તમામ વાત તેમણે કહી સંભળાવી, પરંતુ તે ટોળીનાં માણસોએ ચપળાના જવા બદલ જરા પણ દિલગિરી બતાવી નહીં, અને તે વાત દબાઇજ ગઇ.

---

# ચક્ર ૩૬ મું.

## દોહરો.

ધાર્યું તોરીલાલનું, થયું બરાબર હાલ;
પણ મતલબ શાની સરે, ફોકટ સહી જંજાળ!

### પરિશ્રમ પાણીમાં !

હવે તોરીલાલને આનંદ ઉપજ્યો; કેમકે ચેતનદાસ તથા તાપીને હાંકી કહાડી માત્ર ચપળાને એકલી રાખવાની જે તેની મૂળ મતલબ હતી તે તો પાર પડીજ. તેથી તે હિમ્મતમાં આવી ગયો, અને હવે ચપળાને કહેવા લાગ્યો કે " બોલ ત્યારે ચપળા, હવે તારો શો વિચાર છે ? "

" જે આપનો વિચાર તેજ મારો વિચાર ! આ સમયે આપજ મારા મુખત્યાર છો ભાઇ ! "

" ચપળા ! હું તારો ભાઈ વળી કયા દહાડાનો થયો ? તું મને ભાઇને નામે કેમ બોલાવે છે ? "

" પર પુરૂષ તમામને હું મારા ભાઈ સમાનજ સમજું છું. "

"હવે એ વાત જવા દે. એવી અલ્પ બાબત લંબાવવામાં કંઈ માલ નહીં." કહીને તોરીલાલે પોતાની ધારેલી વાતનોજ ઘાટ ઘડવા માંડયો, અને તે બોલ્યો "હું ધારૂં છું કે, હવે તો તે પાપીઓને માટે તમારા મનમાં કોઈ પણ પ્રકારની ધાસ્તિ નહીંજ હોય."

"તમારા જેવા મ્હોટા માણસનો આધાર મળયાં પછી હવે મારે શા માટે ધાસ્તિ રાખવી?"

"તે તારી વાત બરાબર છે. મારા દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી તો તારો વાળ પણ વાંકો નહીંજ થવા દઉં. વારૂં, હવે તું અહીં રહેવા માંગે છે કે બીજે કશે તારે જવું છે? તારાં માતા-પિતા સુરતમાં છે તો તેમને ત્યાં તારે પાછાં જવું છે? અગર તારાં કહેવા પ્રમાણે તારૂં સાસરૂં મુબઈમાં છે, ત્યાં તારે જવું છે? તારી શી મરજી છે?"

"મારી મરજી તો મારા પતિને ત્યાં મુંબઇ જવાની છે, પણ તેમનું ઠામ-ઠેકાણું મને માલમ નથી તેથી તો ત્યાં મારી ભૂંડી દશા થઈ, અને આખરે નિરૂપાયે પેલા વેરાગિઓની ટોળીને વશ થઇ! તેમાં પણ મારી કેવી દુર્દશા થઇ, તે તમે જાણી તો લીધું છે! બીજું વધારે તો શું કહું? પરમાત્માએ મારૂં જીવનજ દુઃખ દરિયામાં ડુબતુ રાખ્યું છે!" કહેતાં તેણી રડી પડી, અને તેણી અત્યંત આક્રંદ કરતાં બોલી "માતા-પિતાને ત્યાં હતી ત્યારે પતિને ત્યાં જવાને જીવ તલપી રહ્યો, અને માતા-પિતાનું મકાન તેમની પરવાનગી વિના તજીને મુબઇ ગઈ તો ત્યાં પણ 'નસીબ બે ડગલાં આગળનું આગળજ' તેવું વિપરિત બન્યું! જે મળ્યા તે મૂવા લુચ્ચા, ઠગારા, ધુતારા,

અને ભામટાજ મળ્યા ! તેઓએ મને બદનિષ્ઠાથી ફસાવવાનીજ તદબીરો રચ્યા કરી, પરંતુ મારો પરમેશ્વર એટલો પાધરો કે, તે પાપીઓનાં મોંમાંથી હું બચીને નીકળી નહોતી ! તે પછી સંસાર અસાર સમજી સંત મંડળીમાં દાખલ થઈ નિવૃત્તિ માર્ગ ગૃહણ કીધો તો ત્યાં પણ પાપની પ્રવૃત્તિએ મને ઘેરી લીધી ! એટલે ત્યાં વળી આ ચેતનીઓ જાગ્યો, અને તેણે મને ભ્રષ્ટ કરવાની ભૂંડી આશા રાખી ! તેમાંથી તમારાં પ્રતાપે બચી તો છું, પણ મારૂં શીઅળ સચવાશે કે તે પવિત્રતાનો ભંગ થશે ? તે મને તો કંઇ સમજાતુંજ નથી ! તમને મેં ભાઇ કહીને બોલાવ્યા તો તમને પણ ગુસ્સો લાગ્યો ! આ પણ મારાં કર્મની દશા સમજવી કે બીજું કાંઇ ? હવે મારે શું કરવું તેની પણ મને સમજ પડતી નથી ! અરે ! મારા પરમેશ્વર ! હવે તો આ દુઃખદાયક દુનીઆમાંથી મને ઉપાડી લે તોજ હું સુખી થાઉં !"

આ કલ્પાંત સાંભળીને તોરીલાલે યુક્તિથી તેણીને સમજાવવાની રીત ચલાવી, અને પૂછયું "પીયેરમાં જવામાં તમારૂં માન ભંગ થશે, અને સાસરાનો આશરો પણ અવળોજ મનાયો છે તો શા માટે એ બંને રસ્તા છોડી ત્રિજો સુખી થવાનો રૂડો રસ્તો તું લેતી નથી ?"

"તે ત્રિજો રસ્તો વળી કોઈ નવો છે કે ? તેવો કોઇ સુખનો સન્માર્ગ હોય તો બતાવોની ભાઇ !"

"તે રસ્તો છે તો સુખનોજ, પણ તમને તે મનાશે ત્યારેની ?"

"સુખનો રસ્તો કેમ નહીં મનાય વારૂં ?"

"તે રસ્તો એજ કે, તમારે કોઇ પણ યોગ્ય યૂવાનનાં સ્નેહ સંબંધમાં રહેવું, અને તેની પતિ તરીકેજ તેનો સર્વ પ્રકારે

ગૃહસ્થાશ્રમ શોભાવવો. આ રસ્તો શું ખોટો છે કે ? ”

“ માફ કરજો ભાઈ ! મારે મનને તો તે રસ્તો ખોટોજ છે, એટલુંજ નહીં પણ મારી નીતિનું નસંતાન વાળનારો, તેમજ મારાં પતિવૃત્તાપણાંને પાપ વળગાડવા જેવોજ છે ! તેને માટે તો હું તમને પ્રારંભમાંજ કહી ચૂકી છું કે, મારા પરણેતર પતિ શિવાયના તમામ પર પુરૂષ મારે ભાઈ ને બાપ બરાબર છે ! હું અનીતિના નર્ક કુંડમાં પડવા ઈચ્છતીજ નથી. ”

“ તું આવોજ મમત ધરાવે છે તો હવે મારો વિશેષ બોલવાનો વિચારજ નથી. હવે તારે કયાં જવું છે ? ”

“ મારો વિચાર પુનઃ મુંબઇ જઇ મારા સ્વામિની શોધ કરવાનો છે ! ”

“ તો ભલે. આવતી કાલે બપોરની ગાડીમાં કે તું કહેશે તે ગાડીમાં તને હું મુંબઇ મોકલવાની ગોઠવણ કરીશ. આજની રાત તો તું અત્રેજ રહે, અને હું મારે મકાને જઇશ. આ મકાનનાં બારણાં હું જાઉં કે તું તરતજ અંદરથી સાંકળ દઇને બંધ કરી દેજે. પ્રભાતમાં તારો ખાવા વગેરેનો બંદોબસ્ત પણ કરીશ. ” કહીને તોરીલાલ વિદાયે થયો, અને ચપળા પણ તરતજ બારણાં બંધ કરીને એક શેત્રંજી પર આડી પડી, પરંતુ તેણીને આખી રાત નિદ્રા તો આવીજ નહીં.

---

# ચક્ર ૩૭ મું.

### દોહરો.

તોરીલાલ પ્રભાતમાં, સુરતીલાલની પાસ;
વાત ફુટી ત્યાં રાતની, ગુપ્ત રહી નહીં ખાસ!

### થાપબાજી ઠંડી થઇ ગઈ!

પ્રભાત થતાંજ તોરીલાલ પોતાને મકાનેથી નીકળીને સુરતીલાલની પાસે ગયો, અને જતાંની સાથેજ તોરીલાલ બોલી ઉઠયો "આજે તો આખી રાત ઉંઘજ આવી નહીં! હવે આખો દહાડો ઑફીસમાં કામ પણ શું થશે? મહા સંતાપ થાય છે!"

સ્નેહી સુરતિલાલે રાત્રિનો 'સીન' સ્વનેત્રોએ નિહાળેલો હોવાથી, તેમજ તોરીલાલની થાપબાજીના સ્વભાવનો તે જાણીતો હોવાથી તે સમજી ગયો કે "આ ભાઇ સાહેબ રાતની વાતને માટે અત્યારથી મને અંધારામાં રાખવા રચના રચે છે, માટે હમણાં તો એની થાપબાજીને બરાબર સાંભળ્યાજ કરવી, એની વાતને હાએ હા ભણવી, અને પછી એનું પોકળ પકડીને એને ઝાંખો પાડી દેવો." આવા વિચારથીજ સુરતીલાલે તેને પૂછયું "રાતના કેમ ઉંઘ નહીં આવી? કંઈ કામમાં પડયા હતા કે કોઇ મ્હોટા વિચારમાં મગજને કેથે હવા ખાવા મોકલ્યું હતું? બાયડીની સાથે કંઇ તકરાર થઇ હતી?"

"તેવું તો કશું નહોતું, પણ એક અગત્યની ઑફીસની ખટપટમાં મગજ પડી ગયું, અને તેના વિચારમાં ઉંઘ ઉડી ગઇ તે ગઇ! પ્રભાત થતાં સુધી આંખો મીંચાઇજ નહીં!"

"પણ તમારે ઘેર તો હંમેશનાં કરતાં તમે વહેલાંજ

ગઇ કાલે ગયા હતા.”

“ હાસ્તો. સાડા સાતમાં ઘેર ગયો, અને જમીને સાડા આઠમાં તો બિછાનામાં પણ પડયો, તો પણ ઉંઘ આવી નહીં !”

“ કદાચ તમારી ઉંઘ ગઇ કાલે નર્મદા કિનારે પેલું ભજન સાંભળવા ગઈ હશે, અને તે ભજન ગાનારી તમારી ઉંઘ તફરાવી ગઇ હશે, એમજ મને લાગે છે ! પછી ખરૂં–ખોટું તમને ખબર !”

“ તમને તો મશ્કરી કરવાનીજ ટેવ પડી છે ! ” તોરીલાલ ચીડવાઇને બોલ્યો “ હું શું ખોટું બોલું છું ? તમારી આગળ કદી પણ ખોટું બોલુંજ નહીં. ”

“ તે તો બરાબર છે કે, તમે ખોટું નહીં બોલો, અને ખરૂં પણ નહીં બોલો !”

“ વાહ ! આ પણ જશપર જુતિયાં ! તમો તો છોજ બડા વહેમી !”

“ એમ કે ? ” સુરતીલાલે હવે તેનું પોકળ ફોડી દેતાં જણાવ્યું “ અને મને મારે મકાને રસ્તેથી વિદાયે કીધાં પછી પેલી સાધુડી પાસે વાત કરવાને, તેમજ તેઓ ત્રણેની ટોળીને પેલા મકાનમાં રાતનાજ લઇ જવાને તમે તો નહીંજ, પણ કોઇ બીજો તોરીલાલ આવ્યો હતો, એમજની ?”

તોરીલાલ માથું ખજવાળવા મંડી પડયો, અને પોતાનાં પાપને ઘડો ફુટી જવાથી તે હસીને બોલ્યો “ તમે પણ મારા માથાના મળ્યા ! પણ તે વાત હું કયાં તમારાથી ગુપ્ત રાખવાનો હતો ? તે વાત કરવાને તો આજે અત્યારે તમારી પાસે ચાલી ચલાવીને આવ્યો છું. ”

“ વારૂં સમજયો ! હવે તમારી રાતનિ ખુબિની વાત

હોય તે જણાવોની ! "

તોરીલાલે તાખડતોખ તમામ વાત પોતાના મિત્રને કહી સંભળાવી, અને પૂછ્યું "હવે રસ્તો કયો લેવો ? તમારી સલાહ શી છે ? તેણીને અહીંજ રાખવી કે વિદાયે કરી દેવી ? "

"તમારો પોતાનો શો વિચાર છે તે તો પ્રથમ જણાવો !"

"મારૂં મગજ તો મુઝાઇ ગયું છે, માટે તો તમો મ્હોટા ભાઇની સલાહ લેવાની જરૂર પડી છે. "

"વારૂં તો તે બાઈ હજી તે ઘરમાંજ છે કે બીજે કોઇ સ્થળે રાખી છે ? "

"તેજ ઘરમાં છે. "

"તેણીની વાત જે તમે મને કહી સંભળાવી, તે પરથી તો તેણી પૂરી પતિવૃત્તાજ ભાષે છે. "

"હા. એમજ છે. તેણી સંપૂર્ણ નીતિવાન છે. "

"તો ચાલો તમે ને હું બંને તેણીને મળીએ, અને સમજાવીને તેણીને અહીંથી વિદાયે કરીએ. "

"હું તો હવે તેણીને મારૂં મોં નહીંજ બતાવું. લો આ રૂપીઆ, અને તેણીને પતાવીને રવાના કરી દો. "

"પહલાડયું તમે, અને હજામત મારે કરવાની કે ? "

"હાસ્તો ! મ્હોટા ભાઈ મફતમાં થયા છો ? તમારેજ પતાવવું પડશે. મેં તો તમારા હાથમાં આ રૂપીઆ આપ્યા, અને હવે તમારી મરજીમાં આવે તેમ કરો. " કહીને તોરીલાલ ઝપાટાબંધ ત્યાંથી રસ્તો માપી ગયો !

સુરતીલાલે તે રૂપીઆ પોતાના ખીસામાં મૂકયા, અને પછી તે કોટ પહેરીને ચપળાને સખી હતી તે મકાને ગયો.

---

# અંક ૩૮ મું.

## દોહરો.

ચપળાને સમજાવતાં, સુરતીલાલ શરમાય;
આખર યૂવતિ ભરૂચથી, જલદી થાય વિદાય.

## રવાનગી.

વયોવૃદ્ધ સુરતીલાલ પોતાના બંધુ સમાન મિત્રનાં માનને માટે ચપળાની પાસે ગયો.

" તમે કોણ છો કાકા ? " ચપળાએ ચકિત થઇ સુરતીલાલને પૂછ્યું " રાત વાળા તો તમે નહીંજ. "

" રાત વાળા તો મારા મિત્ર તોરીલાલ હતા, અને તેમણેજ મને તારી પાસે મોકલ્યો છે. તું બ્હીશ નહીં. તું તો મારી બેટી બરાબર છે. તારી તમામ વાત મારા મિત્રે મને કરી છે, અને તેણેજ મને તારી મરજી માફક વ્યવસ્થા કરવાને મોકલ્યો છે. મેં સાંભળ્યું છે તે પ્રમાણે તું તારા પતિને ત્યાં જવાનીજ ઇચ્છા ધરાવે છે. "

" પણ મુંબઇમાં મારા પતિનું મકાન ક્યાં છે તે મને ખબર નહીં હોવાથી મુંબઈ એક વાર ગઇ તો ત્યાં અનેક આફતોમાં અથડાઇ ! માટે મુંબઇમાં પુનઃ જઇને મારા પતિનું મકાન કેવી રીતે શોધવું તેજ મુશ્કેલીની વાત છેની ! "

" તેને માટે હું મુંબઇમાં બધો બંદોબસ્ત કરી આપીશ. ત્યાં મારો એક ખાસ મિત્ર છે, તેના પર હું પત્ર લખી આપીશ, અને તે તારા પતિના મકાનની શોધ કરી તેને ઘેર તને સહિસલામત પહોંચાડે તેવીજ ગોઠવણ કરશે. "

" ત્યારે તો ઘણું સારું ! "

" વારું, તેમ કરીશ. હું તેને પ્રથમ તાર કરીશ, એટલે તે સ્ટેશનપર પણ તને લેવાને આવશે, અને પછી તને કોઇ વાતનો વાંધોજ રહેશે નહીં. "

" મ્હોટી મહેરબાની કાકા ! " ચપળા અત્યંત સંતોષ પામી.

તરતજ સુરતીલાલે પોતાના ખીસામાંથી કાગળ કહાડીને મુંબઈના પોતાના મિત્રપર યોગ્ય રીતે પત્ર લખ્યો. ચપળાને તે વાંચી સંભળાવ્યો, અને એક કવરમાં મૂકીને તે ચપળાને સ્વાધિન કીધો. પછી સુરતીલાલે તેણીને જણાવ્યું " અત્રેથી બપોરે એક વાગે પ્રાસ્ટ ઉપડે છે, તેમાં તારે જવાનું છે. "

" તે ગાડી મુંબઇ ક્યારે પહોંચશે ? વળી કયે સ્ટેશને મારે ઉતરવું ? "

" ગ્રાંટરોડના સ્ટેશને ઉતરવું, અને રાત્રે નવ વાગતાંને સુમારે ત્યાં પહોંચશે. "

" બાપરે ! રાત્રે પહોંચાય ! એ ગાડી તો કામની નહીં ! "

" તેમાં શી હરકત છે ? સ્ટેશનપર મારો મિત્ર તને તેડવાને આવશેની ? "

" પણ તે કદાચ નહીં આવી શકે, અગર તમારો તાર તેને નહીંજ મળે તો ? "

" ખાસ એક્સપ્રેસ તાર કરીશ, એટલે કોઈ જાતનો વાંધોજ નહીં. " કહીને સુરતીલાલે પોતાના ખીસામાંથી દશ રૂપીઆની નોટ કહાડીને તેણીને આપી, અને કહ્યું " આ દશ રૂપીઆ તારી પાસે રાખજે, અને તે જરૂર પડે તો વાપરજે. ટિકેટ તો હું તને કરાવી આપીશ. "

" તો પછી મારે દશ રૂપીઆનું શું કામ છે? એટલી બધી તસ્દી તમને શા માટે મારે આપવી જોઇએ? "

" હરકત નહીં. મુંબઇ જઇને તું ઠરીઠામ પડે, અને તારૂં ભલું થાય, એટલે બસ. "

" આપના આશિરવાદથી ભલુંજ થશે, કાકા ! "

બાદ સુરતીલાલે બપોરે એક ભાડાંની ગાડી લાવીને તેમાં તેણીને પણ પોતાની સાથેજ બેસાડીને તેઓ સ્ટેશનપર ગયાં તથા ટિકેટ કરાવીને ગાડી આવતાંજ તેણીને રવાના કરી દીધી. વળી તેણીને વચન આપ્યા પ્રમાણે સુરતીલાલે મુંબઈ વાળા મિત્રને તાર પણ મોકલી આપ્યો.

સુરતીલાલે પાછી પોતાના મિત્ર તોરીલાલની પાસે જઇને તેને ઉપલી વ્યવસ્થાની વાત કરતાં તોરીલાલ બોલ્યો "ચાલો! માથે આવી પડેલી પીડા પતિ ગઇ ! તમે પણ બાસો મઝાહનો ઘાટ ઉતારી દીધો ભાઇ ! " કહી બંને મિત્રો આનંદમાં બેઠાં.

---

## ચપળાનાં નેત્રો નિર્મળ–નિરવિકારી–નીતિવાન કેમ રહી શકયાં ?

કારણ તેણીએ, સુરત ખાતે વાડીફળીઆ કોટસફીલપર, વંશપરંપરાથી ચાલતા આવેલા ઔષદ્ધાલયના **વૈદ્ય રતીલાલ ત્રીભોવનદાસની** અસરકારક દવા પોતાનાં નેત્રોમાં નંખાવી હતી, કે જે વૈદ્ય નેત્રોના ઉપચારમાં નામાંકિત છે.

# ચક્ર ૩૯ મું.

દોહરો.

ચપળા રસ્તામાં વળી, કરે વિચિત્ર વિચાર;
ચિત્ત ચઢયું છે ચક્રપર, વક્ર દિવસ નિરધાર.

## સવ્યનું અવસવ્ય !

પેલા સાધુઓની ટોળી, જે ભરૂચથી શુકલતીર્થ ગઈ હતી, અને ચેતનદાસ તથા તાપી તેમને માર્ગમાંજ મળ્યાં હતાં, તે ટોળી ભરૂચથી પગરસ્તે અંકલેશ્વર ગઇ હતી, અને અંકલેશ્વરનું સ્ટેશન આવતાંજ ચપળાએ તે ટોળીને સ્ટેશન પર દીઠી, અને તરતજ ચપળાનાં હોસકોસ ઉડી ગયાં ! અંકલેશ્વરના સ્ટેશન પર ગાડી ઉભી રહી, અને જે ડબ્બામાં ચપળા બેઠી હતી તેજ ડબ્બામાં તે ટોળી પણ ઘુસી, અને ચેતનદાસે તથા તાપીએ તેણીને દીઠી. તેમજ ટોળીના અન્ય માણસોની નજર પણ ચપળાપર પડી ! હવે ચેતનદાસને શૂર વ્યાપ્યું, અને ચપળા તરફ આંખો ઘુરકાવીને તે જોવા લાગ્યો ! તાપીએ તેને ધીરે સ્વરે સૂચના કરી કે " ભાઇ ચેતનદાસ, તમે હમણાં ચપળાની સામું જોવાનુંજ મૂકી દો, અને તેણીને હમણાં બોલાવતાં પણ નહીં. જાણે ઓળખતાંજ નથી, એમ મૌન્ય રાખજો. "

" અરે બહેન ! તમે આમ કેમ બોલો છો ? મને તો અત્યારે એવો ક્રોધ વ્યાપ્યો છે કે, જાણે હમણાં ને હમણાંજ એ કુબજાનો ટોટો પીસી નાંખું ! "

" તમે તો ગાંડા છો ! જરા ધીરા પડો ! વળી એને ફસાવવાની નવીજ યુક્તિ કરીશું, અને ગમે તેમ કરીને પણ

અને તો તમારી પત્નિ–અર્ધાંગનાજ બનાવીશ. ”

“ પણ એ વળી કંઇ રસ્તામાં ઉતરી પડશે તો ? પછી તો હાથમાં આવેલો શિકાર પાછો ગયાં જેવુંજ બનશેની ? ”

“ જયાં સુધી પરમાત્મા આપણી તરફેણમાં–સાબતામાં છે, ત્યાં સુધી તો એ શિકાર આપણોજ છે, અને તે આપણાંજ આશ્રયમાં આવશે. ”

“ તમે ભલે પરમેશ્વરપર વિશ્વાસ રાખો! મને તો નથી!”

હવે તાપીએ નવો તાલ ચલાવ્યો. તે ટોળીમાં ભવ્યદાસ, ભક્તરાજ અને ભડવીરદાસ નામના જે વૃદ્ધ સાધુઓ હતા, તેઓ ખરેખરા સાધુ, ધર્માત્મા અને પવિત્રજ હતા, અને તેઓમાં ભવ્યદાસ વિશેષ વૃદ્ધ હોવાથી તે મંડળના મુખી તરીકે તેમનેજ સર્વ કોઇ માનતાં હતાં. તે ભવ્યદાસ તદ્દન સ્પષ્ટ વક્તા, અને ન્યાયી હતા, અને તેથીજ તેમનું માન મંડળમાં એવું તો અતોલ હતું કે, તેમની આજ્ઞા તથા તેમનાં વચનનું, મંડળનાં તમામ માણસો માન્ય રાખતાં હતાં. તે ભવ્યદાસની પાસે તાપી ગઇ, અને આસ્તે રહીને તેની બાજુમાંજ તેણી ગોઠવાઇ ગઇ. બાદ તેણીએ ભવ્યદાસના કાનમાં જણાવ્યું કે “ ગુરૂજી ! પેલી ચપળા, જેણી આપણાં મંડળમાં હતી તેણી પણ આ ડબ્બામાં બેઠી છે ! ”

“ તેણી અહીં કયાંથી ? ” ભવ્યદાસે વિસ્મયતાથી પૂછયું “ તેણી શું આપણાં મંડળમાં પુનઃ દાખલ થઇ છે કે ? ”

“ નાજી. આપણે અંકલેશ્વરના સ્ટેશનેથી બેઠાં, અને તે વખતે તેણી પણ આ ડબ્બામાંજ હતી, જેથી મને ભાષે છે કે, તેણી ભરૂચથી આવી હશે. ”

“ભલે આવી હોય. તેણીને બોલાવવાનું કાંઇ પ્રયોજન નથી.”

" આપણને તો પ્રયોજન નથીજ, પણ જો તણી આપણી સાથે પુનઃ ભળવા માંગતી હોય, અને તેણી તે વિષે આપની પ્રાર્થના કરવાને શરમાતી પણ હોય, માટે આપ જો તેણીને બોલાવીને તેણીના મનની વાત જાણવાની કૃપા કરશો તો તેમાં કંઇ ખોટું છે કે ? "

" ખોટું તો નથી, પણ તે વિષે મને યોગ્ય લાગશે ત્યારે તેણીને હું બોલાવીશ. "

" વારૂંજી. " કહીને તાપી પુનઃ પોતાની પ્રથમની જગા પર જઇને બેઠી.

ચપળા પણ તાપીનાં આ બધાં ચેનચાળા જોયાંજ કરતી હતી, અને તેણી થોડી થોડી વારે ચેતનદાસ તરફ પણ તિરઃ-સ્કારની નજરે નિહાળતી હતી. તેણીનાં પેટમાં ધાસ્કો તો મ્હોટો પેઠો હતો, પણ ગાડીમાં સંખ્યાબંધ માણસો હોવાથી તેણીને હિમ્મત હતી કે " જો આ ચેતનદાસ કે તાપી, અગર આ ટોળીમાંનો કોઇ પણ માણસ કંઇ પણ તોફાન કરશે અથવા મને સતાવવાની તજવીજ કરશે તો તેજ વખતે આ બધાં ઉતારૂઓની સાહાતા મને અવશ્ય મળશેજ. " આમ વિચારી તેણી પણ ધીરજ રાખીને બેસીજ રહી.

# ચક્ર ૪૦ મું.

### દોહરો.

ભવ્યદાસ સાધુ શુરા, સત્ય ન્યાયના સંત;
ચપળાની વાતો સુણી, ન્યાય કર્યો બલવંત.

### ચપળા પુનઃ સાધુડી !

સત્યનો સદા જય છે. વાંચનાર ! વિચારજો, અને તમે પણ ન્યાય કરજો. સુરતનું સ્ટેશન ગયાં પછી ભવ્યદાસે તરતજ ચપળાને પોતાની પાસે બોલાવી, જે પરથી ચપળા ઉઠીને તેની પાસે ગઇ, અને તેમનાં ચર્ણુમાં માથું મૂકીને નમન કીધાં પછી ભવ્યદાસે ભાવથી તેણીને પૂછ્યું " બેટા, ક્યાં જાય છે ? "

" મહારાજ ! નર્કકુંડમાં નિવાસ કરવાને ! " ચપળાની આંખોમાંથી આમ શબ્દોચ્ચાર થતાંજ આંસુ નીકળવા માંડયાં.

ભવ્યદાસને ચપળાની બાબતમાં ચેતનદાસે તથા તાપીએ તરેહવાર તોફાની ને તરકટી વાતો ભેરવી હતી, તેથી તેનું મન ચપળા પ્રત્યે શુદ્ધ તો નહોતુંજ, તો પણ ચપળાની પાસેથી તેના સંબંધમાં વિશેષ વાત કઢાવવા માટે તેણે ઠંડાઇથીજ તેણીને પૂછ્યું " તારી વાતપરથી મને વિસ્મયતા ઉપજે છે ! તું રડે છે શા માટે ? "

" મહારાજ ! મનમાં દુઃખ થયાં વિના કંઇ રડવું આવે અરે ? હું દરેક પ્રકારે દુઃખી છું ! "

" પણ મેં તો સાંભળ્યું હતું કે, ભરૂચમાં તને એક પુરૂષનો આશ્રય મળવાથી તું તેની પાસે રહી, અને તેજ પુરૂષે ચેતનદાસ તથા તાપીને ખૂબ સપડાવીને તથા દમ દાટી આપીને કાંઢી

કહાડયાં હતાં. આ વાત ખરી કે ખોટી ? ”

“ મહારાજ ! આ વાતમાં કેટલુંક ખરૂં છે તેમાં ના નહીં, પણ તે પુરૂષનો આશ્રય માત્ર ટૂંક સમયને માટેજ મેં લીધેલો, અને મારી બિના તે પુરૂષની પાસે મારે કહ્યાં વિના અન્ય ઇલાજજ નહોતો, તેથી મેં તેમને મારા મહાભારત સંકટની વાત વિદિત કરી તથા તે સંકટમાંથી મને ઉગારવાને પણ મેં તેનેજ આજીજી કરી, જે પછીજ તેણે ચેતનદાસને તથા તાપીને હડેધૂત કરીને હાંકી કહાડયાં. આજ વાત ખરી છે. ”

“ તને એવું કયું મહાભારત સંકટ આવી પડયું હતું ? ”

“મહારાજ ! તે વાત પ્રગટ કરતાં મારી જીભ ઉપડતી નથી !”

“ પણ મારી મરજી તે જાણવાની છે, માટે તું કહે. ”

આપણી આજ્ઞાનો સ્વીકાર કરવાને હું બંધાયલી છું, પરંતુ તે વાત ચેતનદાસે તથા તાપીએ આપને વિદિત કરેલી હોવીજ જોઇએ તો પછી મારે પણ તેજ વાત આપને કહેવી તેમાં મને મોટો વિચાર થાય છે ! ”

“ તેમણે મને જે વાત કહેલી છે તે વાતનો ભેદ તારી વાત પરથી મને જૂદોજ ભાસે છે, માટે મારી મરજી તારે મોંઢેથી પણ તે વાત સાંભળવાની થઈ છે. ”

“ તો જેવી આપની ઇચ્છા ! ” ચપળાએ તરતજ ચેતનદાસ તથા તાપીના તરકટની તમામ ખરેખરી બિના કહી સંભળાવી, અને છેવટે તેણી એટલુંજ બોલી કે “ જો હું ભરૂચમાં તે પુરૂષનો આશ્રય નહીંજ લેત તો મારા ધર્મ એ બંને મળીને કલંકિત કરેત ! આ વાતમાં મારો જે પણ દોષ હોય તે આપ મને ફરમાવો, અને તે બદલ આપને યોગ્ય લાગે તે શિક્ષા

પણ મને કરો. ”

ભગ્યદાસના મગજમાં હવે તમામ ભેદ સમજાઈ ગયો, અને ચેતનદાસ તથા તાપીની વાત સાંભળ્યાં પછી ચપળાની વાત સાંભળીને તો તેના મગજમાં ઉથલપાથલ થઇ ગઇ ! ન્યાય નીતિને આધારેજ તેણે તમામ વાતનો એકજ સાર કહાડયો કે “ જો ચેતનદાસ તથા તાપીએ આ બાપડી ભલી છોકરીને સતાવવાની બદનિષ્ઠા ભરેલી તજવીજ ચલાવી નહીં હોત તો આ છોકરી કંઈ પણ ગરબડ કરવાને તત્પર થાતજ નહીં. તે બિચારી બ્હીધી, અને તેથીજ તેઓનો ત્યાગ કરવા માટે તેણીએ ભરૂચમાં તેવો માર્ગ મેળવ્યો. પોતાની નીતિનાં સંરક્ષણને માટે તેણીએ ધન્યવાદ ભરેલી હિમ્મત પણ બતાવી છે, માટે તેણીને સાબાશી આપવાની સાથે ચેતનદાસ તથા તાપીને પણ યોગ્ય માર્ગે બતાવવો જોઇએ. ” આમ વિચાર કરીને તેણે તાપી તથા ચેતનદાસને પોતાની સન્મૂખ બોલાવીને અતિશય વિકાળ વદને, અને મ્હોટા બરાડા પાડીને જુસ્સાથી જણાવ્યું “ ઓ નીચ, લુચ્ચા, હરામખોર, અને બદદાનતનાં પ્રાણીઓ તમારો નર્કમાં નિવાસ થશે, માટે જાઓ તમારૂં કાળું કરો ! તમારાં મોં જોવાને પણ હું રાજી નથી ! તમારાં જેવાં અપવિત્ર માણસો મારા મંડળમાં નહીં જોઇએ. તમારી મરજીમાં આવે ત્યાં ભટકીને ભીખ માંગજો !” આટલું જણાવી મહારાજે આંખો મીંચી દીધી, પણ તેજ ડબ્બામાં બેઠેલાંઓ આ ગડબડાટ સાંભળીને મૂળ મુદ્દાની વાત જાણવા માટે પૂછપરછ કરવા લાગ્યાં. તેઓ પણ અંદરનો ભેદ સાંભળીને ચેતનદાસ તથા તાપીની તરફ “ થૂ–થૂ ” કરવા લાગ્યાં, જેથી તેઓ બંને તદન ભોઠાં પડી ગયાં, તેમજ પોતાનો અપરાધ

છુપાવવાને વિશેષ તજવીજ કરવાની હિમ્મત પણ તેમણે નહીં કરતાં તેઓ વચમાંજ વલસાડનું સ્ટેશન આવતાં મૂંગે મોંઢે ઉતરી પડયાં. તેઓની પાછળજ તાપીની પ્રેમજાળમાં પડેલો સાધુ મહારાજ પણ ત્યાંજ ઉતરી પડયો.

બાદ ભવ્યદાસે આંખો ખોલીને ચપળા પ્રત્યે પૂછયું "બેટા! મેં બરાબર ન્યાય તો કર્યો છે, પણ તારો શો વિચાર છે? મારા મંડળમાં રહેવાની તારી મરજી છે?"

"મારી તો મરજી પૂરેપૂરી છે, પણ મારી નીતિનું રક્ષણ આપેજ કરવાનું છે."

"તે માટે તું નિશ્ચિંત રહેજે. મારી હયાતિ સુધી તો તારા નીતિ ધર્મનું રક્ષણ કરવામાં વાંધો નહીંજ આવે."

"તો પછી આપની પાસે રહી ભગવત ભજન કરવામાં મને પણ આનંદજ મનાશે." કહીને ચપળાએ હાથ જોડી ભવ્યદાસને નમન કર્યું, અને તેણી પુનઃ તેમના મંડળમાં મળી ગઇ.

---

# ચક્ર ૪૧ મું.

### દોહરો.

સંત સમાગમ શ્રેષ્ઠ છે, ચપળા માને એમઃ
સારાં સંતો પર ખરી, જગદીશ્વરની રહેમ.

### ચપળા આનંદમાં!

હવે ચપળાનું મન કંઇક સ્થીર થયું. વલસાડના સ્ટેશને પેલા ત્રણ જણાં ઉતરી ગયાં પછી, અને સંત મંડળમાંજ ચપળાનો નિવાસ નિર્માણ થયાં પછી તેણીના જીવને ધૈર્ય તથા

શાંતિ વળવા માંડી.

ગાડીમાં ભવ્યદાસે ચપળાને પૂછયું "હવે આપણે કયાં મુકામ કરીશું ?"

"મારી પાસે તો મુંબઇની ટિકેટ છે, પણ આપ સર્વેએ કયાંની ટિકેટ લીધી છે ?"

"અમે ટિકેટ લીધીજ નથી. સાધુ સંતોને ઘણીખરી વાર રેલવે વાળાઓ ધારમિક તથા દયાળુપણાંથી વગર ટિકેટે ટ્રેનમાં બેસવા દે છે."

"તો આપે કયાં જવાનો વિચાર રાખ્યો છે મહારાજ ?"

"કોઇ ચોક્કસ જગા ધારીને ટ્રેનમાં બેઠો નથી, તો પણ મારી ઇચ્છા તો એવી ખરી કે, જો કોઇ પવિત્ર તીર્થમાં મુકામ કરીએ તો સારૂં."

"આટલામાં કોઈ તેવું તીર્થ હોય એમ મને તો કશું માલમ નથી. આ તરફ આવવા કરતાં આપણે જો ગુજરાત તરફ ગયા હોત તો તે તરફ આપણને અનેક તીર્થનો લાભ મળી શકતે."

"તો આપણે એમ કરીશું કે, વચમાંજ કોઇ સારૂં ગામ આવે તે સ્ટેશને ઉતરી પડીને ત્યાં એકાદ રાત્રિ મુકામ કીધાં પછી પાછાં વળીશું ?"

"જેમ આપની ઇચ્છા !"

"મારી ઇચ્છા તેવીજ છે." કહીને ભવ્યદાસ વિચાર કરીને જેવું પાલગઢનું સ્ટેશન આવ્યું, કે તરત તેઓ તથા તેમનાં મંડળનાં માણસો ઉતરી પડયાં. સ્ટેશન બહાર જઇને એક ખુલ્લી ઝુંપડીમાં તેઓએ મુકામ કીધો, અને ચપળાએ સર્વ

સંતોની ખાધા-પીધાંની તજવીજ રીતસર પોતેજ રાખી.

બીજે દિવસે પ્રભાત થતાંજ ચપળાએ ગુરૂજીને પૂછ્યું " મહારાજ! આજ તો ખાવાનું કશું નથી, માટે આપ આજ્ઞા આપો તો આ ગામમાં ભિક્ષા માંગવા જઈએ, અને દાળ, ચોખા, લોટ વગેરે જે મળે તે લેતાં આવીએ ? "

" ના બેટા. વસ્તીમાં જવાની જરૂર નથી. તમે અહીંજ બેસીને ભજન ચલાવો, એટલે ખાવાનું અહીંજ મળી આવશે. "

" જેવી ગુરૂજીની આજ્ઞા. " કહીને ચપળાએ ભજનની તૈયારી કરી, અને બધાં સંતોએ તરતજ ભજન ગાવા માંડયું.

ભજનનો સ્વર સાંભળીને સંખ્યાબંધ માણસો ત્યાં ભેગાં થઇ ગયાં, અને થોડા સમયમાં તો ત્યાં જબરી ઠઠ જામી ગઇ. ધીમે ધીમે તેમના સમક્ષ પૈસા પણ પડવા મંડયા, અને કલાકેકમાં તો લગભગ ચારેક રૂપીઆ જેટલા પૈસાની વૃષ્ટી થઇ ગઇ. પછી ભજન બંધ કર્યું, અને દાળ, ચોખા વગેરેની તજવીજ કરીને રસોઇ બનાવી સર્વ સંતોએ ભોજન કરી મધ્યાને આરામ લીધો.

અત્રે પણ કામાન્ધ કીડાનું એક કૌતક જાગ્યું! એક શ્રીમાન ઘાટીના યૂવાનની નજર ચપળાને જોતાંજ ચલિત થઇ ગઈ, અને તે ત્યાંજ પડાવ નાંખીને ચોંટી બેઠો તથા ચપળાની સાથે તાણી તાણીને-ચપળાની ઇચ્છા નહીં છતાં-વાતો ચલાવવા લાગ્યો! તેમાં વાંધો એ આવ્યો કે, ચપળાનું ગુજરાતી બોલવું પેલા ઘાટીને સમજાય નહીં, અને તે ઘાટીનું દક્ષણી બોલવું ચપળાથી સમજાય નહીં! આથી એક-બીજાનાં બોલવાના ભાવાર્થ સમજવાને બંને જણાં અશક્તજ થઇ પડયાં, તોપણ તે યૂવાનની

વિષયવાસના ચપળા સમજી ગઈ, અને તેણીએ ચહેરાનાં ચમત્કારાથી તેના પ્રત્યે તિરઃસ્કાર દરશાવ્યો. તેમ છતાં તે યૂવાન ત્યાંથી ખસેજ નહીં! તેણે ચપળાને લલચાવવાને પોતાના હાથની આંગળી પરની સોનાની વીંટી કહાડીને ફેંકી! ચપળાએ તે વીંટી પાછી તેના તરફજ ફેંકી દીધી, જે દેખાવથી સર્વ સંતો ચમકયાં, અને ચપળાએ આ બનાવની વાત ગુરૂજીને કહેતાં જણાવ્યું કે "મહારાજ! આ યૂવાનને અહીંથી કહાડવો જોઇએ; કેમકે એની દાનત બૂરી છે, અને એ હરામખોર કદાચ મારી લાજ લૂંટશે!" આમ તેણી બોલે છે, એટલામાં તો તે યૂવાન ગુસ્સામાં આવી એકદમ ચપળા તરફ ધસી ગયો, અને તેટલામાં સર્વ સંતો ઉશ્કેરાઇ ગયાં! તે યૂવાનને તેજ તકે સંતોએ ટીપી પણ નાંખ્યો! ભવ્યદાસે ઉભા થઈ તેમને શાંત પાડયા, અને પેલો યૂવાન, પોલીસને બોલાવી લાવી પોતાને લૂંટવાની ફરિયાદ કરી! આ ગડબડથી ત્યાં કેટલાંક જનો ભેગાં થઇ ગયાં, અને તેઓ વાતનો સાર સમજી પણ ગયાં. આખરે તે યૂવાનને ત્યાંથી સમજાવીને વિદાયે કીધો, અને તે સાધુ મંડળીને પણ ત્યાંથી ઉઠાંતરી કરવાની ફરમાસ પોલીસે કીધાંથી તેમ કરવાની ભવ્યદાસે પણ હાજ પાડી.

રાત્રિના અગિયાર વાગતાંને સુમારે તે મંડળ ત્યાંથી ગુજરાત તરપ જતી પૅસેન્જર ટ્રેનમાં બેસી જઈ પુનઃ ગુજરાત તરફ રવાના થયું, અને ઠેઠ ચાંદોદ ગયું.

---

# ચક્ર ૪૨ મું.

### દોહરો.

ચાંદોદ ચળકે ધર્મમાં, ચાંદોદ ધાર્મિક સ્થાન;
ચાંદોદ મ્હોટું તીર્થ છે, ચાંદોદમાં ગુલતાન.

### ચાંદોદમાં ચંદ્ર!

ધર્મના ધામ તરીકે ચાંદોદ ચળકે છે. શ્રી નર્મદાના તટપર તે એક અનૂપમ કસ્બો છે. નદીને અનેક ઘાટ ઓવારા છે, અને ત્યાં ખાસ કરીને બ્રાહ્મણોની વસ્તીજ વિશેષ છે, તેમજ તે તીર્થ તરીકે મહિમાવંતુ સ્થાન હોવાથી ત્યાં સાધુ સંતોના મંડળો પણ અવાર નવાર પડી રહે છે, તેમજ મુંબઈ વગેરે દૂરનાં સ્થળોમાંથી યાત્રાળુઓ પણ અવાર નવાર આવેલાંજ હોય છે. તેઓ મ્હોટે ભાગે તો ત્યાંના બ્રાહ્મણોને ત્યાંજ ઉતારો કરે છે, અને કેટલાકો વળી પોતાની સગવડ પ્રમાણે ધર્મશાળાઓમાં પણ ઉતરે છે. બ્રાહ્મણોનાં મકાનો પણ યાત્રાળુઓને ઉતારવાને માટે સ્વચ્છ રાખવામાં આવે છે.

ચાંદોદમાં તે ટોળીને સંતોષ ઉપજ્યો, અને ચપળાને પણ ત્યાં સારી રીતે ગમ્યું. ત્યાં પણ તેમણે દરરોજ પાંચ વાગતાંને સુમારે નદીના ઘાટપર ગોઠવાઇ ભગવત ભજનનો નિયમ ચાલુ રાખ્યો, અને તે શ્રવણ કરવાને ચાંદોદના બ્રાહ્મણો, તેમજ તે સ્થળે આવેલા ઉતારૂઓ ઠઠબંધ બેસવા લાગ્યાં. આવા નિયમિત પ્રસંગને પ્રતાપે તે મંડળનું નામ " ભજન મંડળી " તરીકે ત્યાં પંકાવા લાગ્યું, અને તેનાં ભજનો પર લોકો પણ મોહિત થઇ ગયાં.

આ પ્રસંગે મુંબઇનો એક શ્રીમાન શેઠીઓ પણ ચાંદોદમાં

પાણી ફેરને માટે આવ્યો હતો, અને ત્યાંની ધનગવરી નામની એક બ્રાહ્મણીને ત્યાંજ તે ઉતર્યો હતો. તે ધનગવરીનો પતિ એક વર્ષ પરજ મરી ગયો હતો, અને તેણીને સંતાન કંઇજ નહોતું, તેમજ પઇસો પણ સારો હતો, તેમ છતાં તે વિધવા ભટાણીને હજી પણ વિશેષ પઇસા મેળવવાનો લોભ કંઇ કમી નહોતો, અને તે લોભને ખાતરજ તેણી પ્રસંગોપાત અયોગ્ય, અવિચારી અને અધમ કર્મ કરવાને પણ પાછી પાની કરતી નહીં! આટલીજ ઓળખ તે વિચિક્ષણ ભટાણીની આપવી હાલ બસ છે.

મુંબઇનો શેઠીઓ, જે તેણીને ત્યાં રહ્યો રતો, તેનું નામ ચતૂરલાલ કરીને હતો, અને તેને પણ કંઇ સંતાન નહોતું. તેની વય સુમારે ત્રિસેક વર્ષની હતી, અને તેટલી વયમાં તો તે ત્રણ વાર પરણ્યો હતો, અને ત્રણે સ્ત્રીઓ પણ વારાફરતી મરી ગયાંથી વળી ચોથી પરણવાના પ્રયાસમાં તે હતો; પરંતુ જરા તબિયત સુધારવાને, અને તે નિમિત્તે ચાંદોદની હવા ખાવા તથા મોજ મારવાને માટેજ ત્યાં આવ્યો હતો. વળી પઇસે પૂરો, અને પહેલા નંબરનો સટોરિયો હોવાથી સટોરિયાના સ્વભાવ પ્રમાણે તે ઔદાર્યતામાં પણ એવો હતો કે, ચાંદોદમાં પણ તે કાંકરાની માફક પઇસા ખરચતો હતો.

ચતૂરલાલને પણ ચપળાના ભજનનો ચડસ વળગ્યો, અને તેની સાથેજ ચપળાના રંગરૂપનો ચડસ પણ વળગ્યો! એટલે ભજન શ્રવણ કરવાની ભાવનાની સાથેજ ચપળાની સાથે સંબંધ સાંધવાની ભાવના પણ મિશ્રિત થઈ ગઇ! પણ તે ભૂંડી ભાવના પાર પાડવાને ખાતર ઇલાજ લેવાને માટે તે મુંઝાયો, અને આખરે તેણે ધનગવરી પાસે પોતાની ઇચ્છા પ્રગટ કરતાં જણાવ્યું કે.

"ગોરાણી ! તમે જાતે ચત્રિશા-બત્રિશા છો, જમે તેટલા ચાલાક છો, અને ચાંદોદમાં તમારી ચતુરાઇ તમામ ગોરાણીઓમાં સર્વોત્તમ ગણાય છે, તોપણ આ પેલી ભજન મંડળીમાં જે એક યૂવતિ છે, તેણીની ખુબિ તમે જોઇ છે કે ? એક સાધુડી છતાં તેણીની કાન્તિ તથા સુંદરતા કેવી સૂશોભિત દેખાય છે ! પણ મને તો નવાઇ લાગે છે કે, તેણી કોઇ ઉત્તમ પતિને પાત્ર છતાં પરમેશ્વરે આવી ભીખારડી કેમ કરી હશે ?

"કદાચ તમારેજ માટે !" ગોરાણીએ મોંનો મચકો કરીને નખરાથી જણાવ્યું "જો તેણી આ ભીખારીઓમાં હોત નહીં, અને જો કોઇ મ્હોટાના ઘરમાંજ હોત તો અત્યારે તમને પણ તેણીનાં દરશનનો લાભ કયાંથીજ મળી શકતે ?"

"તે પણ ખરૂં છે, પણ તેણી કોઇ ભાગ્યશાલીના ઘરને પાત્ર છે, એ પણ મારૂં કહેવું ખરૂંજ છેની ગોરાણી ?"

"તમારૂં કહેવું ખરૂંજ છે, અને તેની સાથેજ મારૂં કહેવું પણ તમારાં કહેવાને ટેકો આપે છે કે, તેણી તમારા જેવા ભાગ્યશાલીના ઘરનેજ લાયક છે."

"હું ભાગ્યશાલી ભલે હોઉં, પણ એવી રૂપવંતી રમણી મારાં ભાગ્યમાં કયાંથી હોય ?"

"તમારાંજ ભાગ્યમાં એ થાય તો કેમ ? બોલો, છે વિચાર?"

"વિચાર હોય તોયે તે શું કામ આવે ? તેણી મારૂં ઘર કયાંથીજ શોભાવે ? એ શું કદી પણ બને એવું છે કે ગોરાણી?"

"બનાવવું હોય તો બને. 'જર ચાહે સો કર' એ વાત છે."

"પરંતુ પૈસા સાથે પ્રયાસ પણ થવો જોઇએની ?"

"પ્રયાસ મારો."

" તો પેસી મારો. "

" કદાચ બે-પાંચ હજાર પણ થાય ! "

" બે-પાંચ તો શું પણ પચ્ચીસ હજાર કયાં નથી થતાં?"

"તો ભલે ! એ બાબતની ખટપટ હું આસ્તે રહીને કરીશ."

" બેલાશક કરજો. તમારો ઉપકાર હું નહીંજ ભૂલું. "

" તમારા જેવાનું કામ કરેલું વ્યર્થ જતુંજ નથી, એ તો હું સમજું છું. તમારાં અત્રે આવવાથી અમારા ચાંદોદમાં ચંદ્ર પ્રકાશ થયલો હું તો માનું છું શેઠ ! " આમ કહી ગોરાણી નદીના ઘાટ તરફ ગઇ.

---

# ચક્ર ૪૩ મું.

ધનગવરીએ ધીરથી, પ્રારંભ કીધું કામ;
ચપળાને ચમકાવવા, ભીડી ભલતી હામ!
ચંદ્ર ખરો !

પ્રભાતનો સમય હતો. સુમારે આઠ વાગ્યાં હતાં. ગોરાણી ધનગવરી પોતાના હંમેશના નિયમ પ્રમાણે ઘાટપર ગઇ, અને પોતાનાં વર્ષોથી મુકરર રાખેલા સ્થાને પૂંજા વગેરે આસનનો પથારો પાથરીને બેઠી. થોડી વારમાંજ તે સંત મંડળી પણ ઘાટ ઉપર સ્નાન કરવાને આવી, પણ તેમાં ચપળા આવેલી દેખાઇ નહીં; કેમકે તેણી તથા એક બીજી સાધુડી પોતાને મુકામેજ પોતાનો સરસામાન સાચવવા રહી હતી, અને આગળ આવેલી મંડળી સ્નાન કરીને પાછી જતાં સુધી તે બે જણીઓને પોતાને મુકામેજ થોભવાનું હતું. તે આવેલી મંડળી સ્નાન કરીને પાછી

ફરતાંજ પેલી ગોરાણીએ તે તમામ મંડળીને પોતાના આસન આગળ બોલાવી, અને દરેકના હાથમાં અકેકો પઇસો પણ આપ્યો. તેઓમાંની એક સાધુડી, જેણીનું નામ જસોદાબાઈ હતું તેણીએ ધનગવરીની સાથે ચાંદોદને લગતી પૂછપરછ કરવા માંડી, અને તેમ કરતાં વિલંબ લાગવાથી તેણીની સાથેની બીજી મંડળી ત્યાં વિશેષ નહીં થોભતાં ત્યાંથી પોતાને મુકામે ચાલી ગઇ. જસોદાબાઇએ તો ધનગવરીની સાથે તડાકા મારવાના ચાલુજ રાખ્યા, અને તેમાં ચાંદોદની અનેક નવીનતા જાણવાની ઇચ્છા જસોદાબાઇએ જણાવ્યાથી ધનગવરીએ કેટલીક ખરી, અને ખોટી, એ પ્રમાણે સત્યાસત્યની સેળભેળની વાતો અડાવવા માંડી, જેથી જસોદાબાઇની જીજ્ઞાસા ધનગવરીના તડાકા સાંભળવાને વિશેષ વધવા લાગી ! તેમ વાત ચલાવતાં જસોદાબાઇએ પોતાની મતલબનું મૂળ અડાવતાં જણાવ્યું કે " બીજું બધું તો ઠીક, પણ અત્રે ખરેખરી નવાઈ જોવા લાયક તો 'ચાંદોદનો ચંદ્ર' કહેવાય છે તેજ છે ! "

" તે કયાં છે બહેન ? "

" તે જયાં છે તે સ્થાનનું નામ જો પ્રગટ કરીએ તો તે ચંદ્ર અદ્રશ્ય થઇ જાય છે ! "

" હેં ! " જસોદાએ ચકિત થઇ પૂછયું " ત્યારે તે કેવી રીતે જોવાય ? "

" તે સ્થળનું નામ પૂછયાં કે સાંભળ્યાં શિવાયજ તે સ્થળે કોઇ જાણીતાંની સાથે જવું. "

" તેવા જાણીતાં અમને તો કોણ મળે ? તમે તે સ્થળ જાણો છો બહેન ? "

" મને તો ખબર છે, અને તમારી મરજી હશે તો હું તમને ત્યાં લઈ જઇશ. "

" ક્યારે ? "

" તે હું મારી ફુરસદે તમને કહીશ. હજી તો તમારો મુકામ અહીંજ છેની ? "

" હા. એક–બે દિવસ તો છેજ. "

" તો તે દરમ્યાન થઈ રહેશે; અને હું પણ આજ–કાલ માંજ ફુરસદ મેળવીને તમને કહીશ. " આટલું કહીને ધનગવરીએ યુક્તિથી ચપળાને લગતી વાતચીત ચલાવતાં તેણીના સબંધમાં પોતાને જાણવા જેટલી પૂછપરછ કરવા માંડી, અને જસોદાને શક પડે નહીં તેવી તદબીરથી તેણીની પાસેથી તમામ વાતચીત કઢાવ્યા પછી ધનગવરીએ તેણીને કહ્યું " તમે મને પાછલા પહોરે મળી શકશો ? "

"તે વખતે તો હું મારી મંડળી સાથે ભજનમાં રોકાઇશ !"

" તો બપોરે એક કે બે વાગતે તો મળી શકાશેની ? "

" હા. તે બની શકશે. "

" તો તમે તે વખતે પેલા સામેના ઓટલા પર આવજો. હું ત્યાંજ બેસીશ, અને પછી તમારી સાથે વાત કરીશ. "

" ઘણું સારું બહેન ! "

એટલામાંજ ચપળા તથા તેણીની સાથે રહેલી બીજી સાધુડી પણ સ્નાન કરીને પાછી વળતાં તેણીઓ પણ ધનગવરી પાસે જસોદાને જોઇને થોભી, પરંતુ ચપળાની સાથેની સાધુડી તો સહજ થોભીને પોતાને મુકામે ચાલી ગઈ, જેથી ધનગવરીની

પાસે જસોદા તથા ચપળાજ રહી. ધનગવરીએ ચપળાને પણ માયાળુંપણાંથી પોતાની પાસે બેસાડી, અને પેલા ચંદ્રની વાત જસોદાએજ ચપળાને જણાવ્યાંથી ચપળા પણ તે જોવાને માટે તલ પાપડ બની ગઇ, અને ધનગવરીએ તે બતાવવાનું વચન ચપળાને પણ આપ્યું, પરંતુ બપોરે વાતચીત કરવાને તો માત્ર જસોદાનેજ બોલાવી, અને ચપળાને હાલ તરત બોલાવીજ નહીં.

જસોદા તથા ચપળા આ પ્રમાણે કીધાં પછી પોતાને ઉતારે ગઇ. રસ્તામાં ચપળાએ વળી પાછી ચંદ્રની વાત પૂછતાં તે જોવાની અત્યંત આતુરતા બતાવી, જેથી જસોદાએ તેણીને ખુલાસો કીધો કે " આજે બપોરે એ બાઇએ મને બોલાવી છે, અને તે વખતે તેણી ત્યાં જવાનો વખત પણ નક્કી કરશે, જે પછી હું તને પણ મારી સાથે લેતી જઇશ. "

" બહુ સારૂં. "

આમ વાત કરતાં તેણીઓ પણ પોતાને મુકામે જઇ પહોંચી.

ધનગવરીએ પણ તેણીઓનાં ગયાં બાદ પોતાના મનમાં જોડ તોડ ચલાવવા માંડયો કે, પ્રથમ જસોદાને હાથપર લીધાં પછીજ તેણીની મારફતે ચપળા પણ હાથમાં લઇ શકાશે. ચપળાને એકલીનેજ પરભારી હાથમાં લેવા જતાં કદાચ તે નાદાન ચમકી પણ જાય, માટે જસોદાને પ્રથમ સીસામાં ઉતારવી, એજ ખરો રસ્તો છે. " આમ વિચાર કરી તેણી પણ થોડી વારમાંજ પોતાનો પથારો સમેટીને પોતાને મકાને ચાલી ગઇ.

---

# ચક્ર ૪૪ મું.

દોહરો.

વિચાર વિધ વિધ થાય છે, કરે જસોદા વાત;
ધનગવરી ઠંડાઇથી, રચે રંગ રલિયાત.

## રચના રચાઇ !

ખપોરના ઠરાવેલે સમયે ધનગવરી મુકરર કરેલા ઓટલાપર જઇને બેઠી, અને થોડીજ વારમાં જસોદા પણ ત્યાં આવી પહોંચી. બંને જણીઓ તે ઓટલાપર હસી ખુશીને બેઠી, અને પછી ધનગવરીએ જણાવ્યું "જે ચંદ્રની વાત મેં તમને કરી છે તે ચંદ્ર તમારે શું અવશ્ય જોવાની ઇચ્છાજ છે કે ?"

"ઇચ્છા છે ત્યારે તો તમારી પાસે અત્યારે પણ ખાસ અંત રાખીને હું આવી છું."

"તો ભલે, તેની વ્યવસ્થા હું કરી શકીશ; પરંતુ તમારી સાથેજ પેલી ચપળા છે તે પણ ચંદ્રને જોવાની જીજ્ઞાસા ધરાવે છે કે?"

"હા. તેણીને તો વળી મારા કરતાં પણ વધારે હોંશ છે, અને આપણી સાથેજ તેણીને લઈ જવાનું વચન પણ મેં તેણીને આપ્યું છે, તેમજ જો તમને કંઈ વાંધો નહીં હોય તો અમારી ટોળીનાં તમામ માણસો પણ આવવાને તઇયાર થશે."

"ઉંહું. બધાંને લઈ જવાય તેમ નથી; કેમકે વધારે ભીડ થતાં વળી તે ચંદ્ર ત્યાંથી અલોપ થઇ જાય ! માટે આપણે ત્રણ જણાંજ ત્યાં જઇશું."

"તો તેમ કરીશું." જસોદાએ ધીમેથી પૂછ્યું "જો તમે આજ્ઞા આપો તો મારો માનીતો એક સાધુ ચમનરાજ કરીને છે,

તેને મારી સાથે લાવું ? "

" માનીતો કેવી રીતે, અને તે વળી ક્યાં રહે છે ? તમે તે સમજાવશો ? "

" તે અમારી ટોળીમાંજ રહે છે, અને તે મારી માયા વાળોજ માણસ છે. "

" માયા વાળો એટલે શું ? તમે મોઘમમાં બોલો છો તે મને સમજાતું નથી, માટે સ્પષ્ટજ કહી દોની કે ટૂંકમાંજ સમજાઈ જાય. "

જસોદા મંદ હાસ્યમાં પડી, અને તેણીએ લુગડાનો છેડો પોતાના મોંપર ઢાંકી દીધો, અને પછી શરમાતાં બોલી " મારો ને તેનો સંબંધ પતિ–પત્નિ પ્રમાણેનો છે. "

" હવે સમજી. " ધનગવરીને હવે પોતાની રચના પાર પાડવા માટે વિશેષ જોર આવ્યું, અને તેણી બોલી " તે આવશે તો ચાલશે. એકાદ માણસ વધેથી કંઇ વાંધો તો નહીં; પણ વળી ચપળાનો માનીતો પણ કોઇ હશેની ? "

" ના–ના. તેણીનો માનીતો કોઇજ નથી. તે તો શુદ્ધ સાધુડીજ છે. "

" એ તો નવાઇની વાત ! આટલી યૂવાન વયમાં શુદ્ધ સાધુડી તરીકે દિવસ કહાડવા, એ તો મને અશક્યજ ભાષે છે ! "

" પણ હું તો સત્યજ કહું છું. તેણીના જેવી પવિત્ર સ્ત્રી તો અમારી ટોળીમાં એકે નથી ! "

" ત્યારે શું તેણી જીંદગી સુધી શુદ્ધજ રહી શકશે, એમ તમે પણ ધારો છો ? "

" કાલની વાત તો પરમેશ્વરને માલમ, પણ અત્યાર સુધી

તો તે નિર્મળ નીતિવાનજ છે, એમ હું ખાત્રિથી કહું છું બહેન!"

"તેણી પરણ્યાં પછી તમારા મંડળમાં આવી છે કે પરણ્યાં પહેલાંની આવી છે?"

"પરણ્યાં પછી; પરંતુ તેણીએ અદ્યાપિ પરિયંત પોતાના પતિનું મોં જોયુંજ નથી, અને અત્યંત આફતથી અકળાઇને સંસાર ત્યાગ કરી અમારી ભેળાં ભળી ગઇ છે."

"હવે સમજી ગઇ." ધનગવરીએ એટલી ખિના જાણી લઇને તે વિષે વધારે ચકચાર કરવાની અધિક દરકાર જણાવી નહીં, કેમકે જે મુદ્દાની વાત તેણીને મેળવવી હતી તે તો મળીજ ગઈ હતી. તેથી હવે તેણીએ જસોદાને જણાવ્યું "હવે તમને એક બીજી વાત પણ સૂચવવાની છે, અને તે એજ કે, તે ચંદ્રનાં દરશન કરવાને જેઓ પણ જાય છે, તેઓને તે અમૂક–અમૂક આજ્ઞા કરે છે, અને તે આજ્ઞા પ્રમાણેજ તેઓએ વર્તવું પણ જોઇએ, અને તેમ જો વર્તવામાં નહીંજ આવે, અગર તેની આજ્ઞાનો અનાદર કરવામાં આવે તો તેજ વખતે તે આવનારાઓનું આવી પણ બને છે। માટે તેનો વિચાર કરીનેજ ચાલજો!"

"પણ તે શું આજ્ઞા કરશે?"

"તે તો તેમને ખબર! હું ચોક્કસ કેવી રીતે કહી શકું?"

"કદાચ તેઓ કંઇ અયોગ્ય કે અશક્ય આજ્ઞા કરે તો?"

"તમે તો ગાંડા છો! તે ચંદ્ર શું એવા મૂર્ખ છે કે અયોગ્ય કે અશક્ય આજ્ઞાજ કરશે? મને તો તે વિષે જરાયે ચિંતા થતી નથી, અને તમે કેમ બ્હીઓ છો?"

"તો હું પણ તેમની આજ્ઞાનો સ્વીકારજ કરીશ."

"તેવીજ રીતે તમારી સાથે આવનારાં તમારા માનીતાને

તથા ચપળાને પણ તમે વાત કરી જોજો, અને તેઓ પણ તે ચંદ્રની આજ્ઞા માન્ય રાખવાની હિમ્મત બતાવે તોજ તેમને તમારી સાથે લાવજો. સમજ્યાની ?"

"બહુ સારૂં, તેમજ કરીશ." જસોદાએ પછી ઉઠતાં પૂછયું "ત્યારે આપણે તે સ્થળે ક્યારે જઇશું ?"

"આવતી કાલે સાંજે ૭ના સુમારે આપણે જઇશું."

"એટલે એમ કે ૭ વાગે અમારૂં ભજન સમાપ્ત કરીને તરતજ આપણે નીકળીશું તો કંઇ વાંધો છે કે ?"

"તે ચાલશે."

"તો તેમજ કરીશું. વળી આવતી કાલે તમે અહીંજ પાછા તે સમયે મળશોની ?"

"હા. અહીંજ હું બેસીશ."

"ભલે." કહીને જસોદા તેજ બાબતનું મનન કરતી પોતાને મુકામે ગઇ, અને પોતાના પ્યારા ચમનદાસને તથા ચપળાને ગુપચૂપ બાજૂએ લઇ જઇને ઉપલી તમામ વાત વિદિત કરી.

ચપળા તરતજ ચોંકીને બોલી ઉઠી "ચંદ્ર કદાચ વિચિત્રજ આજ્ઞા કરે તો પછી કેમ થાય ?"

"તને તો સમજ નથી." ચમનદાસ બોલી ઉઠયો "શું ચંદ્ર તે વળી ગાંડી ઘેલી આજ્ઞા કરે કે ?"

"એ પણ વાત ખરી છે, માટે જેમ તમારી મરજી તેમ મારી મરજી."

"હું તો જઇશ." ચમનદાસે કહ્યું.

"તો હું પણ આવીશ." ચપળાએ પણ હિમ્મતથી કહ્યું.

"અને હું તો જવાની હા પાડીનેજ આવી છું. આવતી

અને બરાબર ૭ વાગે જવાનું રાખ્યું છે. ભજનમાંથી પરવારીને તરતજ નીકળીશું. ”

આમ તેઓ ત્રણેનાં એકત્ર મત થયાં, અને તેઓએ પોતાના મંડળમાંના બીજા કોઇને પણ તે વાત વિદિત કરી નહીં.

ધનગવરીએ પણ પોતાને મકાને જઇને પેલા શેઠને અત્યાર સુધી બનેલી વાત કહી સંભળાવી તથા હવે પછી જે રચના રચવા ધારી હતી તેનાથી પણ તેને વાકેફ કરી દીધો.

---

# ચક્ર ૪૫ મું.

## દોહરો.

યુક્તિ કેવી આદરી, બાજી અક્કલબાજ;
ચંદ્ર દાખવ્યો બોલતો, કરવા મતલબ કાજ.

## બાજી બનાવી !

ધનગવરીએ પોતાના મકાનમાં નિવાસેલા મુંબઇના પરોણા શેઠ ચતૂરલાલ સાથે મસલહત કરીને પોતાની ધારેલી બાજી પાર પાડવાની ખડી યુક્તિબાજ રચના રચી, અને તે રચનાની તમામ વ્યવસ્થા કરવાને માટે ધનગવરીએ ખર્ચના હાલ તરત એક હજાર રૂપીઆ શેઠ પાસે માંગી લીધા. શેઠે તે રકમ તાબડતોબ તેણીને સ્વાધિન પણ કરી, જે લઇને બીજી પ્રભાતમાંજ તેણી ગામમાં ગઈ, અને તેજ ગામમાં તેણીએ પોતાનો ભાઇ, જેનું નામ બનાશંકર હતું તેની મુલાકાત લીધી. તેણીએ તેને તમામ ખટપટની બિના સમજાવી, અને ગામની બહાર એક ખાસ એકાંત મકાન હતું. તે મકાનમાં કેવી રીતે ગોઠવણ કરવી, તે તમામ

અથથી ઇતિ સુધી તેને શીખવી દીધી, તેમજ તેને માટે જે સરસામાન જોઇએ તે તમામ વસ્તુની એક ટીપ ઉતરાવી તે પ્રમાણે તે મકાનપર લાવવાની સમજ પાડી, અને તેના ખર્ચને માટે ધનગવરીએ રૂપીઆ એક સો તેને આપ્યા, તેમજ તે વાત તદ્દન ગુપ્ત રાખી તે મકાને જેમ બને તેમ તાકીદે આવવાનું કહીને ધનગવરી તે મકાનપર ગઇ, અને આખા મકાનનો કચરો સાફ કરી નાંખ્યા પછી આશરે બે કલાકમાં બનાઉશંકર પણ તમામ સામાન લઇને ત્યાં આવી પહોંચ્યો. તે મકાન ખાસ કરીને આવા પ્રસંગોને માટેજ ધનગવરીએ રાખેલું હતું, અને તેમાં કેટલીક દગલબાજીની સગવડો તો તૈયારજ રાખેલી રહેતી હતી.

આ મકાનમાં શું શું ગોઠવણો કરવામાં આવી? વાંચનાર! પ્રથમ તો તે મકાનના દેખાવ, અને તેમાંની કેટલીક ખુબીઓનો ખ્યાલ તમો સન્મૂખ રજૂ કરવો જોઇએ. તે મકાન ગામ બહાર એકાંતમાં આવેલું છે. મકાન બંગલાને નામે ઓળખાય છે, અને મકાનની આસપાસ પૂરતો કંપાઉન્ડ છે, પણ તે માત્ર કાંટાની વાડથીજ બાંધેલો છે. તે મકાનને માત્ર ભોંયતળિયું, અને એકજ માળ છે. ભોંયતળિયે પાંચ ન્હાના-મ્હોટા ઓરડાઓ છે, અને ઉપર એકંદર ત્રણજ ઓરડાઓ બનાવ્યા છે. વળી ભોંયતળિયે એક પાછલા રૂમમાં ભોંયરૂં છે, અને તે ભોંયરાનાં બારણાપર માત્ર એક સુંદર સોનેરી ખુરસી છે. તે ખુરસીને ચાર ખૂંણે તાર સાંધેલા છે, કે જે તાર ખેંચવાને અંદરથી ગુપ્તપણે એક ચક્ર રાખેલું છે. તે ચક્ર ફેરવતાંજ તે ખુરસી ઉપર ચઢી જઈ બહારનાં જોનારાઓને તે અદ્રષ્ય થયાં જેવી ભાસે છે. તે ખુરસીની આગળ એક ન્હાનો દરવાજો બનાવ્યો છે, અને તે દરવાજાનાં દ્વાર પણ

ખુરસી ચલિત થતાંની સાથેજ બંધ થઈ જાય છે, અને તેથી બહારનાં જોનારાંઓને અંદરની આંટીઘૂંટીનો ગુહ્યાર્થ સમજવાને કે તે વિષે તર્ક ચલાવવાને બની શકતું નથી. વળી તે ખુરસી વાળા ઓરડાની આગળનો ઓરડો એવો બનાવ્યો છે કે, તેમાં પણ બહારનો કોઈ માણસ આવી શકેજ નહીં. એટલે છેકજ આગલા ઓરડામાંથીજ જોનારાઓને દૂર ઉભા રહી જોવાની તક મળે.

ધનગવરીએ તે ખુરસીપર પોતાના ભાઇને શ્રી ઠાકોરજીની મૂર્તિના જેવા ઠાઠમાં બેસાડયો તથા તેનાં અંગે સુંદર વસ્ત્રાભૂષણ પણ પહેરાવ્યાં. માત્ર તેનું મોં ચંદ્રાકૃતિનું બનાવ્યું. એટલે મોં ઉપર ચંદ્રનાં ચહેરાનું બીબું બાંધીને બરાબર ચંદ્રનોજ ચહેરો બનાવ્યો. આ શિવાય સોનેરી ટોળીનાં પરાક્રમ સમાન સર્વે દેખાવ બનાવ્યો, એટલુંજ વાંચનારે ટૂંકમાં સમજી લેવું.

આ પ્રમાણે તમામ તૈયારી ધનગવરીએ કરી રાખી, અને તેણીએ પાછલો પહોર થતાંજ શેઠ ચતુરલાલને પણ તે મકાન પર બોલાવીને તેને તમામ વાત સમજાવીને અંદરના રૂમમાં ગુપ્ત પણે બેસી રહેવાની સૂચના આપી, તેમજ સાયંકાળ થતાંજ તેણી પેલાઓને લઇને ત્યાં આવનાર છે, એમ પણ કહીજ રાખ્યું. સાયંકાળ થતાં છેક અંદરના ઓરડામાં, જયાં ખુરસી છે, ત્યાં માત્ર ઘીના એક દીપક શિવાય આખા બંગલામાં અન્ય એક પણ દીપક રાખવાની ધનગવરીએ મનાઇ કરેલી હોવાથી તેવીજ ગોઠવણ કરવામાં આવી હતી. તે ઉપરાંત પેલાંઓ દર્શને આવે તે પ્રસંગે તેના ભાઇએ ચંદ્ર રૂપે શું શું આજ્ઞા કરવી, તે સર્વની સમજ પણ સારી રીતે તેને આપીને ધનગવરી સાયંકાળ પહેલાં પુનઃ ગામમાં જઇને પેલા ઓટલાપરજ બેઠી.

ચપળા, જસોદા તથા ચમનદાસ ભજનમાંથી પરવારીને ઉઠયાં, અને તેઓ ત્રણે જણાં ધનગવરીની પાસે આવ્યાં, કે તરતજ ધનગવરી પણ ઓટલાપરથી નીચે ઉતરી, અને તે ત્રણેને સાથે લઇને ધનગવરી પેલા તૈયાર રાખેલા મકાન તરફ સંચરી. માર્ગમાં ધનગવરીએ તેમને ચેતવણી આપી રાખી કે " જોજો ! ચંદ્રનાં દરશન કરતી વખતે કોઇએ સહજ પણ શબ્દોચ્ચાર કરવો નહીં, અને તે જે પણ વચન ઉચ્ચારે તે માત્ર શ્રવણ કરવા શિવાય કંઇ પણ શંકાનો સ્વાલ કરવો નહીં, તેમજ તે સમયે પરસ્પર કિંચિત પણ ગુસપુસ કરવી નહીં, તેની ખૂબ સંભાળ રાખજો. તમારે જે પણ બોલવું હોય તે બહાર નીકળ્યાં પછીજ બોલજો, અને શાંતિ સાચવી રાખજો. "

ચપળા તથા ચમનદાસને પણ ધનગવરીની આ પ્રમાણેની વાત અત્યંત આશ્ચર્યકારકજ ભાષી, પરંતુ તેઓ કંઇ બોલી શક્યાં નહીં.

તરતજ તે મકાન આવ્યું, અને તેઓ સર્વ અંદર પ્રવેશતાંજ ચંદ્રનાં દરશન થયાં, અને સર્વેએ નમન કરી લીધાં પછી તત્કાળ શ્રી ચંદ્રના મૂખમાંથી આજ્ઞાનાં વચનો નીકળ્યાં કે " ધનગવરી તારે આજથી એક માસ સુધી એક વારજ ભોજન કરવું. ઓ ચપળા ! તારે ગૃહસ્થાશ્રમ માંડવો, અને તેને માટે આ ધનગવરી જેમ સલાહ આપે તેમ કરવું; કેમકે એનાં દ્વારા હું તારૂં શ્રેય કરવા ઇચ્છું છું. વળી આ જસોદાએ તથા ચમનદાસે પણ જો પોતાનું ભલુંજ કરવું હોય તો તેમણે પણ ધનગવરીની સલાહનોજ સ્વીકાર કરવો. " આટલાં વચન પૂર્ણ

ચતાંજ ચંદ્રાસન અદશ્ય થઈ ગયું! તેની આગળનાં દ્વાર બંધ થઇ ગયાં, અને ધનગવરી પણ પોતાની સાથે આવેલાંઓ સહ ઝડપમાંજ બહાર નીકળી પડી.

---

# ચક્ર ૪૬ મું.

## દોહરો.

વિસ્મયતાનાં વાદળાં, ઘેરાયાં ચોપાસ;
વિચાર સાગરમાં પડયાં, ચપળા ચિત્ત ઉદાસ!

## "હવે શું કરવું?"

ચારે જણાં બંગલાના કમ્પાઉન્ડની બહાર નીકળ્યાં, અને ખુલ્લી જગામાં બેઠાં, અને તરતજ ચપળાએ પૂછયું "આની આજ્ઞા તે કેમ મનાય ને કેમ થાય? હવે શું કરવું?"

"અને વળી તારી સાથે મને તથા મારી જસોદાને પણ વિંટાળી દીધી છે! અમને પણ ધનગવરી બહેનની સલાહ પ્રમાણેજ ચાલવાની આજ્ઞા કરી છે! હવે શું કરવું?"

"પણ તમને દર્શન કરવાને હું લઇ આવી તેમાં મેં શું પાપ કીધાં કે, મને પણ એક માસ સુધી એકજ વાર ખાવાની શિક્ષા કરી? અરે ભગવાન! હવે શું કરવું?"

"મારી પોતાની મરજી ગૃહસ્થાશ્રમ માંડવાની તો મુદલજ નથી, અને ચંદ્રની આજ્ઞા ગૃહસ્થાશ્રમ માંડવાની થઇ છે! હવે શું કરવું?" ચપળાએ ધનગવરી તરફ જોઇને પૂછયું "બોલોની તો ધનગવરી બહેન, હવે શું કરવું?"

સર્વ એક બીજાનાં મોં સામું વિમાસણુ સહ વિચારશીળતાથી જોવા લાગ્યાં, અને પછી ચપળા બોલી "ધનગવરી બહેન, તમારી શી સલાહ છે તે તો કહો કે સમજાય."

"તને મારી સલાહની જરૂર છે ? તને તો ગૃહસ્થાશ્રમ માંડવાની ખુલ્લી આજ્ઞા કરી છે."

"પણ તેને માટે તમારીજ સલાહ લેવાની આજ્ઞા પણ વળી કરી છેની ?"

"તે ખરૂં, તો પણ તારો વિચાર ગૃહસ્થાશ્રમ માંડવાનો છે કે નહીં, તે જણાવશે કે ?"

"તેજ મહા સંતાપની વાત આવી પડી છે તો ! ગૃહસ્થાશ્રમનું નામ દેતાંજ મારો જીવ તળે ઉપર થઈ જાય છે ! પણ શ્રી ચંદ્રમાજીની આજ્ઞા થઈ છે, માટેજ મને પણ ઉંડો વિચાર થાય છે કે, હવે શું કરવું ?"

"અને મને પણ તેવોજ વિચાર થાય છે કે, મારે હવે શું કરવું ?"

"પણ તમે મને સલાહ તો આપશોની કે, હવે શું કરવું?"

"અને તમારે શ્રી ચંદ્રમાજીની આજ્ઞા માનવી છે કે નથી માનવી, તે મને સ્પષ્ટપણે સમજાય તોજ હું પણ કહુંની કે, હવે શું કરવું ?"

"મારી પોતાની મરજી તો તેમની આજ્ઞા પ્રમાણે કરવાને અચકાય છે. હવે શું કરવું ?"

"તો બેમાંથી એકજ ઇલાજ, અને એકજ રસ્તો. કયાં તો ચંદ્રમાની આજ્ઞા પ્રમાણે વર્તવું, કે કયાં તો તેમની આજ્ઞાને ખીસામાં નાંખવી ! એ બેમાંનો કોઇ પણ રસ્તો લેવો. તે શિવાય ત્રિજો રસ્તોજ નથી તો હવે શું કરવું ?"

" ગૃહસ્થાશ્રમમાં શું સુખ છે ? મને તો તેમાં મહા દુઃખજ સમજાય છે, અને તેથીજ મને સંસાર પ્રિય નથી તો હવે શું કરવું ?"

" તો પછી ખરાબિ ખમવી ! "

" અરેરે ! આ પણ એક અણધારી આફત આવી પડી, માટે હવે શું કરવું ? "

આમ પંચાત ચાલતી હતી, તેટલામાં જસોદા બોલી ઉઠી " પહેલેથીજ આપણે વચનથી બંધાયાં છીએ તો હવે તે વચન પ્રમાણેજ વર્તવું જોઇએ, અને શ્રી ચંદ્રમાજીની આજ્ઞા આપણે માનવી જોઇએ. "

" જસોદા બહેન ! " ચપળાએ નમ્રતાઈથી પૂછ્યું " ગૃહસ્થાશ્રમ માંડવાની સલાહ તમે પણ જો આપતાં હો તો હવે શું કરવું ? "

" મારી સલાહ બીજી કશી નથી, પણ ચંદ્રની આજ્ઞા પ્રમાણેજ વર્તવાની સલાહ તો મારે પણ આપવીજ જોઇએ. બંધનમાં આવ્યા પછી હવે શું કરવું ? "

"તો તમે ધનગવરી બહેનની સલાહ પ્રમાણે ચાલશો કે ?"

" અલબત. "

" ત્યારે તો જેમ તમે કરો તેમજ હું પણ કરૂં. બીજું હવે શું કરવું ? "

" એજ કરવું. બીજું હવે શું કરવું ? "

" શ્રી ગુરૂજીની પરવાનગી પણ લેવી પડશે. તેમ કીધાં શિવાય હવે શું કરવું ? "

" તેમને સમજ પાડીને કહેશો તો તેઓ શ્રી પણ હાજ

આવશે, અને તે પછી ધનગવરી બહેનની સલાહ લેવી. એજ સાર! હવે શું કરવું ? "

" ઠીક છે તો તેમજ કરીશું. " કહીને ચપળાએ ધનગવરીને જણાવ્યું " અમે તમને આવતી કાલે મળીશું. "

" ભલે. "

આટલી વાત કરીને તેઓ પુનઃ પોતાને મુકામે ફર્યાં, પરંતુ આખે રસ્તે ચપળા તો મનમાં એટલુંજ ભજન કરતી રહી કે " હવે શું કરવું ?–હવે શું કરવું ? "

---

# ચક્ર ૪૭ મું.

દોહરો.

ગૃહસ્થાશ્રમ માટે હવે, ગુરૂજી કહે છે વાત;
બોધમમાં તેઓ વદે, ભવિષ્ય જે સાક્ષાત.

ચપળા, જસોદા અને ચમનદાસ તેજ રાત્રે ગુરૂજી ભવ્યદાસની પાસે બેઠાં, અને તેજ પ્રસંગે જસોદાએ શાંતપણે ગુરૂજીને તમામ બિના, જે ધનગવરીના સંબંધમાં બની હતી તથા ચંદ્રની જે આજ્ઞાઓ સર્વને થઇ હતી તે કહી સંભળાવી, જે સાંભળીને ગુરૂજીને તો મંદ હાસ્યજ ઉપજ્યું, તો પણ તેમણે જણાવ્યું " આ યુગમાં શ્રી ચંદ્રમાજી ઉપરથી નીચે પધારીને શબ્દોચ્ચાર કરે, એજ મને તો અસંભવિત ભાસે છે ! તેમ છતાં તમારૂં ચિત્ત–ચપળાનું ચિત્ત ગૃહસ્થાશ્રમમાં ગૂંથાએલું રહ્યું હોય, તો પછી આ મંડળમાં રહી સાધુપણાના ધર્મ સાચવી શકાય નહીં, જેથી કરીને 'અતો ભ્રષ્ટ–તતો ભ્રષ્ટ' જેવી સ્થીતિ તમારી થવાનીજ

ખાસ્તી રહે, અને તેમજ થાય તો તેમાં શું સાર? વળી તમારો ગૃહસ્થાશ્રમ કેવા પ્રકારનો ગૃહણુ કરવા ધાર્યો છે, તે પણ હું તો કશું જાણુતોજ નથી, એટલે તે બાબતમાં હું તમને સલાહ પણ શું આપું ? બહેન જસોદા ! તું અને તારો ચમનદાસ ગૃહસ્થાશ્રમ માંડીનેજ મારા મંડળમાં રહ્યાં છો તો હવે પછી તેમાં કયા પ્રકારનો ફેરફાર કરવા ધારો છો ?"

"તે તો ધનગવરીની સલાહ જેમ મળે તેમ કરવાનું છે. તે શી સલાહ આપનાર છે, તે મને પોતાને પણ હજી કંઈ ખબર નથી મહારાજ !"

"તો તે જાણ્યાં શિવાય, તને મારાથી કોઇ પણ પ્રકારની સલાહ અપાયજ નહીં." કહીને ગુરૂજીએ ચપળાને પૂછ્યું "તારે કોની સાથે અને કયાં ગૃહસ્થાશ્રમ માંડવો છે બેટા ?"

"તેની તો મને પણ કશી ખબર નથી મહારાજ! એ તો ધનગવરી બહેનની સલાહ પરજ તમામ આધાર રાખે છે !"

"અને તેણી કહે તેજ તારે કરવું છે કે મારી સલાહ પ્રમાણે કરવું છે ?"

"તે બાબતમાં મને તો કશી સમજ પડતી નથી !"

"તે ધનગવરી કોણ છે ?"

"હું તો કંઇ તેણીને ઓળખતી નથી, પણ આ જસોદા બહેનની ઓળખ તેણીની સાથે હોય તો ભલે !"

"મારે માત્ર અહીંનીજ સહજ ઓળખ થઈ છે તેજ, પણ તે શિવાય મને પણ તેણીનો બીજો પરિચય કશો નથી."

"તમે બધાં કેટલાં નાદાન અને અવિચારી છો કે તેણીની વાતપર એકદમ વિશ્વાસ રાખીને આ પ્રમાણે તેણીને વશ થઈ

ગયાં છો ! ”

“ અમે તેણીને વશ થયાંજ નથી, પણ અમે તો માત્ર શ્રી ચંદ્રમાજીની આજ્ઞાનેજ વશ થઇ ગયાં છીએ. ”

“ તે પણ કયા આધારે ? તે ચંદ્રમાજીજ સાક્ષાત પધાર્યા હતા, એમ તમે શા પરથી માન્યું ? માત્ર ધનગવરીના કહેવા-પરથીજ કેની ? ”

“ હાસ્તો. ” જસોદા બોલી “ પણ ચંદ્રમાં જેવુંજ સ્વરૂપ પણ અમે જોયુંની મહારાજ ! ”

“ તેમાંજ બધો ભેદ મને તો ભાસે છે ! મને તો આ બાબતમાં કંઈ અજબ વિચિત્રતાજ મનાય છે, અને શ્રી ચંદ્રમાજી પ્રત્યક્ષ પધારે, એ પણ આ જમાનામાં તો માની શકાય તેમ નથી, માટે આ રંગમાંથી તમે સર્વે ભવિષ્યમાં પસ્તાશો. ”

“ મહારાજ ! આપ જો પોતે તે બાબત જૂઓ, અને અનૂભવ લો તો આપની પણ ચોખ્ખી ખાત્રિ થશે કે, શ્રી ચંદ્રમાજી જાતે ને પોતેજ પધારેલા છે ! આપની આજ્ઞા હોય તો ધનગવરીને આપની પાસે લઇ આવું, અને આપ તેણીની સાથે બરાબર વાતચીત કરો. ”

“ મ્હોટી ખુશીથી. તેણી મારી પાસે આવે તો હું તેની પરીક્ષા પળ વારમાં કરી શકીશ. ”

“તો હું આવતી કાલે પ્રભાતમાં તેણીને બોલાવી લાવીશ.”

“ ઘણી સારી વાત છે. ” કહીને ગુરૂજી શ્રી પરમાત્માનું ધ્યાન ધરવા મંડયા.

# ચક્ર ૪૮ મું.

## દોહરો.

ધનગવરી ચેતી જતાં, આડી કીધી વાત;
ધામધૂમ ખોટી કરે, દાખવતી ઉત્પાત !

## અવળી બાઝી !

જસોદા તથા ચપળા પ્રભાતમાં ઉઠતાંની સાથેજ મોં ધોઇને સ્નાન કરી ધનગવરીને મળી.

તરતજ ધનગવરીએ પૂછ્યું "કેમ, પછી શો વિચાર કીધો ? મેં તો ચંદ્રમાજીની આજ્ઞા પ્રમાણે આજથી એક વાર ભોજન કરવાનું ઠરાવ્યું છે, અને તમે તેમની આજ્ઞા પ્રમાણે ચાલશો નહીં તો તમારી જીંદગીની ખરાબિજ થશે ! "

" પણ પ્રથમ તમને એક અરજ કરવાની છે. "

" હજી વળી શું કહેવા માંગો છો ? "

" અમારા ગુરૂજી તમને મળવા માંગે છે તો તમો અમારે મુકામે પધારવાની તસ્દી લેશો ? "

" તેમની પાસે મારે આવવાની શી જરૂર ? હું તો આવતી નથી. તેને ગરજ હોય તો ભલે મારી પાસે આવે. "

" તેઓ તો મ્હોટા સદ્ગુરૂ છે. "

" તેમાં મને શું લેવા દેવા ? "

" લેવા દેવાની વાત નથી, પણ તેઓ તમારી સાથે આ ચંદ્રમાજીના સંબંધમાં કેટલીક વાતચીત કરવા ઇચ્છે છે. "

" તો ભલે તેઓ અહીંજ આવે. "

" ગુરૂજીને કેમ કહેવાય કે તમે આવો ? "

" ગુરૂજી તમારા કે મારા? ગુરૂજી તો શ્રી ચંદ્રમાજી, કે જે સાક્ષાત બોલતાં દેવ બિરાજે છે! તમારા ગુરૂજી જેવા બોગટાને તો હું મારી સન્મૂખ આવવાની આજ્ઞા કરવાની શક્તિ ધરાવું છું! મારા પરમ પૂજ્ય શ્રી ચંદ્રમાજી આગળ તમારા વેરાગડા ગુરૂને હું વળી વિસાતમાં ગણું ખરી કે? "

" બહેન, તમે ધારો છો તેવા અમારા ગુરૂ શ્રી ભવ્યદાસ બોગટા જેવા નથી, પણ ખરેખરા પવિત્ર સાધુ છે. "

" ગમે તેવા હોય, તો પણ મારા શ્રી ચંદ્રમાજીના કરતાં તો ઉતરતા ને સાત વાર ઉતરતાજ. "

" તે તમારૂં કહેવું સત્ય છે; કેમકે શ્રી ચંદ્રમાજી તો ઇશ્વરી અવતાર રૂપે અહીં આવ્યા છે, અને અમારા ગુરૂજી તો માત્ર એક પવિત્ર સાધુ છે, એટલે તેઓ બંનેમાં અંતર તો ખરેજ."

" માટેજ મારે તેમને સમીપે આવવાની કંઈ મતલબ નથી. તેમને સાત વાર ગરજ હોય તો તે આવે. "

" ગરજનો પ્રશ્ન નથી, પણ વિવેકની વાત છે. "

" લાયકી અને વિવેકનો વિચાર કોની સાથે? એક ભીખારડા સાથે? આવી અયોગ્ય આશા તમારે કદી પણ રાખવીજ નહીં. તમારે જોઇએ તો શ્રી ચંદ્રમાજીની આજ્ઞા પ્રમાણે કરજો, અને નહીં તો તમને જેમ પાલવે તેમ કરજો. "

" આજ્ઞાનો અમે અસ્વીકાર કરવા ચાહતાંજ નથી, પણ માત્ર વિવેકને ખાતર અમારા ગુરૂજીની આજ્ઞા પણ અમારે મેળવવી જોઇએ, અને તેથીજ તમે તેમને તમામ વાતથી વાકેફ કરો, કે જેથી તેઓ પણ અમને આશિરવાદ સહ આજ્ઞા આપે."

" અમારા માનવંતા શ્રી ચંદ્રમાજીની આજ્ઞા કરતાં પણ

શું તારા વેરાગડાની આજ્ઞા વધી કે ? ” ધનગવરીએ વિશેષ વિકાળ વેશ ભજવતાં જણાવ્યું “ હવે તમે મને નાહક કંટાળો આપીને ચીડવશો નહીં. બસ જાઓ ! તમે તમારાં મોં મને બતાવોજ નહીં, અને નાહક હવે મને વિશેષ સતાવશો પણ નહીં. મારા ભગવાન–દેવ શ્રી ચંદ્રમાજી તમને તમારી નાલાયકીનો બદલો બરાબરજ આપશે, અને મારી પ્રાર્થના પ્રમાણે તો તેઓ તમને ટૂંક સમયમાંજ પોતાનો પરચો બતાવી પણ દેશે. જાઓ ! નીકળો ! તમારાં મોં સંતાડો ! હડે ધૂત. ”

આ સંભળતાંજ જસોદા તો સ્તબ્ધ બની ગઇ, અને ચપળા પણ છેક રડવા જેવી બની ગઇ ! જસોદાએ ચપળાને ઇશારત કરવાથી તેણી ચાલવા લાગી, અને જસોદા પણ તેણીની પાછળજ ગઇ. રસ્તામાં ચપળાએ ગભરાઇને પૂછયું “ જસોદા બહેન, આ ધનગવરી તો અવળી બાઝી ! હવે આપણે કેમ કરવું ?”

“ તું ધીરજ રાખ. હમણાં આપણે કંઇજ કરવું નથી. એણે આપણને કહ્યું છે કે, શ્રી ચંદ્રમાજી ટૂંક સમયમાં પોતાનો પરચો બતાવશે, તો તેની પરીક્ષા આપણે જોવાની છે. જો તેવો પરચો જણાશે તો આપણે તેજ સમયે ધનગવરીને આધિન થઇ, એ જેમ કહેશે તેમ ગુરૂજીની પરવાનગી મેળવ્યા શિવાય કરીશું, અને જો તેવો પરચો નહીં જણાયો તો પછી એની આપણે દરકારજ રાખવાની રહી નહીં. કેમ ખરૂં કેની ? ”

“ બરાબર છે. ”

આમ વિચાર કરી તેણી બંને પોતાની મંડળીના મુકામે ગઇ, અને ધનગવરી પણ તેણીઓની પાછળજ ઉઠીને પોતાને મકાને ગઇ.

---

# ચક્ર ૪૯ મું.

## દોહરો.

ધનગવરી તરકટ રચે, ચતુરલાલ છે સંગ;
બાજી લુચ્ચાઇની બની, કરવા ધાર્યો રંગ.

## તરકટની તેજી !

ધનગવરીએ, બનેલી તમામ બિના શેઠ ચતુરલાલને જણાવી. જે સાંભળીને તે બોલ્યા "હવે શું કરવું? રચેલી રમત વિખેરાઇ ગઇ, અને ગોઠવેલી બાજી બરબાદ થઇ! વળી તમારી મહેનત મિથ્યા ગઇ, તેજ મને તો લાગે છે!"

"મહેનત મિથ્યા ગઈ કે?" ધનગવરી ગુમાન બતાવતાં બોલી "મહેનત મિથ્યા નથી ગઈ, પણ એ મહેનત આખરે અગત્યનીજ થશે. માત્ર એટલુંજ છે કે, નવું તરકટ કરવાનું, અને તે એજ કે, મેં તેઓને કહી સંભળાવ્યું છે કે, શ્રી ચંદ્ર માજી તમને તાત્કાલિક તાપ-પરચો બતાવશે. આ મારૂં વચન સત્ય ઠરાવવું જોઇએ, અને તેને માટેજ તરકટ રચવાની જરૂર છે."

"પણ તે તરકટ કેવું કરવું તે મને શું ખબર? તમે શું કરવા ધાર્યું છે?"

"પણ ખરચનો શો વિચાર?"

"અંહ! ખરચનો વિચાર કેવો વળી! મારે તો ગમે તે ખરચે પણ તે યુવતિ સંગે લગ્ન ગાંઠ બાંધવી છે, એજ મુખ્ય મતલબ છે."

"વારૂ ત્યારે હવે એક તરકટની ટહી ભરવી જોઇએ, અને તે એજ કે, તે સાધુડાઓને દમ-દાટી દઇને અહીંથી ભગાડવાની

તજવીજ કરવી જોઇએ, કે જે તજવીજ થતાંજ તેઓ પણ એમજ માની લે કે, ચંદ્રમાજીએજ સપાટો બતાવી દીધો ! તેને માટે હવે કંઇ યુક્તિ કરવાની છે. ”

“ પોલીસને હાથપર લઇ દાન દક્ષણા આપીને તજવીજ કરાય તો તે ટોળીના ટાંટિયા ધુજી જાય ખરા. ”

“ આ ગામની પોલીસ બહુ ચોખ્ખી છે, અને ફોઝદાર તો મહા પ્રમાણિક છે. ”

“ ત્યારે બીજી યુક્તિ શું કરશો ? ”

“ તેનાજ વિચારમાં હું છું. ” કહીને ધનગવરી થોડો વખત વિચારમાં પડીને પછી બોલી ઉઠી “ કોઇ બદમાશોને બોલાવીને તેમની મારફતે ખટપટ કરીએ તો બની શકે ખરૂં. ”

“ તેમ કરો ત્યારે; પણ તે કેવી રીતે ? ”

“ તે પણ થશે. હમણાંજ હું એ તજવીજને માટે જરા બહાર જાઉં છું, અને ગમે તેમને પણ સવળાવીને ઘાટ કરૂં છું. ” કહીને ધનગવરી બહાર નીકળી પડી.

ચાંદોદમાં બે બદમાશો બડા પ્રખ્યાત હતા. તેઓને ધનગવરીએ સાંધ્યા, અને તે સંત મંડળી પાસે જઇને કેવા પ્રકારને રંગ જમાવવો તે તેમને શીખવીને પૂરા પોપટ બનાવ્યા, તેમજ તે કામ કરવા બદલ ધનગવરીએ તેમના હાથમાં સાંટો એક સો રૂપીઆનો લૂમકો પણ મૂકી દીધો, જેથી તેઓને પણ તે કામ કરવાનો ઉત્સાહ થયો. તેને માટેનો સમય સાયંકાળ પછીનો ઠરાવ્યો, અને તે કામ સિદ્ધ કરી આપવાનું વચન પણ તેમણે તેજ વખતે ધનગવરીને આપ્યાથી ધનગવરી પણ ખુશી થતી પુનઃ પોતાને મકાને ગઈ.

" કેમ, કંઇ કર્યું કે ? " શેઠે ધનગવરીને મકાનમાં પ્રવેશ થતાંજ પૂછયું " ફેરો સફળ કે અફળ ? "

" હમણાં કહેવાય નહીં. કામ થયાં પછી કહેવાય. "

" તમે મારાથી પણ છાનું રાખશો ? "

" તમારાથી છાનું રાખવાનો મને કંઈજ સબબ નથી, પણ કામ થયાં પછી કહું તો તેમાં મારી પણ શોભા ગણાય. "

" તો તમને હજી પણ કામ થવા માટે શક છે કે ? "

" શક જેવું નથી, પણ કદાચ કંઇ વાંધો આવે. "

" ત્યારે એમ કહોની કે હજી 'કદાચ' શબ્દ ઉભેલો છે !"

" તે તો વળી સાત વાર. " ધનગવરીએ વળી હિમ્મતથી જણાવ્યું " તો પણ એટલી તો તમને ખાત્રિ આપુંજ છું કે, જો આ બીજી બાજી પણ કદાચ રદ ગઇ તો વળી કંઇ ત્રિજી બનાવીશ ! ગમે તે મ કરીને પણ એજ ચપળા, અને આ ચતુરલાલ શેઠ લગ્ન ગાંઠથી સંધાશે, અને જીંદગીના સાથીના બંધનથી બંધાશે, એ ચોક્કસ છે. "

" તો પછી બસ ! ગમે તે રસ્તે પણ ધાર્યું થાય તો તમારો ઉપકાર પણ આ આ પુરૂષ ભૂલે તેમ નથી જો ! "

" વારૂં, તમારૂં ધાર્યું થાય તો તમે મને શું આપશો ? "

" તમે ખુશી થશો તે આપીશ. "

" પાંચ હજાર રૂપીઆ તો આપશોની શેઠજી ? "

" પાંચ હજારની ઉપર વળી પાંચસો વધારે ! "

" જોજો ! એવું ના થાય કે 'ગરજ સરી, અને વૈદ્ય વેરી!' તમારા જેવા ભાગ્યવાને વિશ્વાસઘાત નહીં કરવો જોઇએ. "

" ગોરાણી ! એ શું બોલ્યા ! તમને જો મારો વિશ્વાસ

નહીં આવતો હોય તો અગાઉથી પાંચ હજાર રૂપીઆ મુંબઇથી મંગાવી આપું ? ”

“ તેમ કરવાની કંઇ જરૂર નથી. હું પણ માણસને ઓળખનારી છું. તેમ છતાં જેવી ઇશ્વરેચ્છા ! મારા ભાગ્યમાં હશે તો મળશે ! પહેલાં મને કંઇ રૂપીઆની દરકાર નથી, પણ કામ પાર પાડવાનીજ દરકાર છે, અને તે શ્રી નર્મદાજી પાર પાડે એટલે બસ આનંદ ! હવે રાત્રે શું પરિણામ આવે છે તે જોવાનું છે. ” કહીને તેણી શાંત રહી, અને ચતૂરલાલે પણ વિશેષ ચોળા ચોળ કરી નહીં.

---

# ચક્ર ૫૦ મું.

## દોહરો.

બદમાશો બાંકા બુરા, કીધું ધાર્યું કામ;
તરકટ જગવ્યું જોરમાં, બડી બતાવી હામ !

## બદમાશો ફાવ્યા !

બદમાશો બડા જબરમાન હતા. તેઓએ દિવસના ગાળામાં પોતાની તમામ તઇયારીઓ કરી રાખી. તેઓનો ધંધોજ ખાસ તરકટોનો હોવાથી તેઓ પોતાની પાસે તરેહવાર જાતના ઢોંગ સોંગ બનાવવાનો તથા વિધ વિધ વેશ લેવાનો સર્વ સરંજામ રાખતાં હતાં. તે સરંજામનો તેઓ ખાસ કરીને લુચ્ચાઇનાં કામોમાં ઉપયોગ કરતાં હતાં.

બદમાશોએ પોતાના મકાનનાં બારણાં બંધ કરીને પોતાનો બહુરૂપી શણગાર સાયંકાળ પહેલાંજ સજવા માંડયો. તેમાં એકે

સૂર્યનો વેશ ધારણ કીધો, અને બીજાએ ચંદ્રનો વેશ લીધો. બાદ દીવાબત્તી થયાં પછી સુમારે આઠ વાગે તેઓ બંને પોતાને મકાનેથી નીકળ્યા, અને રાત્રિ પણ અંધારીજ હોવાથી તેઓને જવાને વળી વિશેષ સુગમતા મળી. તેઓ તે સાધુ મંડળીના મુકામની છેક નઝદીક જતાંજ એકદમ ધસીને તેમની ટોળીમાં પ્રવેશીને પલાંઠી વાળીને બેઠાં. આ જોઇ તમામ સાધુઓ તથા સાધુડીઓ ચમકીને ઉઠયાં, અને ગુરૂજી ભગ્યદાસ પણ સૂર્ય-ચંદ્રનાં મૂખ જોતાંજ ઉઠીને તેમને નમન કરવા લાગ્યા, તેમજ અન્ય જણાઓ પણ તેવીજ રીતે નમન કરીને તેઓની સમક્ષ ઉભાં રહ્યાં. સૂર્ય તથા ચંદ્ર પણ પછી તોરમાં ને દમામમાં ઉભા થયા, અને તેઓમાંના માત્ર સૂર્યએજ બોલવાનો પ્રારંભ કરતાં જણાવ્યું કે " ઓ માનવીઓ ! તમે મને આ પ્રસંગે ઓળખી તો લીધોજ હશે કે, હું જાતે ને પોતે શ્રી સૂર્યનારાયણ છું, અને આ મારા મિત્ર શ્રી ચંદ્રમાજી છે. તમોમાંના આ ત્રણ જણાંઓને (ચપળા, જશોદા તથા મમતદાસને બતાવીને) મારા મિત્ર ચંદ્રમાજીએ જે આજ્ઞા કરી છે તે તેમણે સત્વર અંગિકાર કરી નથી, પરંતુ તેને માટે તો તેઓ હજી આમતેમ ગહ્લાંતહ્લાં મારે છે! તેટલા માટે શ્રી ચંદ્રમાજીની સાથે મારે અત્યારે આવવું પડયું છે, કેમકે આ ચંદ્રમાજી તો માત્ર આજ્ઞા કરે, એટલુંજ એમનું કામ છે, અને એમની આજ્ઞાનો અનાદર જે કોઇ કરે તેને બાળીને ભસ્મ કરવાનું મારૂં કામ છે, માટેજ હું તે કામ બજાવવાને આવ્યો છું. ( તેઓ ત્રણ તરફ જોઇને ) હવે બોલી જાઓ કે તમારે ચંદ્રમાજીની આજ્ઞા માનવી છે કે બળીને ભસ્મ થઈ જવાનીજ તમારી મરજી છે ! "

" મહારાજ ! અમને આજ્ઞાનો અંગિકાર કરવાને તો કશો વાંધો નથી; પણ અમરા આ ગુરૂજીની આજ્ઞા મેળવવાને માટેજ અમે અટક્યા છીએ. " જસોદાએ મનની વાત પ્રગટ કરી દીધી.

સૂર્યએ હવે ભવ્યદાસ તરફ નિહાળીને પૂછ્યું " એઇ ગુરનું નામ ધારણ કરનાર વેરાગી ! તું હવે શું કહેવા માંગે છે ? તું જો આ ત્રણેને ના પાડતો હોય તો પ્રથમ તારી ખાખ કરી નાંખું ! બોલ, શું જવાબ ? "

"એ ત્રણેની મરજીમાં આવે તેમ કરે, તેમાં મને વાંધો નથી."

વળી સૂર્યએ તે ત્રણ તરફ જોઇને પૂછ્યું " હવે તમને વિશેષ કોની આજ્ઞા જોઇએ છે ? હજી પણ કંઇ વાંધા જેવું છે કે? "

" નાજી. હવે મને જરાયે વાંધો નથી. " જશોદાએ હાથ જોડીને જણાવ્યું.

" અને તારૂં કેમ છે ? " સૂર્યએ ચમનદાસને પૂછ્યું.

" મને પણ વાંધો નથી બાપજી ! " ચમનદાસે કહ્યું.

" વારૂં ત્યારે આ છોકરીનો શો વિચાર છે ? " સૂર્યએ ચપળા તરફ ચહેરો ફરકાવીને તેણીને પૂછ્યું " તારી મનોવૃત્તિ શી છે ? "

" આ બંનેના જેવીજ મહારાજ ! " ચપળાએ ગળગળીને ખુલાસો કીધો " શ્રી ચંદ્રમાજીની આજ્ઞાને હું પણ આધિન છું."

" બસ તો તમે ત્રણે જણાં હમણાં ને હમણાં અહીંથી નીકળીને અમારી ભલી ભકતાણી ધનગવરીને ત્યાં જાઓ, અને તેણી જેમ સલાહ આપે તેમજ કરો.

તરતજ તેઓ ત્રણે સર્વને પ્રણામ કરીને ત્યાંથી નીકળી પડયાં, અને તે પછી સૂર્યએ ભવ્યદાસને જણાવ્યું કે " તમે

તમારી મંડળી લઇને અત્યારે ને અત્યારે અહીંથી ગમે તે બીજે ગામ ઉપડી જાઓ." આમ કહીને સૂર્ય તથા ચંદ્ર ત્યાંથી રવાના થઇ ગયા, અને પોતાને મકાને જઇને તમામ વેશ ઉતારી નાંખવાની સાથેજ તેઓમાંનો એક સત્વર ધનગવરીને ત્યાં ગયો, અને તેણીને ઉપલું પરિણામ કહી સંભળાવતાં તેણીએ સંતોષ બતાવવાની સાથેજ બીજા એક સો રૂપીઆ તેને ખુશબખ્તીના આપીને વિદાયે કીધો.

ભવ્યદાસના મગજમાં તો ઉપલો તમામ બનાવ ઢોંગ જેવોજ ભાસ્યો, પણ તેણે વિચાર કીધો કે "મારા જેવા ત્યાગીએ વિશેષ ખટપટમાં શા માટે ઉતરવું જોઇએ? જેને ત્યાગ વૈરાગનો ખપ હોય તે મારી સંગે રહે, અને જેને તેનો ખપ નહીં હોય તે ભલે વિમૂખ થઈ ચાલ્યાં જાય." આમ અલ્પસ્વલ્પ વિચાર કરીને ભવ્યદાસ પણ પોતાની સાથેની બાકીની મંડળીને લઇને ત્યાંથી ઉઠાંતરી કરી રાતોરાત પગરસ્તે ચાલતાં ડભોઈ તરફ રવાના થઈ ગયાં.

---

# ચક્ર પ૨ મું.

### દોહરો.

ધનગવરી ધીરજ ધરી, કરે હવે સંકેત;
આગળ આદરવા થકી, તેનો થાયે ખેત.

### લગ્નનો વિચાર.

ચપળા, જસોદા અને ચમનૂદાસ તો તે બદમાશની પહેલાંજ ધનગવરીને ત્યાં આવ્યાં હતાં, અને ચંદ્રમાજીનો પરચો તાત્કાલિક થયાંની વાત કબૂલ કીધાં પછી જસોદાએ નમ્રતાથી ધનગવરી પ્રત્યે જણાવ્યું " હવે શ્રી ચંદ્રમાજીની આજ્ઞા પ્રમાણે વર્તવાને અમે તઇયાર છીએ, માટે તમને અમારી એટલીજ આજીજી છે કે, તમે અમારૂં ભલું થાય, અને અમારૂં જીવન સુખી થાય તેવીજ સલાહ આપશો. "

" તે માટે તમારે બ્હીવું નહીં. તમારી જીંદગી સુખી થાય તેવીજ સારી સલાહ હું પણ તમને આપીશ. હવે તમે જરા નિરાંતે બેસો, અને હું હમણાં ઉપર જઇને આવું છું, " કહીને તેણી ઉપર શેઠ ચતુરલાલને મળવા ગઇ, અને તેને તેણીએ સૂચવ્યું કે " પેલાં ત્રણે જણાં આવી ગયાં છે, અને આપણું ધારેલુંજ હાલ તો થયું છે, પણ હું તમને હમણાં તેમની પાસે લઇ જવા માંગતી નથી. એક વાર તેઓને બરાબર પીગળાવી હાથપર લીધાં પછીજ તમારી ઓળખ આપીશ, માટે ત્યાં સુધી તમે પણ અત્રેજ રહેજો. " કહીને તેણી પુનઃ નીચે આવીને તે ત્રણેને સ્વસ્થપણે નિવાસવાની તજવીજ કરી, તેમજ ધનગવરીએ પોતાની સૂવાની પથારી પણ તેમની જોડમાંજ નાંખી. પછી તેઓ

સર્વ સાથે બેસીને વાતો કરવા લાગ્યાં. ધનગવરીએ તેમને દરશાવ્યું કે " જૂઓ ! હવે તો તમારી ખાત્રિ થઈ કેની કે શ્રી ચંદ્રમાજી જાગતા જોરાવર છે ? તેમણે તાબડતોબ તમને કેવો પ્રત્યક્ષ પરચો બતાવ્યો, અને હવે તમે કેવા મારી પાસે આવ્યા ! પણ હવે તમે મારી પાસે આવ્યાં છો તો તમે મારા માથાપર, અને તમને કોઇ પણ વાતે હું દુભવીશ નહીં. મુદ્દાની વાત એટલીજ છે કે, મારી સલાહનો સ્વીકાર તમારે કરવો જોઇએ, અને જે સલાહ હું તમને આપીશ તે પણ શુદ્ધ ભાવનીજ આપીશ, તેમજ શ્રી ચંદ્રમાજીની આજ્ઞાનુંસારજ આપીશ. તેમણે એવી આજ્ઞા આપી છે કે, આ ચપળાને ગૃહસ્થાશ્રમ માંડવો સુર્લભ છે, તો તેને અનૂસરતીજ સલાહ મારે પણ આપવી પડશે. તે સલાહ કેવા પ્રકારની આપવી તે માટે જસોદા બહેનની સમ્મતિ પણ મારે લક્ષમાં લેવી પડશે. ચપળાની સમ્મતિની તો કંઈ જરૂર જણાતી નથી; કેમકે એ બિચારી હજી બાળક છે, અને એનો ધર્મ સલાહ આપવાનો નથી, માટે એ બાળાની સમક્ષ એનાંજ ગૃહસ્થાશ્રમનો વિચાર કરવાથી એ બિચારી સરમાશે. તેથી જસોદા બહેન, તમે ને હું જરા ખાનગીમાં બેસીને વિચાર કરીએ. એ બાળાનો ભવ બરાબર સુધરે, એનો ગૃહસ્થાશ્રમ વિજયી નીવડે, અને એ સર્વ પ્રકારે સુખીજ થાય, તેવો માર્ગ ગ્રહણ કરવાનું નિર્માણ કરીએ. " કહીને ધનગવરી ઉઠીને જસોદાનો હાથ પકડી તેણીને પાછળના ઓરડામાં લઇ ગઇ, અને તે સ્થળે બંને જણી બેઠાં પછી ધન. ગવરીએ જણાવ્યું " જૂઓ જસોદા બહેન, વાતનો પાયો એવો છે કે, ચપળાને ગૃહસ્થાશ્રમ મંડાવવો, અને તમારે પણ મારી

સલાહ પ્રમાણે વર્તવું, એવી શ્રી ચંદ્રમાજીની આજ્ઞા છે, તો તેજ પાયા પર આપણે સર્વ વ્યવસ્થા કરવાની છે."

"આપનેજ તે તમામ વ્યવસ્થા કરવાની છે, એમજ માની લેજો."

"મારા અંતઃકરણમાં એટલોજ હેતુ રહેલો છે કે, જેમ તમારૂં ભલું કરવું, તેમજ ચપળાનું પણ ભલું કરવું, અને તેમ કરૂં ત્યારેજ મેં મારી ફરજ બરાબર બજાવેલી ગણાય. હવે મારે તમને પ્રથમ પૂછવાનું એટલુંજ છે કે, ચપળા તમારી ને મારી સલાહ સ્વીકારે તેવી રીતે તેણીને તમારે હાથમાં રાખવી."

"તે તો બિચારી નાદાન છે, અને હવે તો તેણીને તમારોજ આધાર છે, તેમજ મારાં કહેવાને પણ તે બાપડી ના પાડે તેમ નથીજ. માત્ર એટલુંજ કે, તેણીનું ભલું થાય તેમ કરવું."

"તે તો મેં તમને પ્રથમથીજ કહ્યું છે કે, તેણીનું તેમજ તમારૂં-બંનેનું ભલું કરવાની ફરજ મારે માથે આવી પડી છે. પરંતુ ચપળા તમારાં કહેવામાંજ રહે, એટલી સંભાળ તમારે રાખવાની છે."

"તે તો રહેશેજ."

"તો હવે મારા મનની વાત તમને જણાવું છું કે, મારો મત એવો છે કે, ચપળાને કોઇ સારા શ્રીમાનની સંગે ગૃહસ્થાશ્રમમાં રાખવી, અને તેની સાથેજ તમે પણ તમારા માનીતા ચમનદાસ સંગે જીંદગી સુધી સુખચેનમાં રહી શકો તેવી ઉત્તમ વ્યવસ્થા કરી આપવી."

"તમે જે કરશો તેનો સ્વીકાર કરવો, એજ મારો નિશ્ચય છે, અને પરિણામે જેમ મારાં ભાગ્યમાં હશે તેમ બનશે."

" તો મારી સલાહ તો મેં તમને જણાવીજ દીધી છે. " ધનગવરીએ છાતી ઠોકીને જસોદાને જણાવ્યું " ચપળાને માટે એવો ધનવાન પુરૂષ શોધીશ કે જે ચપળાને તેમજ તમો બંનેને પણ સારી રીતે નભાવી શકે. "

" જેવી તમારી મરજી ! "

" ઠીક ત્યારે હાલ તરત તમને એટલુંજ કહેવાનું કે, ચપળાને તમે તમારા સ્વાધિનમાં સંભાળી રાખજો. "

" તેમાં તો વાંધોજ નથી. "

તરતજ તેણી બંને પરસાળમાં આવીને પોત પોતાની પથારીમાં પડી, અને ચપળા તથા ચમનદાસ પણ સૂતાં.

---

# ચક્ર પર મું.

### દોહરો.

ધનગવરીએ શેઠને, સમજાવ્યો છે સાર;
ચતૂરલાલને વચનથી, બાંધ્યો છે નિરધાર.

### ચોખ્ખી વાત.

ધનગવરીએ બીજે દિવસે પ્રભાતમાં શેઠ ચતૂરલાલની સાથે હવે ચોખ્ખી વાત કરતાં જણાવ્યું " આ ત્રણે જણાંઓની સાથે મેં રાત્રે તમામ વાત કરી છે, અને તેઓ તો જેમ હું કહું તેમજ કરવાને તઇયાર છે. તેમ છતાં તેઓને હજી મેં તમારૂં નામ બતાવ્યું નથી; કેમકે તમારી સાથે હવે મારે ચોખ્ખી વાત કરી તમારૂં વચન પણ લેવું જોઇએ. હવે બોલો કે તમારો શો વિચાર છે ? "

"તમારો વિચાર તેજ મારો વિચાર !" શેઠે નિષ્કપટ-પણાંથી જણાવ્યું "હું પણ જેમ તમે કહેશો તેમજ કરવાને તઈયાર છું."

"તે તમે કરશો, એવો મને પણ તમારા પર વિશ્વાસ છે, તો પણ તેનું સ્પષ્ટિકરણ થવું જોઈએ." કહીને ધનગવરીએ પોતાની ધારેલી ગોઠવણ શેઠ સમક્ષ પ્રગટ કરતાં જણાવ્યું કે "મારા મનમાં તમો બંનેનું, અને તમારી સાથેજ જસોદા, તેમજ ચમનદાસનું પણ ભલું ચાહીનેજ સત્ય અને ઘટિત બંદોબસ્ત કરવાનો છે. તેમ કરવા માટે એટલું કરવાનું છે કે, ચપળા તમારી સાથે લગ્નગાંઠ શાસ્ત્ર દ્વારા બાંધે, અને તે બદલ તમારે તેણીનાં અંગપર પાંચ હજાર રૂપીઆની જણસો પહેરાવવી તથા તેણીના નામના રોકડા રૂપીઆ દશ હજાર કોઈ સદ્ધરને ત્યાં મૂકવા, તેમજ રૂપીઆ એક હજારનાં વસ્ત્રો તેણીની પસંદગીનાં તેણીને આપવાં. આ તમામ તેણીને સ્ત્રીધન તરીકેજ તમારે અર્પણ કરવું પડશે, અને તેણી શિવાય તમારો હક્ક તે ઉપર મુદ્દલજ રહેશે નહીં. વળી તેણીની જીંદગી સુધી તમારે તેણીનાં અન્ન વસ્ત્રો પણ પૂરાં પાડવાંજ પડશે, અને એક પત્નિનો જેટલો હક્ક પોતાના પતિપર હોય છે તેટલો તમામ હક્ક તેણીનો પણ તમારીપર રહેશેજ. બોલો, આ તમે કબૂલ છો કે ?"

"કબૂલ !"

"ચાલો ! હવે ચમનદાસ તથા જસોદાની બાબતમાં શું કરવાનું છે તે પણ સાંભળી લો !" ધનગવરીએ બીજી ગોઠવણ પ્રગટ કરી "તે બંનેને માટે પણ તમારે તેઓની જીંદગીનાં ભલાંને કાજે વ્યવસ્થા કરવી પડશે. એટલે ચમનદાસ તથા

જસોદાના ગુજરાનને માટે પાંચ હજાર રૂપીઆ રોકડા તથા એક હઝારની જણસો, તેમજ ત્રણસો રૂપીઆનાં વસ્ત્રો આપવાં જોઇશે. વળી તે ઉપરાંત તેઓનાં ભલાંને માટે તમારે દરેક પ્રકારની કાળજી પણ રાખવી પડશે."

"આ બાબત પણ મારે કબૂલ છે, અને તેઓ બંનેનું દરેક પ્રકારનું ભલું કરવાને હું બંધાઉં છું." વળી અધૂરી બાબત પણ પૂર્ણ કરવાને જણાવ્યું "હવે ત્રિજી એક બાબત હજી બાકી રહી ગઈ છે તે પણ ખુલ્લીજ કરી નાંખોની ગોરાણી !"

"ત્રિજી બાબત કઇ ?"

"અમો સર્વનું ભલું કરનાર મૂળ તરીકે તો તમે પોતેજ છો, તો તમારી ઇચ્છા પણ મારે જાણવી તો જોઇએ."

"મારી પોતાની બાબતમાં મારેજ માંગણી કરવી તે તો મને શરમાવા જેવું લાગે."

"તમારાજ પ્રતાપે આવો ઉત્તમ ઘાટ પાર પડનાર છે, અને તે બાબતમાં તમારા ઉપકારનો બદલો હું તમને જેટલો આપું તેટલો ઓછોજ ગણાશે. હું તમને હાથ જોડીને રૂા. પાંચ હઝાર રોકડા બક્ષિસ આપીશ. કેમ, રાજી છોની ગોરાણીજી ?"

"હું તો સદા રાજીજ છું. માત્ર મારા મનમાં બે હઝાર ખરચીને બ્રહ્મભોજન કરાવવાનો છે તો તેટલી રકમ તમો મને વિશેષમાં આપો તો સારૂં."

"ઠીક તો-એકંદર સાત હઝાર તમને રોકડા આપીશ."

"અને બે હઝાર ખરચી તમારા મરનાર ગોરના નામનો એક ન્હાનો ચોરો બાંધવાનો છે, તો તેટલી ઉદારતા વિશેષ થઇ શકશે કે ?"

" કબૂલ ! કુલ્લે નવ હજાર આપીશ. "

" બસ–બસ–બસ ! " ધનગવરી હરખાઇને બોલી "જીવતાં રહો, અને તમો સદા સુખ પામો શેઠજી ! "

" આ બધી રકમ ક્યારે જોઇશે ? " અહીં મારી પાસે તો કંઈ વિશેષ રૂપીઆ લાવ્યો નથી, માટે તમો જો કહો તો મુંબઇથી મંગાવી લઉં, અને નહીં તો ત્યાં ગયાં પછી મોકલું ?"

" તે કેમ ચાલે ? આ સ્થળેજ તમામ ગોઠવણ કરીને અહીંજ લગ્ન પણ કરવાં પડશે; કેમકે મુંબઇ લગ્ન કરવાનું રાખો, અને ત્યાં વળી કંઇ બાજી વિખેરાઈ જાય તો ? માટે અહીંજ જોઇતા તમામ રૂપીઆ મંગાવવા જોઇએ કે પાછળ પંચાતજ રહે નહીં. "

" તેમાં પણ મને કંઇ વાંધો નથી. લો ની હમણાંજ મારા મુનીમપર કાગળ લખું છું, અને તેનેજ રૂા. લઇને અત્રે બોલાવું. "

"રૂપલો તમામ હિસાબ બરાબર ગણી રકમ મંગાવજો. વળી બીજો ખરચ લગ્નમાં પણ થશે તે વિગેરેની ગણત્રી કરજો. "

" સારૂં. " કહીને શેઠે પોતાના મુનીમપર એક પત્ર લખીને સામટા રૂા. પચાસ હજાર લઇને તાબડતોબ ચાંદોદ આવવાને જણાવ્યું, અને તે પત્ર તેણે ધનગવરીને વાંચી પણ સંભળાવ્યો, જેથી તેણીને પણ સંતોષ વળ્યો.

---

# ચક્ર ૫૩ મું.

**દોહરો.**

જસોદાને સમજાવતાં, ચમનદાસ પણ સાથ;
ધનગવરી વિદિત કરે, બંદોબસ્તની ગાથ.

**ત્રણે સમજ્યાં.**

હવે ધનગવરીએ પ્રથમ જસોદા તથા ચમનદાસને એક બાજૂ પર લઇ જઈ તેમનાં તથા ચપળાના સંબંધમાં જે ગોઠવણ કરવા ધારી હતી તથા જે વિષે શેઠ ચતૂરલાલનું વચન પણ લીધું હતું, તે તમામ વાત યથાસ્થિત કહેવાનો ઠરાવ કીધો. પરંતુ શેઠ કોણ છે? ક્યાંના છે? શું નામ છે? તે તો હજી ગુપ્તજ રાખ્યું. ધનગવરીએ જે બંદોબસ્ત કરેલો તેનીજ વિગત માત્ર તેણીને કહી સંભળાવી, અને તે તમામ વાત સારી રીતે સમજાવ્યાં પછી જસોદાને તેણીએ માત્ર એટલુંજ પૂછ્યું કે "આવો બંદોબસ્ત તમને પસંદ પડશે કે જસોદા બહેન ?"

"એમ થાય તો મને કંઇ વાંધો નથી."

"તમને કંઇ વાંધો હોય તો બેલાશક સૂચવવો."

"મને તો કશોએ વાંધો નથી, પરંતુ ચપળાનો અભિપ્રાય પણ લેવો સારો છે, એમ મને ભાષે છે તો કહું છું."

"તેણી બાળક શું અભિપ્રાય આપવાની હતી ?"

"તો પણ તેણીને પૂછવામાં કંઇ બગડવાનું છે કે ?"

"તો તેણીને પણ કહેવામાં કશો વાંધોજ નથી." કહીને ધનગવરીએ તરતજ ચપળાને બોલાવીને પોતાની પાસે બેસાડી જણાવ્યું "તારી તેમજ આ જસોદાની, અને ચમનદાસની

બાબતમાં જે વ્યવસ્થા કરવાની મેં ધારી છે તે આ બંનેને તો મેં કહી સંભળાવી છે, અને તે તેમણે પસંદ પણ કરી છે, પણ તું તે પસંદ કરે છે કે કેમ? તે માટે તને પણ તે જણાવવી જોઇએ, અને તારી પણ પસંદગી મળવી જોઇએ."

"મારી પસંદગીની શી જરૂર છે? જયાં તમારીજ સલાહ પ્રમાણે ચાલવાની આજ્ઞા શ્રી ચંદ્રમાજીએ આપી છે, ત્યાં મારી પસંદગીનો પ્રશ્નજ રહેતો નથી. વળી જસોદા બહેને તે પસંદ કરી, એટલે મેં પણ પસંદજ કરી, એમ સમજી લોની બહેન! તમે કરશો તે મારે કબૂલ છે."

"તે તારી વાત યોગ્ય છે, તો પણ જરા સાંભળ." કહીને ધનગવરીએ તમામ વાત ચપળાને પણ કહી સંભળાવીને પૂછયું "હવે આમાં કંઈ ફેરફાર કરવા જેવું તને લાગે છે કે?"

"ફેરફારની તો બાબતજ મારા મનપર નથી, પરંતુ કયા પુરૂષ સાથે, અને તેનું નામ શું તથા તે કયાં રહે છે? તે જો જણાવો તો સારૂં."

"હું જે કરીશ તે તું ખુશી થશે તેમજ કરીશ. તે બધી બાબત પ્રસંગોપાત તને જણાશેજ. હમણાં તે બધું જાણવાની તને કંઈ ખાસ જરૂર છે કે બેટા?"

"જરૂર એટલાજ માટે છે કે, મારાં લગનનો પતિ મુંબઇમાં છે, અને તમો પણ જો ત્યાંજ મારાં લગ્ન કરવા ધારતાં હો તો તે બાબતમાં મ્હોટો વિક્ષેપ આવી પડવાની ધાસ્તી છે. આટલોજ માત્ર વાંધો છે તો તે આપ લક્ષમાં રાખશો, એવી મારી તમને પ્રાર્થના છે."

"તે તારૂં કહેવું કારણરૂપ છે, અને તે હું લક્ષમાં

રાખીશુજ. તે શિવાય તો બીજો વાંધો નથીની ? ”

“ ના. ”

“ તો બશ. ” આ પછી ધનગવરીએ તેઓના ખાધાની તજવીજ કરી તથા ચપળા અને જસોદાનાં સાધુડીનાં વસ્રો બદલાવીને તેણીઓને હવે તો પોતાનાં ઘરમાંથી સાદાં પણ સારાં વસ્રો પહેરાવ્યાં, તેમજ ચમનદાસને પણ શેઠની પાસેથી માંગી લઇને ધોતિયું, ખમીશ, અને ટોપી સજાવવાથી તેઓ ત્રણે હમણાંથીજ વેરાગીના વેશમાંથી ગૃહસ્થોના વેશમાં આવી ગયાં.”

બાદ ધનગવરીએ ઉપર જઇને ચતુરલાલને તમામ વાત વિદિત કીધાં પછી હસીને કહ્યું “ હવે ચપળા મળશે, એટલે પછી મને શા માટે યાદ કરશો ? ”

“ નહીં કેમ ? તમે પહેલાં, અને ચપળા પછી. તેમ વળી તમારાં પ્રતાપે ચપળાની સંગે લગ્ન થયલાં કહેવાય, માટે તમને તો કેમજ તજાય ? ”

“ ત્યારે ચપળાની સંગે લગ્ન થયાં પછી પણ તમે મને પ્રસંગોપાત યાદ કરશો, એમ તમારૂં કહેવું છે કે ? ”

“ ઓ યસ. તેમાં શકજ સમજવો નહીં. હું નેક અને ટેક માટેજ મરનારો છું. ”

“ એમ છે ? ” ધનગરીએ હસીને દરશાવ્યું “ ત્યારે તો હવે મને તમે તે દિવસે વિલાયતની ભાષામાં ‘થેંક યૂ’ બોલ કહેલો તે યાદ આવ્યો, અને તેજ તમારો બોલ હું તમને પાછો આપી દઉં છું ! ઠીક કેની ? ” કહીને ધનગવરીએ પોતાના પ્રેમી હાથથી પ્રેમી તમાચો શેઠના પ્રેમી ગાલપર લગાવી દીધો, અને તેણી તાબડતોબ નીચે ઉતરી ગઇ.

# ચક્ર ૫૪ મું.

દોહરો.

ચપળા ને જસોદા મળી, કરે વિચારો કાંઈ;
ચમનદાસ પણ સંગમાં, વહેમ ગયા ઉભરાઇ !

## વ્હેમોનું વાદળ !

શેઠ ચતુરલાલને તેજ મકાનના માળ ઉપર ગુપ્તપણેજ ધનગવરીએ રાખેલો હોવા છતાં ચપળાએ તેને અકસ્માત જોયો, અને તેણીએ જસોદાને, તેમજ ચમનદાસને પણ આંખની ઇશારતથી બતાવ્યો. ત્રણે જણાં આથી ચમકયાં ! જસોદાને તો તે વિષે કંઈ જાણવા જોગ વ્હેમ ભરાયોજ નહીં, પણ ચપળાના અંતઃકરણમાં અનેક વહેમોનું વાદળ વિંટળાઇ વળ્યું, અને તેણી ઝડપટ બોલી ઉઠી "બહેન ! ઉપર જે પુરૂષ છે તેનો ચહેરો, અને તેનો દેખાવ જોતાં તે મુંબઇનોજ કોઇ પુરૂષ લાગે છે, અને તેથીજ મારા મગજમાં તો હવે વ્હેમોનું વાદળ ઘેરાઈ આવ્યું છે !"

જસોદા વિચારમાં પડી ગઇ, અને તેણીએ ચમનદાસ સામું જોઈને તેને પૂછયું " આ બધાંનો સાર તમને શું સમજાય છે?"

" હું પણ તેજ વિચાર કરૂં છું કે, આમાં કંઈ પણ જૂદોજ રંગ હોય તો ના નહીં !"

" ત્યારે હવે શો વિચાર કરવો ? " જસોદાએ પૂછયું "અમે બંને તો તમારી અક્કલનોજ આવે પ્રસંગે ઉપયોગ કરીશું."

" તે તારી માન્યતા યોગ્ય છે, પણ આ બાબતમાં આમ તેમ-કંઇ પણ મત એકદમ બાંધવાનો નથી. ચંદ્રમાજીની આજ્ઞા

જે થઈ છે, તેનો પણ હજી વિશેષ પરચો મેળવવાની મારા મનમાં ઉત્કંઠા રહી છે, અને ધીમે ધીમે તે મેળવીશજ. ”

“ પણ તે ક્યારે ? ” ચપળાએ આકળી પડીને પૂછ્યું જ્યારે બધું રંધાઇ જશે, મારાં લગ્ન થઈ જશે, અને મારી પવિત્ર નીતિનો ભંગ પણ થઇ જશે ત્યારે કે ?”

“ ના. તે પહેલાં. ”

“ અને તેટલામાં લગ્ન થઈજ ગયાં, અને આપણે પણ બંધનથી બંધાઇજ ગયાં તો પછી પાછળથી આપણો શો ઉપાય ?”

“ ચપળા ! તું ગભરા નહીં. તે પહેલાંજ બધું સ્પષ્ટ સમજાઇ આવશે, અને તે કેમ સમજવું તેનોજ વિચાર હું પણ કરૂં છું. ” ચમનદાસે ચીપી ચીપીને જણાવ્યું “ જે પુરૂષ ઉપર છે તે કોણ છે, તેની બાતમી હવે હું મેળવીશ, અને તે પછી બીજી વાત. ”

“ ત્યારે એકજ વાત રાખવી કે, તે પુરૂષને માટે તમેજ ગમે તે તદબીર કરીને તે કોણ છે, તે વગેરે બાતમી તેની પાસેથી મેળવી લો તોજ સારૂં. ”

“ તે બધું હું પ્રસંગોપાત કરી લઇશ. ”

“ પણ તેમ કરતાં વળી શ્રી ચંદ્રમાજી કોપશે તો વળી કંઇ નવો સંતાપ જાગશેની ? મ્હોટી બ્હીક તો મને તે લાગે છે!”

“ હાલ તરત કોઇ પણ રીતની વિશેષ ચોળાચોળ તો કરવીજ નથી. એક વાર ઉપર જે પુરૂષ છે તે કોણ છે ? તે વગેરે જાણ્યાં પછી તેમાંથીજ ખરો ખ્યાલ આપવાનો રસ્તો થશે.”

“ તો પછી શ્રી ચંદ્રમાજીનો પરચો તો ખરોજ કેની ? ”

“ પણ કેમ ધારી શકાય ? અગર જો ખાત્રીજ તો

કંઈ પણ કહેવાને મારી હિમ્મત થતીજ નથી, તો પણ મારા મનમાં ધનગવરીનાં ચેનચાળા જોઇને કંઇ કંઈ થઈ આવે છે! ઉપલી મેડીના માણસના સંબંધમાં જેમ શક ઉભો થયો છે, તેમજ ધનગવરીની બાબતમાં પણ શક જેવુંજ સમજાય છે! તેણીને માત્ર એકજ વાર એક માસ સુધી જમવાની આજ્ઞા થઇ છે, અને તેમ છતાં હરતાં ફરતાં લાડુ, ગોળપાપડી વગેરે ડબોડબ તેણી મોંમાં નાખ્યાંજ કરે છે, અને વળી દિવસમાં દશ વાર તો મોંમાં પાનના ડુંચા ભરી લાલ પીચકારીઓ મારે છે! આ બધાં ચિન્હ શું એક વાર જમવાનાં હોય ખરા કે?"

"એ પણ તમારૂં કહેવું ખરૂં છે." ચપળાને સ્મર્ણ થઇ આવતાં તેણી બોલી "એક વાર તો અકસ્માત મેં તેણીને ભજીઆં ખાતાં આ બારણાના છિદ્રમાંથી જોઈ હતી! વળી જ્યારે જોઉં ત્યારે તેણીનું મોં ચાલતું ને ચાલતુંજ!"

"તે બધાં તેણીનાં આચરણો શક ભરેલાંજ છે. વળી તે વિધવા છતાં તેણીની આંખોમાં અનીતિનો વિકાર ખુલ્લી રીતે જણાઇ આવે છે, અને તેણીનો દરેક રંગ ભ્રષ્ટતા ભરેલોજ ભાષે છે! તેમ છતાં શ્રી ચંદ્રમાજી જેવા તેણીના કહ્યામાં રહે, એ મને તો નવાઇજ લાગે છે! ભક્તને આધિન ભગવાન થાય ખરા, પણ અભક્તને આધિન તો નજ થાય."

"ત્યારે હવે આપણે તો પૂરા પ્રસાયાંજ! હવે કેમ કરીશું? આમાંથી છૂટવાનો કંઈ રસ્તો છે કે ભાઇ?"

"એકદમ એવા વિચારપર પણ આવવાનું નથી. મેં પ્રથમથી તને કહ્યું છે તેમ ઉપર રહેલા પુરૂષની મુલાકાત લીધા પછી વાત."

" તે ક્યારે લેશો ? "

"તેનોજ લાગ જોઉં છું. ધનગવરી કંઇ બહાર જાય એટલે તે તક સાંધી લઇશ. "

" એ ખરી વાત. લોની આજેજ ફરવાનું નિમિત્ત કરીને હું તથા જસોદા બહેન એને બહાર લઈ જઇશું, અને છેક બે ત્રણ કલાકે આવીશું. તેટલામાં તમે તમારૂં કામ સાંધી લેજો. "

" એમજ કરવું. " કહીને ચમનદાસે તે વાત અટકાવી.

---

# ચક્ર પપ મું.

### દોહરો.

ચતુરલાલ પાસે ગયો, ચમનદાસ સત્વર;
મુલાકાત લીધી ખરી, વાતોમાં તત્પર !

### ચમનદાસની તોપ !

ચાર વાગતાંને સુમારે, સંકેત પ્રમાણે ચપળાએ ધનગવરી પ્રત્યે કહ્યું " મ્હોટી બહેન ! ઘરમાં ગોંધાઈ રહેવાથી મને તો કંઈ ગમતું નથી, અને ખાધુંએ પચતું નથી, માટે ચાલોની કંઇ બહાર ફરવા જઇએ. ચાલશો ? "

" હા બહેન, હવે જો ફરીએ તો જીવ મોકળો થાય. " જસોદાએ પણ પુષ્ટી આપી " ગામની બહાર સંગમ આગળ જઇએ તો સારૂં લાગશે. એ સ્થળ પણ અચ્છું રમણિક છે. "

" ચાલોની, મારે ક્યાં ના છે ? આપણે ત્રણ જણી જઇશું કે ચમનદાસને પણ સાથે લેવા છે ? તે ભાઈ આવશે ?"

" તે ભલે અહીં રહ્યા. આપણે બૈરાંઓજ ઠીક. "

" તો આપણે ત્રણ જઇએ." કહીને ધનગવરી તેણી બંનેને લઇને ગામ બહાર ફરવા ગઇ.

હવે ચમનદાસને લાગ મળ્યો, અને તે આસ્તે રહીને ઉપર ગયો, અને તેને જોતાંજ શેઠ ચમકયા તો ખરા, પણ વિવેકને ખાતર શેઠે તેને આવકાર આપતાં કહ્યું " આવો ભાઈ, પધારો!"

ચમનદાસ તરતજ શેઠની નઝદીકમાં જઇને બેઠો.

" કેમ ખુશીમાં તો છોની ? " શેઠે પૂછયું " તમારૂં નામ શું અને કયાંના રહીશ છો ? "

" મારૂં નામ ચમનદાસ છે, અને હું મૂળ રહીશ તો અમદાવાદ પાસેના એક ગામડાનો છું. "

" ઠીક–બહુ સારૂં, અને બીજી બે બાઇઓ છે તે તમારી સાથેજ છે શું ? "

" હાજી. "

" તમારાં સગાંમાં તેણીઓ હશે ?"

" એક મારી પત્નિ છે, અને બીજી તેણીની બહેનપણી છે."

" તેણી કયાંની છે ? "

" તેણીનાં માતા–પિતા સુરતમાં છે, માટે તેણી પણ સુરતનીજ કહેવાય, પરંતુ તેણીનો પતિ તો મુંબઇમાં રહે છે."

" તેણીનો પતિ શું ધંધો કરે છે ? "

" તે તો મને કંઈ ખબર નથી, પરંતુ મને એટલી ખબર છે કે તે મહા વિચિત્ર પૂતળું છે ! "

" એટલે ! તે કેવી રીતે ? " શેઠે ચિંતાતૂર બની તે જાણવાની જીજ્ઞાસા બતાવી.

" એટલે એમ કે તે મનુષ્ય રૂપે છતાં ભયંકર ભૂત છે !"

ચમનદાસે હવે રંગ જમાવવાને ગપ ચલાવી "તે પોતાની પત્નિને પણ આખી ખાઈ જવાની તૈયારીમાં હતો, અને તેટલામાં તેણી ચેતીને એક સાધુઓની મંડળીમાં જોડાઇ ગઇ, કે જે મંડળીમાં અમે પણ હતાં. તે મંડળીમાં એક યૂવાન હતો તે તેણી પર મોહી પડવાથી તેણીનો પતિ તાબડતોબ ભૂત રૂપે આવીને ઉભો રહ્યો, અને તે યૂવાનને અમો સર્વનાં દેખતાંજ ચાવી પણ ખાધો! અરે! તે યૂવાનના શરીરનો કટકો પણ છોડયો નહીં તો!"

"અરરરર! તે ભૂત કે રાક્ષસજી?"

"તે તો જે ગણો તે!" ચમનદાસે વળી તોપ મારી "તેજ વખતે તેણીને તે કહેતો પણ ગયો કે 'જો કોઇ પણ તારા પર ઘાનત બગાડશે તો તેનાં એવાંજ હાલ કરીશ, અને તું પણ જો કોઈ પર પુરૂષ પર ઘાનત બગાડશે તો તને પણ તેજ વખતે ચાવી ખાઇશ, માટે મરતાં સુધી નીતિમાં રહી ભગવત સ્મર્ણમાંજ દિવસ નિર્ગમન કરજે.' આટલું કહીને તે અદશ્ય થઇ ગયો! આમ છે શેઠજી!"

"ત્યારે શું તેણી ત્યાગ વૈરાગ્યમાંજ જીંદગી પસાર કરશે?"

"તેમ કરવી તો જોઇએજ, અને તેમ છતાં જો તેણી પોતાની મનોવૃત્તિ ભ્રષ્ટ કરશે તો તેણીનો ભૂત પતિ તેજ વખતે આવીને તેણીને ચાવી ખાશે! તેમ નહીં, અને જો કોઇ પતિરાહિત પુરૂષ તેણીને ભ્રષ્ટ થવાની ફરજ પાડશે તો તે પુરૂષનાં પણ તેવાંજ હાલ થશે!"

"ત્યારે તમે આ ધનગવરીને ત્યાં શા માટે આવ્યાં છો?"

"ચંદ્રમાજીની કંઈ આજ્ઞા થઇ છે, માટે તે વાત ધનગ-

વરી બહેનની જાણમાં છે, અને તે હું કહી શકતો નથી, કારણ તે વાતમાં ઘણો ઉંડો ભેદ છે!" ચમનદાસે ભરમમાંજ શેઠને ભડકાવતાં જણાવ્યું "ધનગવરી બહેન, અને અમારી વચ્ચે જે પણ ખાનગી વાત થઇ હોય તે કહેવાનો મારો ધર્મ નથી!"

"તમે મને કહેશો તો ધનગવરીને ખરાબ નહીંજ લાગે; કેમકે તે અને હું કંઇ જૂદાં નથી."

"તમે જયારે જૂદાં નથી તો તમે તેણીનેજ પૂછશો તો તેણી તમને શા માટે નહીં કહે? શેઠજી! તમે ને ધનગવરી જયારે જૂદાં નથી ત્યારે તેણીએ તે વાત તમને હજી સુધી નહીંજ કહી હોય, એ વાત હું કેમ માનું? હું ખુલ્લું કહું છું કે, તમે તમામ વાત જાણો છો, છતાં મને નાહક પૂછો છો!"

"હું જાણું છું?"

"હાજી. પહેલેથી છેલ્લે સુધીની તમામ વાત તમે જાણો છો, એ હું મુદ્દાપત્તાથી અબઘડી જણાવી દેત, પરંતુ મારે માત્ર એકજ કારણ ખાતર તમામ બાબત મનમાં સમાવવાની છે."

"તે કારણ શું?"

"તમારે તે જાણવાની શી જરૂર છે, તે જો તમે મને સત્યતાપૂર્વક કહો તો હું પણ તમને મુદ્દાની વાત કહી દઇશ."

"તેમાં મારો પણ કેટલોક સ્વાર્થ અને સંબંધ છે, માટેજ મારે તે જાણવાની જરૂર છે."

"સમજ્યો. ત્યારે હવે વળી એકાન્ત પ્રસંગ મળતાંજ વિગતે કહીશ. હમણાં તો હું નીચે જાઉં છું; કેમકે આ પેલી ધનગવરી વગેરે આવે છે." કહીને ચમનદાસ ઝડપથી નીચે ઉતરી પડ્યો.

---

# ચક્ક પક્ક મું.

દોહરો.

ભોપાળું પકડયું પુરે, ચતુરલાલ ગભરાય;
અકસ્માત ચાંદોદથી, મુંબઈ ભાગી જાય !

શેઠજી સટકયા !

ધનગવરી, ચપળા તથા જસોદા બહારથી ફરી આવ્યા પછી ચતુરલાલ પણ ફરવાનાં નિમિત્તથી બહાર ગયો. તાર ઑફીસમાં જઇ તેણે પોતાના મુનીમને તાર કરીને જણાવ્યું કે " રૂપીઆની જરૂર નથી, માટે આવશો નહીં. " આમ જણાવવાનું કારણ એજ કે, ચમનદાસની વાતપરથી તે ચમકી ગયો હતો, અને લગ્નની ઉમેદ તેના મનમાંથી ઉડીજ ગઇ હતી !

આટલો વખત તો શેઠને ગુપ્ત રાખ્યા હતા, અને પોતાનાં પરોણાંઓને તેની સીકલ જાણવા નહીં દેવાની યુક્તિ ધનગવરીએ ચલાવી હતી, પણ આજે ખુલ્લી રીતે શેઠની સ્વારી બહાર નીકળવાથી ધનગવરીને જરા કચવાટ પેદા થયો, અને જસોદાએ પણ શેઠનાં ગયાં પછી પૂછયું "આ નવો માણસ કોણ છે બહેન?"

" એ તો મારો યજમાન બહારગામથી આવ્યો છે. "

" તે કયારનો આવ્યો છે ? "

" આપણે બહાર ગયાં હતાં તે દરમ્યાન આવ્યો હશે. "

જસોદા સમજી ગઇ, અને ચપળાએ પણ આવા જૂઠાણાંથી પોતાના મનમાં ચોક્કસ કર્યું કે " જરૂર આ બાઇ જૂઠી છે, અને એવી જૂઠીને ચંદ્રમા જેવા દેવતા કદી પણ ઉત્તેજન આપેજ નહીં. "

ચતુરલાલનાં બહાર જવા પછી થોડીજ વારમાં ચમનદાસ પણ તેને મળવાની મતલબથી બહાર નીકળી પડયો, અને બંને જણા માર્ગમાંજ મળી જતાં તેઓ વાત કરવાના વિચારથી છેક સ્ટેશન તરફ નિકળી જઇ એક વૃક્ષની નીચે બેઠાં. બાદ શેઠે પૂછ્યું " હવે તો તમાંરા મનમાં સમાવેલી વાત મને કહી સંભળાવશોની ? "

" પણ તમે જે જાણો છો તે તો કહો. પછી હું પણ ખરેખરૂંજ સમજાવી દઇશ. "

બાદ શેઠે પોતાના મનમાં વિચાર કીધો કે " હવે કોઇ પણ પ્રકારે ચપળાની સાથે મારે લગ્ન તો કરવાંજ નથી, માટે તમામ વાત ખુલ્લી કરવાને મારે પણ શા માટે અચકાવું જોઇએ ?" આવા વિચારથી શેઠે પહેલેથી છેલ્લે સુધીની તમામ વાતનો પ્રણગો ચમનદાસ આગળ ફોડી દીધો.

ચમનદાસને પણ શેઠની તમામ વાત સત્યજ મનાઇ, તો પણ હવે શેઠને અહીંથી ભગાડવાના ઇરાદાથી તેણે જણાવ્યું " ત્યારે હવે ખરૂં કહું શેઠજી ? ચંદ્રમાને નામે જે ખોટું ને બનાવટી તરકટ ઉભું કર્યું હતું તેને વિષે અમારા ગુરૂજીને પણ મ્હોટો શકજ આવ્યો, અને તે પરથી તેઓ તે વાતની પાકી તજવીજ કરવાને માટેજ શ્રી ચંદ્રમાજીની પાસે રવાના પણ થયા છે ! "

" તેઓ ચંદ્રમાજીની પાસે કેવી રીતે જઇ શકે ? "

" તેનું જ્ઞાન તમને નથી ! " ચમનદાસે તો હજી પણ તોપ ચલાવવાનું ચાલુજ રાખ્યું કે " અમારા ગુરૂજી ત્રિકાળદર્શી છે, મહાત્મા છે, ઇશ્વરી અવતાર છે, અને મહા તપસ્વિ મુર્તિ છે, જેથી તેઓ જયાં મરજીમાં આવે ત્યાં જઈ શકે છે! તેઓ

જાતે ને પોતે શ્રી ચંદ્રમાજીની પાસે પધારી તમામ ખાતમી લઈ આવશે, અને અત્રે ધનગવરીને ત્યાંજ પધારી અમો ત્રણેને પુનઃ પોતાના સમાગમાર્થે સાથેજ લઇ જશે. ”

“ ત્યારે તો સારૂં થયું કે તમે મને એકાંતમાં મળ્યાં, અને તમામ વાતનો ભેદ કહી દીધો ! જો તમે મને મળ્યાં નહીં હોત તો હું ધનગવરીની સલાહથી ચપળાની સાથે જરૂર લગ્ન કરતે, અને હજારો રૂપીઆ ખરચી પણ નાંખતે ! ”

“ પણ તેજ વખતે તેણીનો પતિ–ભૂત હાજર થઇ તમને જીવતાંજ ચાવી ખાતે, જેથી તમારો વહાલો જીવ જતે, અને વળી તમારા હજારો રૂપીઆ પણ ખરબાદજ થતે ! હવે તો તમને કહેવાનું એટલુંજ કે, કદાચ અમારા ગુરૂજી પણ હવે આજકાલમાંજ શ્રી ચંદ્રમાજીની મુલાકાત લઇને અત્રે પધારશે. પરંતુ તમે ચપળાની સાથે લગ્ન કરવાની મરજી માંડી વાળી છે, માટે હવે તેઓ તમને તો શ્રાપ નહીંજ આપે, તો પણ હવે તમારે અત્રે નાહક પડી રહેવાનું પ્રયોજન પણ શું છે ? કેમ, ખરૂં કેની ? ”

“ તે પણ તમારૂં કહેવું ખરૂંજ છે ભાઇ ! ” કહીને શેઠે વિચાર કીધો કે “ હવે ધનગવરીને ત્યાં જવાનીજ શી જરૂર છે ? રોકડ નાણું તો તમામ મારા ખીસામાં છે, અને માત્ર સો–પચાસનો સામાન તેણીને મકાને પડયો છે, તો તે જાણે બળી ગયો ! હું તો અહીંથીજ પરભાર્યો મુબઇ રવાના થઇ જઇશ, પરંતુ ધનગવરીને તમે હાલ મારી આ વાત મુદલ કહેશોજ નહીં. ”

“ નહીં કહું; પણ ત્યાં તમારો સરસામાન તો હશેની ! ”

"જહાનમમાં ગયો સામાન! મને કંઈ તેની દરકાર નથી."

"તો જેમ તમારી ઇચ્છા!"

બાદ શેઠે પોતાના ખીસામાંથી રૂપીઆ સો–સોની નોટના ત્રણ કટકા કહાડીને ચેતનદાસને આપતાં જણાવ્યું "તમારો મારા પર ઘણોજ ઉપકાર થયો છે, અને આ ત્રણ નોટ તમો ત્રણે જણાં વહેંચી લેજો." કહીને શેઠની સ્વારી રેલવે સ્ટેશન પર ગઇ, અને ત્યાંથી શેઠ મુંબઇ તરફ રવાના થઇ ગયા.

ચમનદાસ પુનઃ ધનગવરીના ઘર તરફ વળ્યો, અને તેણે રસ્તે ચાલતાં વિચાર કીધો કે "હવે ઘેર જઇ ચપળા તથા જસોદાને તમામ વાતથી વિદિત કરવાની તક સાધવીજ પડશે, અને ધનગવરીને ત્યાંથી છૂટવાનો પ્રસંગ પણ લાવવોજ પડશે." કહીને તે ઘેર ગયો.

---

# ચક્ર ૫૭ મું.

## દોહરો.

શોધ થાય છે શેઠની, ધનગવરી અભરાય;
ચમનદાસની સાથમાં, જસોદા સમજી જાય.

## ધનગવરીનો ગભરાટ!

ચમનદાસ તો સાયંકાળ લગભગમાંજ ધનગવરીને ત્યાં ગયો. આ પ્રસંગે ધનગવરી રસોઇમાં બેઠી હતી, અને જસોદા તથા ચપળા પરસાળમાં હીંચકાપર બેસી ઇશ્વર સ્મર્ણ કરતી હતી. તેણીઓની પાસે ચમનદાસ પણ જઇને બેઠો, અને તદ્દન ધીરે સ્વરે ચમનદાસે, જે જે વાત ચતુરલાલની સાથે થઇ હતી,

તે ટૂંકમાં કહી સંભળાવતાંજ તેણી બંને ચમકીજ ગઇ, અને "હાય-હાય" કરવા લાગી તથા બંને વલોપાતમાં પડી ગઈ! તો પણ ચમનદાસે તેણીઓને ધીરજ આપતાં જણાવ્યું કે "તમે હવે જરા પણ બ્હીશો નહીં, અને તમે કશું બોલશો પણ નહીં, તેમજ તમે કશું જાણો છો, એવું પણ કહેશો નહીં. હવે તો હું પોતેજ એ લુચ્ચી ગોરાણીને બરાબર પ્રુજાવી દઇશ, અને તેમ કીધાં પછી આપણે અહીંથી સલામત રવાના થઇ જઇશું. આટલોજ ઇલાજ છે." આમ કહી ચમનદાસ પણ શાંત રહ્યો.

રાત્રિના સુમારે આઠ વાગ્યા. ધનગવરી રસોઈ કરીને પરવારી, પરંતુ શેઠ હજી બહારથી આવેલા નહીં હોવાથી ધનગવરીને ચિંતા થવા લાગી, અને તેણીએ ચમનદાસને પૂછ્યું "ભાઈ! પેલા મારા યજમાન બહાર ગયા છે, તે તમને કંઇ મળ્યા હતા કે?"

"મને ક્યાંથી મળે?"

"પણ આટલી રાત જવા છતાં તે હજી કેમ આવ્યા નહીં?"

"આવશે. ઘડી આમ કે તેમ."

"પણ તે અંજાણ્યા છે."

"તેમાં શી હરકત છે? આ ગામ કંઇ એવું મ્હોટું શહેર નથી કે ભૂલા પડે. થોડી વાર વાટ જૂઓ. એટલામાં આવી પહોંચશે."

"ભાઈ! મારો જીવજ વહાલા મૂઓ વલોપાતિયો બળ્યો છેની!" કહીને ધનગવરી વળી બહાર ઓટલાપર જોવા ગઇ, અને લગભગ અરધા કલાક સુધીમાં તો બહાર જાય, ને અંદર આવે! આવો ફાર્સ ચાલ્યા કીધો, અને તેણીએ ચમનદાસને

નમ્રતાઇથી પૂછ્યું " ભાઇ ! તમે જરા બહાર નીકળીને તેની આમ તેમ ખબર કહાડશો ? "

" હું આ ગામનો અજાણ્યો છું, અને વળી તે તમારા યજમાનને હું ઓળખતો પણ નથી, તેથી રસ્તે કદાચ મળે તોયે હું નહીંજ જાણી શકું કે તેજ તમારો યજમાન છે ! એટલે મારે બહાર જવું નિરર્થક છે ! "

" ત્યારે હવે કોને મોકલું ? મારા ઘરમાં પણ બીજો કોઇ મરદ નથી કે તે તેને જોવા જાય ! આ પણ આફતજ કેની ! "

" હોય, એમ પણ બને ! તમે નકામો જીવ બાળો છો ! "

પણ ધનગવરી બહેન શાના સમજે, અને ચમનદાસ પણ ભીતરનો ભેદ શાનો સમજાવે ? તેણે તો ઉપરનાં ટાહેલાં ને ટહુકા કરીને ધનગવરીને મોઘમમાં ગમે તેમ આશ્વાસન આપ્યાંજ કીધું, અને આમ કરતાં રાત્રિના લગભગ અગિયાર વાગવા આવ્યા ! હવે ધનગવરીના મનમાં તરેહવાર વહેમ ઉત્પન્ન થવા માંડયા, અને તેણીની આંખોમાંથી આંસુ પણ ટપકવા માંડયાં ! આ જોઇને જસોદા, ચપળા અને ચમનદાસ તો મનમાંજ હસવા મંડયાં ! તો પણ વળી ચમનદાસે ટહુકો મૂકયો કે " તમે આમ રડાપીટો કરો છો તો શ્રી ચંદ્રમાજીનું સ્મર્ણ કરીને તેમનેજ આજીજી કરોની કે, તેઓ પરચો બતાવીને તાબડતોબ તમારા તે યજમાનને જયાં હોય ત્યાંથી અહીં મોકલીજ આપે. "

" અત્યારે વળી શ્રી ચંદ્રમાજીને કયાં આજીજી કરવા જાઉં ? તે કંઇ અહીં પાસે છે કે ? તેમનું સ્થાન તો આપણે તે દિવસે જયાં ગયાં હતાં, અને તમને દરશન કરાવ્યાં હતાં, ત્યાં છેક છે ! ત્યાં આટલી રાતના કેમ જવાય ? "

"તમારી મરજી હોય તો ફાનસ લઇને હું સાથે ત્યાં આવું?"

" નારે ભાઇ ! અત્યારે તો શ્રી ચંદ્રમાજી પોઢી પણ ગયા હશે, અને ભર નિદ્રામાં હશે."

" તેમાં શી હરકત છે ? તમે તેમને પ્રાર્થના કરીને જગાડશો તો તેઓ જાગશેજ."

" જાગે ખરા, પણ તેમને જગાડવાથી હું દોષમાં પડું !"

" તમારે ક્યાં તમારા સ્વાર્થને માટે જગાડવા છે કે દોષ લાગે ?"

" હવે એ વાતજ મૂકો ! મને તો કંઈ સમજ પડતી નથી ! કોણ જાણે કોઈ ખાવો તો તે ખાપડાને ભૂરકી નહી ગયો હોય ! હવે શું કરૂં ?"

આમ આફતમાંજ આખી રાત્રિ પસાર થઇ ! રાંધેલી રસોઇ રહી ! ચપળા, જસોદા અને ચમનદાસ પણ ભૂખ્યાંજ રહ્યાં !

---

## ચપળાનાં નેત્રો નિર્મળ-નિરવિકારી-નીતિવાન કેમ રહી શકયાં ?

કારણ તેણીએ, સુરત ખાતે વાડીફળીઆ કોટસફીલપર, વંશપરંપરાથી ચાલતા આવેલા ઔષધાલયના **વૈદ્ય રતીલાલ ત્રીભોવનદાસની** અસરકારક દવા પોતાનાં નેત્રોમાં નંખાવી હતી, કે જે વૈદ્ય નેત્રોના ઉપચારમા નામાંકિત છે.

# ચક્ર ૫૮ મું.

## દોહરો.

ધનગવરીની વિરૂદ્ધમાં, ચમનદાસ છે શેર;
ચમનદાસની આંખમાં, ધનગવરી પર ઝેર !

## પ્રભાતે પંચાત.

ચમનદાસે આજે છેવટનો છૂટકો કરી નાંખવાનોજ ટૂંકો ઠરાવ કીધો, અને પ્રભાત થતાંજ તેણે ધનગવરીને જણાવ્યું "કેમ, તમારા યજમાનનો શોક હજી કયાં સુધી પાળ્યા કરશો?"

"તેમનાં આવ્યા શિવાય મને શાંતિ વળનાર નથી !"

"તે તો મુદ્દલજ નહીં આવે તો તમે પણ શું જીવ જતાં સુધી ભૂખ્યાજ રહેશો કે ?"

"અલબત ! તેની પાછળ તો જીવ પણ અર્પણ કરીશ !"

"પણ અમે શું પાપ કીધાં કે તમારી સાથે અમને પણ ભૂખ્યા મારો છો ?"

"તમને ખાવાની કોણ ના પાડે છે ? રાતની રસોઈ પડેલી છે તે તમે તમારે ખાઇ લો."

"ભલે. અમને પણ એટલુંજ જોઇએ છે." કહીને ચમનદાસે વિચાર કીધો કે "અત્યારેજ આ ઘરનો પણ ત્યાગજ કરવો છે તો વળી ભૂખ્યાં શા માટે જવું ? પેટની પૂંજા કરી લેવી, અને પછી ધનગવરીની ધૂળ કહાડીને વિદાયે થઇ જવું." આમ વિચારી તેણે જસોદા તથા ચપળાને ઈશારત કરવાથી તેણીઓ પણ ઉઠી, અને ત્રણે જણાંઓએ પોતાને હાથેથીજ લઇને ખાઇ લીધું. પછી તેઓ પુનઃ બહાર આવીને બેઠાં, અને

ચમનદાસે વળી મગજની ભઠ્ઠી તપાવીને ધનગવરીને પૂછ્યું, "તમારો તે યજમાન પુનઃ આવશે, એવી તમને આશા છે ખરી ?"

"આશા તો સાત વાર."

"ત્યારે અમારી બાબતમાં તમે શું સલાહ આપો છો ?"

"હમણાં તો મારૂં મગજ કંઇ કામ કરતું નથી !"

"તો હવે શ્રી ચંદ્રમાજીની પાસે જાઓ, અને તેઓ તમારૂં સંકટ દૂર કરી તમારા યજમાનને તેજ ક્ષણે તમારા મકાનમાં મૂકી પણ જશે. રાત્રે તો જાણે ચંદ્રમાજી નિદ્રા પામેલા હોવાથી તેમને જગાડવામાં તમને દોષ લાગવાની ધાસ્તિ હતી, પણ અત્યારે તો કંઈ વાંધો નથીની ?"

"અત્યારે તો બીજો કશો વાંધો નહીં, પણ શ્રી ચંદ્રમાજીનાં દરશને જતાંજ તેઓ વળી નવીન આજ્ઞા કરે તો ?"

"યજમાનને માટે તમારો એકનો એક જીવ આપવાને પણ તૈયાર થયા છો તો ચંદ્રમાજીની અધિક આજ્ઞાથી શા માટે ગભરાઓ છો ? એમ નહીં કરવું જોઇએ."

ધનગવરી આ સાંભળીને જરા ચોંકી, અને કદી નહીં ને હમણાંજ ચમનદાસ આટલી સ્વતંત્રતાથી પોતાની સાથે બોલવા લાગ્યાથી તેણીને જરા સંદેહનો સણસણાટ થઇ આવ્યો તો ખરો, તોપણ તેણી મંદ સ્વરે બોલી "એમ નહીં કરવું જોઇએ કે કેમ કરવું જોઇએ, તેની મને તો સમજજ પડતી નથી ! મારી મતિજ મુંઝાઈ ગઇ છે ! મને કંઇજ સુઝતું નથી !"

"પણ મને તો નવાઇ લાગે છે કે, તમારો યજમાન આવ્યો શું, અને ચાલ્યો પણ શું જોઇને ? તમને કંઇ કહીને પણ નહીં ગયો !"

"મને તો લાગે છે કે તેને કંઇ પણ અકસ્માતજ નડેલો, અને તેથીજ તે બહાર પ્રસાઇ ગયલો! મારા પેટમાં તો પૂરો ધાસ્કો પડી ગયો છે! મારો શો ઇલાજ?"

"ઇલાજ માત્ર એજ કે, તમે આખા ગામમાં ઢંઢેરો પીટાવો, અને પોલીસને ખબર આપો, એટલે પોલીસ તેની તજવીજ કરશે!"

"એ બધું મરદનું કામ! મારૂં કામ નહીં બાઇ!"

ચમનદાસે હજી પણ પરદો ખોલી ભોપાળું પ્રગટ કરવાનું થોભાવ્યું, અને વળી તેણીને પૂછ્યું "એ તમારો યજમાન વાણીઓ છે કે બ્રાહ્મણ?"

"વાણીઓ."

"ઓહો! તેમાં પછી તમારે શા માટે ગભરાવું જોઇએ, અને એક વાણીઆને માટે તમારે વલોપાત શા માટે કરવો?"

"કેમકે તે મારો ઘણો જૂનો યજમાન છે, અને તેના તરફથી મને ઘણીજ સારી પ્રાપ્તિ પણ છે. વળી તે ઘણો પઇસા વાળો પણ છે."

"શું ચપળાની અને અમારી ગોઠવણ તેનીજ સાથે કરવાને તમે ધારી હતી કે?"

"નારે ના," ધનગવરી ચમકીને, અને વળી ટટાર થઇને બોલી "તેની સાથે તો એની વાતજ કદી થાય નહીં તો! તે બાળ બચ્ચાં વાળો છે, અને તેની સ્રી કેવી પરી જેવી છે!"

"તેનાં બઇરાં છોકરાંઓને પણ તમે ઓળખતાંજ હશો?"

"હાસ્તો! તેઓ પણ મારે ત્યાં કેટલીક વાર આવી ગયાં છે, અને અહીં તેઓ હવાફેર માટે મહિના-મહિનો રહ્યાં પણ છે."

"ત્યારે ખરી વાત !" ચમનદાસે ચોક્કસ કરી લીધું કે "તેણી તદ્દન જૂઠી છે." આમ સમજી તે જરા ધીરો પડયો.

---

# ચક્ર ૫૯ મું.

દોહરો.

તડ ને ફડ વાતો વધી, પ્રગટયું પોકળ પાપ;
ચમનદાસના અંગમાં, વ્યાપ્યો ક્રોધ અમાપ !

## છલ્લે પાટલે !

ધનગવરીનાં જૂઠાણાંનાં જંગિ ધતિંગ જોતાંજ ચમનદાસનાં આખા અંગમાં અગ્નિ પ્રકટી રહ્યો, અને તેની સાથેજ તે જબરા ગુસ્સામાં એકદમ વિકાળ સ્વરૂપ ધારણ કરીને બોલી ઉઠયો "હમણાં સુધી તો હું તમને ધનગવરી બહેનને નામેજ બોલાવતો હતો, પણ હવે તો હું તું-તાંથીજ તારી સાથે વાત કરીશ, અને તારા માથામાં ટપલા મારીને તારી ટાલકી તોડી નાંખીશ ! ઓ કમજાત કુલટા ! અરે ! ઓ જૂઠી નારી ! તું ભટાણી છે, પણ ભામટી ભટાણી છે ! તું લુચ્ચી છે, ઠગારી છે, પાપી છે, અને દરેક દૂષણની ભરેલી દામીજ પણ છે ! તારા જેવી હરામખોરને તો હોળીમાં જીવતી બાળી નાંખવી જોઇએ ! પણ નહીં ! તેમ કરવા જતાં હોળી માતા પણ નાહક અપવિત્ર થઇ જાય, અને પાપમાં હું પ્રાયશ્ચિતને પાત્ર થાઉં ! હવે તો મારા મનમાં એમજ થાય છે કે, જાણે તારાં ટૂકડા કરીને કોઇ કુતરાનાં મોં આગળ મૂકી દઉં ! પણ કુતરાં વળી એવા જ્ઞાનિ છે કે, તારા જેવાનાં અંગનાં માંસનું ભક્ષણ પણ નહીં કરે ! ત્યારે હવે તને

શ્રી નર્મદાજીમાં નાંખી આવું ? ના—ના ! તેમ કરવા જતાં શ્રી નર્મદાજી પણ અપવિત્ર થઇ જાય, અને તેમાં વસેલાં માછલાં તારૂં માંસ અંગિકાર નહીંજ કરે ! માટે એકજ રસ્તો તારે માટે છે, અને તે એજ કે, તારા અંગ પર ઘાંસલેટ રેડીને તને સળગાવી મૂકવી ! બીજો ન્યાય માર્ગે તને શિક્ષા કરવાનો છેજ નહીં! પણ તેમ કરતાં પહેલાં તને ખુલ્લી રીતે તારૂં પાપ મારે સમજાવવું જોઇએ. હવે તને સ્પષ્ટ કહું છું કે, તે તારો યજમાન તો મુંબઇ પહોંચી પણ ગયો, કે જેની સાથે તું અમારી ગોઠવણ કરનારી હતી. તેને સ્ટેશન સુધી વળાવવાને પણ હું ગયો હતો, અને તેણે મને તારાં કૂકર્મની તમામ વાત કરી છે ! અરે ! ઓ ! ખરજાત બાયડી ! વચમાં નાહક ચંદ્રમાજીની બદલામી તેં કરાવી, અને તેના નામનો ટાગડો રચીને તેં અમને બનાવવાનો રંગ ગમાવ્યો ! હવે સાચું બોલી દે કે, તેં આ બધું તરકટજ કર્યું હતું કે નહીં ? જો જરા પણ ખોટું બોલી તો અબઘડી તારા ટાંટિયા પકડીને આ પથરા સાથે અફાળી નાંખીશ, અને તને જાનથી બેજાન કરીશ ! બોલ, તેં તમામ તરકટજ કર્યું કે નહીં ? સાચું બોલી જા ! ”

“ ચમનદાસભાઇ ! જરા ઠંડા પડો ! આમ અકસ્માત ક્રોધ ના કરો ! મારૂં તમે શાંતિથી સાંભળો ! સત્યજ કહીશ. ”

“ વધારે પંચાત મારે જોઇતી નથી. તેં મારે માટે તરકટ કર્યું છે, એ વાત તો ખરી કેની? બસ! હા કે નાનો જુવાબ !”

“ એ તો ખરી વાત . ” ધનગવરી ધ્રુજતી બોલી “ મને માફ કરો ભાઇ ! ”

“ એ માફ ને માપ તો દાણા આપનારને ત્યાં ! મારી

પાસે માફ્જ નથી !" ચમનદાસે તેણીનો કાન પકડીને પૂછ્યું " તેં ચંદ્રમાજીને નામે અમને બનાવવા તથા ફસાવવાની બાજી રચેલી, એ વાત પણ ખરી કેની ?"

"હા ભાઇ ખરી !"

તરતજ ચમનદાસે પોતાના હાથમાં પત્થર લઇને પૂછ્યું. "હવે તારાં આવાં અધર્મ કર્મ માટે આ પત્થરથી તારૂં માથું ભાંગી નાંખું કે તને જીવતીજ સળગાવી મૂકું ? બોલ, તને મારે કેવી રીતની શિક્ષા કરવી ?" તારી ભૂલની મહોકાણમાં અમે અમારો સાધુ ધર્મ તજીને, અને અમારી સંત મંડળીને મૂકીને અત્યારે તો આવી આફતમાં પકડયાંની ? બો ! કુલટા ! તેંજ ખરૂં કે ખોટું ?"

"ખરૂં ભાઇ !"

"અને હવે અમે અમારી તે સંત મંડળીથી વિયોગી થયાં અમને ફસાવ્યાં ! તેને માટે જોખમદાર તુંજ કેની ?"

"હા ભાઇ ! તે બદલ જે માંગો તે આપવાને તઇયાર છું !"

"માંગવાનું એટલુંજ કે, તારા ઘરમાં ઘાંસલેટના તેલનો ડબ્બો ભરેલો છે, તે તારા પર ઠાલવી દેવો, અને પછી દીવા-સળી ચેતાવીને તને જીવતીજ બાળીને તારી ભસ્મ કરી નાંખવી !"

આ સાંભળી ધનગવરી અનહદ ગભરાઈ, અને તેણીએ હવે તો ચપળા તથા જસોદાની આજીજી પોતાની મુક્તિ માટે કરી, જે પરથી તેણી બંનેએ ચમનદાસને હાથ જોડીને વિનંતિ કરી કે "ખેર ! આપણાં ભાગ્યમાં હતું તે બન્યું, પણ એ બિચારીને તો હવે ક્ષમા કરો."

"પણ આપણી શી દશા ?" ચમનદાસે પૂછયું "હવે આપણે તો આમથીએ રખડયાં અને, અને તેમથીએ રખડયાં, એમજ બન્યું છે !"

તરતજ ધનગવરી બોલી ઉઠી "તમને ભવિષ્યમાં અન્ન વસ્ત્રનાં વાંધા આવે નહીં તેને માટે સો-બસો રૂપીઆ હું આપવાને તઇયાર છું !"

"સો બસોમાં શું થાય ?" ચમનદાસે ચોખ્ખું જણાવ્યું "કમમાં કમ પાંચ હઝાર આપ !"

"એટલા બધા મારી પાસે નથી ભાઇ ! કૃપા કરીને આ વિધવાપર દયા કરો !

"તો છેલ્લી વાત એજ કે, બે હઝાર રૂપીઆ રોકડા આપ કે તે લઇને અમે વિદાયે થઇ જઇએ."

"કબૂલ." કહીને ધનગવરીએ ઘરમાં જઇ પેટી ખોલીને બે હઝાર રૂપીઆ લાવીને ચમનદાસને ગણી આપ્યા. તે પછી ચમનદાસે, જસોદાએ તથા ચપળાએ પોતાનો પ્રથમનો સાધુતાનો વેશ પુનઃ ધારણ કીધો, અને પોતાના તે વેશનાં વસ્ત્રો પહેરી લીધાં. વળી ગૃહસ્થાઇનાં કપડાં ત્યાંજ પટકીને તેઓ ત્રણે ત્યાંથી ધનગવરીના મોં પર "થૂ" કહીને સત્વર વિદાયે થઇ ગયાં. તેઓ ત્યાંથી સ્ટેશન પર ગયાં, અને તેમની પાસે મુંબઇ વાળા શેઠે આપેલા તે તથા ધનગવરીની પાસે ઓકાવેલા તે, એમ રૂપીઆ તો ઢગલાબંધ હતા, એટલે તેમણે પઇસા ખરચીને ત્યાંથી ડભોઇની ટિકેટ કઢાવી, અને તે તરફ તેઓ રવાના થયાં. ધનગવરીએ અત્યંત પશ્ચાતાપ કરવા માંડયો, અને તેણી પોતાનાં મનમાંજ ન્યાય કરવા લાગી કે "પઇસા મેળવવા જતાં ચાર

ઘરના પઈસા ગયા, દુ:ખ વેઠયું, અપ્સોસની આપ્તો જોઈ, અને તેનો સાર એજ કે 'બૂરાનું પરિણામ બૂરૂં !' આવ્યું."

---

# ચક્ર ૬૦ મું.

### દોહરો.

માત પિતા ચપળા તણાં, કરે અતિ કલ્પાંત;
સ્મર્ણ હવે તે વાતનું; શોકજનક સાક્ષાત.

### માતા-પિતાનો પરિતાપ !

વહાલા વાંચનાર ! ચપળાનું ચરિત્ર તો ઘણું ચિતાર્યું, પણ તેણી પીયેરમાંથી અકસ્માત નીકળ્યાં પછી તેણીનાં માતા-પિતાની શી સ્થીતિ થઇ ? તેઓએ શું કર્યું ?

ચપળા જયારથી ત્યાંથી નીકળી ન્હાઠી, ત્યારથીજ તેઓ અનહદ શોક સંતાપમાં પડયાં, અને અનહદ શોધખોળ ચલાવી, પણ ચપળાનો પત્તો નહીં લાગ્યાંથી, અને આખરે તેઓ છેકજ નાઇલાજ થઈ જવાથી મમતદાસે, ચપળાના સસરાને એક પત્ર લખી પુછાવ્યું કે " ચપળા તમારે ત્યાં આવી છે ? "

તેણીનો સસરો પ્રગટલાલ તો પ્રથમથીજ મમતદાસ પર ગુસ્સે હતો, અને તેમાંથી તેમનો પત્રવહેવાર તદનજ બંધ થઇ ગયલો, જેથી પ્રગટલાલે આ પ્રસંગે પણ મમતદાસના પત્રનો ઉત્તર આપવાની દરકારજ કરી નહીં, તો પણ પ્રગટલાલે સુરતમાં પોતાના એક ઓળખીતાના પત્રથી એટલું તો જાણ્યું કે "ચપળા નીકળી ગઈ છે-ભાગી ગઇ છે-તેણીનો પત્તો મળતો નથી !"

પોતાના પત્રનો ઉત્તર નહીં મળવાથી મમતદાસને તે

એવોજ શક ગયો કે " ચપળા મુંબઇમાંજ છે, અને તેણીના સસરાએ તેણીને છુપાવી રાખી છે ! " આવા વહેમથી દોરવાઇને તે મિજાજમાં આવીને એકદમ મુંબઈ જઈ પહોંચ્યો, અને ત્યાં પોતાના એક સગાને ત્યાં ઉતર્યો. તેને તમામ વાત પ્રગટલાલે કહી સંભળાવ્યા પછી, તે સગાએ તેને એટલીજ સલાહ આપી કે " ભલે તમારી છોકરી પોતાને સાસરે હોય, તોપણ હવે તમારે તેણીને બોલાવીને પુનઃ તમારે ત્યાં લઇ જવામાં તમારી શોભા ગણાય નહીં. "

" પણ તેણીને મારી પરવાનગી વગર મારો વ્હેવાઇ ઘરમાં રાખનાર કોણ ? "

" નહીં—નહીં—નહીં ! " તે સગાએ સ્પષ્ટ સંભળાવી દીધું " તમારી વાત અન્યાયી છે, અને તમારે એ વાત વધારવી છાજેજ નહીં. પ્રગટલાલ ઘણો ડાહ્યો માણસ છે, અને તે અવિચારી કામ કરે, એ મને મનાયજ નહીં. "

" ઠીક ! તમે પણ તેનાજ પક્ષના છો ! " કહેતાંજ મિજાજ ફેરવીને મમતદાસ પોતાનું પોટલું ઉપાડીને ચાલતો થયો, જેની પણ દરકાર તે સગાએ મુદ્દલ કરીજ નહીં; અને તે પછી મમતદાસે એક વીશીમાં જઇને મુકામ કીધો. પ્રથમ તો તે બજારમાં ગયો, અને હલવો, પીંવા તથા કેટલુંક ફ્રૂટ ખરીદીને તેનું પોટલું પોતાની સાથે લઈ પ્રગટલાલની પાસે તે ગયો.

" આવો વ્હેવાઈ, પધારો ! " પ્રગટલાલે તેને જોતાંજ આવકાર આપી દિવાનખાનામાં બેસાડયાં પછી વિવેકથી પૂછ્યું " કેમ શેઠ, કયારના પધાર્યા છો ? "

" આજેજ. "

" તબીઅત તો મઝાહમાં છેની ? "

" હાજી. "

" ક્યાં ઉતર્યો છો ? "

" વીશીમાં. "

" વાહ ! એમ શા માટે કર્યું ? " પ્રગટલાલે આગ્રહ કરતાં જણાવ્યું " તમારે વીશીમાં શા માટે ઉતરવું જોઇએ ? આ ઘર તમારૂં નથી શું ? "

" તે ખરૂં છે, પણ શોભતું હોય તેમજ શોભે. દીકરીને ઘેર મારાથી કેમ ઉતરાય ? "

" અંહ ! તેમાં શું વાંધો ? કઈ વીશીમાં ઉતર્યા છો તે જણાવો તો મારો માણસ મોકલીને ત્યાંથી આપનો સામાન મંગાવી લઉં. "

" હવે એ તો માફજ કરો. " કહીને મમતદાસે પેલું પોટલું પ્રગટલાલ પાસે મૂકીને જણાવ્યું " આ ખાવાનું મારી ચપળાને માટે લાવ્યો છું, માટે તેણીને જરા બોલાવોની કે હું તેણીને આપી દઉં. "

પ્રગટલાલ આ સાંભળીને તાજુબી પામતાં બોલ્યો " ચપળા અહીં છે કે તમારે ત્યાં ? તમને મેં કાગળો લખી તેણીને મોકલવાનું વારંવાર જણાવેલું, પણ તમે ક્યાં ગણકાર્યું ? અને તેમ છતાં તમે તેણી અહીં હોય તેમ ડોળ દેખાડો છો, એ પણ ખાસી મઝાહની વાત ! વાહરે શેઠજી વાહ ! "

" હવે આ બધો નાટક મૂકી દોની જ્હેવાઇ ! મહેરબાની કરીને ચપળાને બોલાવો કે મને ટાઢક વળે ! " મમતદાસે પોતાની આંખોમાં આંસુ લાવીને જણાવ્યું " મેં આપને એક

પત્ર પણ લખ્યો હતો, પણ તેનો જુવાબ નહીં ! ”

“ તમારો પત્ર મળ્યો હતો, પરંતુ તમારી છોકરી અહીં આવી હોય તો જુવાબ લખુંની ! ”

“ હવે બશ માફ કરો ! બહુ થયું ! ” મમતદાસે હાથ જોડીને જણાવ્યું “ નાહક મને શા માટે તરસાવો છો ? તમે મ્હોટા અને હું ન્હાનો ! હવે તો આપ રાજી કેની ? ”

“ પણ આ બધો તમને ખોટો વહેમ છે. તમારી છોકરી મારે ત્યાં છેજ નહીં ”

“ હું હિમ્મતથી કહું છું કે, તેણી તમારાજ ઘરમાં છે. ”

“ અને હું પણ હિમ્મતથી કહું છું કે, મારે ત્યાં તેણી છેજ નહીં. તમારે જોઇએ તો મારૂં આખું ઘર શોધી લો. ”

“ એમ ! તમે કસમપર કહો છો કે તમારે ત્યાં તેણી છેજ નહીં, અને અહીં આવી પણ નથી ? ”

“ મારા છોકરાનાં કસમ ખાઉં છું કે, તેણી અહીં નથીજ, અને પરણ્યાં પછી મારૂં બારણું પણ તેણીએ જોયું નથી ! ”

“ અરરર ! ” કહેતાંજ મમતદાસ મુચ્છીંગત થઇ જમીન પર ઢળી પડયો.

---

# અંક ૬૧ મું.

## દોહરો.

મમતદાસ પસ્તાય છે, મગટલાલનો બોધ:
જ્હેવાઇ બે મસલત કરે, ખટપટ કરવા શોધ.

## મમતદાસ આખી બની ગયો !

મમતદાસ મુર્ચ્છાગતમાંથી જાગૃતિમાં આવતાંજ બોલ્યો " મગટલાલ શેઠ ! મને તો ચોક્કસ મનાયું હતું કે, મારી છોકરી તમારે ત્યાંજ આવી છે, પણ જ્યારે તમે તમારા છોકરાંનાં કસમ ખાધાં, ત્યારે હવે મારો વહેમ દૂર થયો છે, અને હવે તો તમને પૂછવાનું એટલુંજ કે, તે છોકરીને મારે કયાં શોધવા જવું ? "

" પણ તેણી તમારે ઘેરથી તમને કહ્યાં વિના ગઇ છે કે ?"

" હાજી. "

" તેણીને ગયાંને કેટલાક દિવસ થયા ? "

" લગભગ એક માસ. "

" અને ત્યાં સુધી તમે નિરાંતે બેસીજ રહ્યા, અને તેણીનો પત્તો મેળવવાની કંઇ તજવીજ પણ કરી નહીં ? "

" મેં એમજ માની લીધું કે, તેણી તમારે ત્યાં આવી હશે, જેથી બીજી કંઇ તજવીજ નહીં કરતાં તમને મેં પત્ર લખ્યો, પણ તમે કશો ઉત્તર નહીં આપવાથી મને વળી વિશેષ મનાયું કે, તમારે ત્યાં તેણી છે, પરંતુ તમે ગુસ્સાને લીધે મને જુવાબ આપતાં નથી. "

"એવું નાપાયાદાર માની લેવું, એજ તમારી ભૂલ છે, અને એવી ભૂલો તમે પ્રથમથી કરતાં આવેલા હોવાથી અત્યારે તમને પસ્તાવાનો પ્રસંગ પણ આવ્યો છે. છોકરી વયમાં આવતાંજ તેણીને સાસરે મોકલવી જોઇએ, અને મારી પોતાની છોકરી હોય તોયે હું તેમજ કરૂં. તમને મેં રીતસરના પત્રો લખ્યા, પણ તમે માન્યુંજ નહીં, માટે હવે જૂઓ કે કેવું પરિણામ આવ્યું! આજના વખતમાં છોકરાંઓ વયમાં આવતાંજ કાબૂમાં રહી શકે નહીં, તેનો ખ્યાલ હવે તમને આવતો હશે! ખરૂં કે ખોટું ?"

"ખ્યાલ તો એવો આવે છે કે, પૂરેપૂરો પસ્તાઉં છું. મારી તો શુદ્ધ-બુદ્ધ ઉડી ગઈ છે, અને મને કંઇ સમજ પડતી નથી કે, મારે શું કરવું ?" મમતદાસ રડી પડયો, અને બોલ્યો "ઓ! પ્રગટલાલ શેઠ! હવે આગલી પાછલી ઉકેલીને મને બાળો નહીં, પણ રસ્તો બતાવો! છોકરી કયાં ગઈ હશે, અને તેણીનો પત્તો કેવી રીતે મળી શકે?"

"મને લાગે છે કે, ન્યૂસપેપરોમાં જાહેર ખબર આપીને તેણીનો પત્તો લાવી આપનારને યોગ્ય ઇનામ આપવાનું છપાવો તો જરૂર ઇનામની લાલચે ગમે તે પણ પત્તો મેળવીજ આપશે."

"હાય-હાય! તેમાં તો મારી આબરૂ જાય, અને ન્યાત જાતમાં ફજેતીનાં ફીતરાં ઉડે!"

"પણ બીજો રસ્તો તમને હું શું બતાવું ? જાહેર ખબર છપાવ્યા શિવાય અન્ય ઉપાયજ નથી! પણ તે તમારા મગજમાં ઉતરતું નથી તો માત્ર એકજ ઉપાય કે નસીબ પર વિશ્વાસ રાખીને બેસી રહો!"

"ખરા! તમે પણ ખરા!" મમતદાસે નિઃશ્વાસ નાંખીને

જણાવ્યું " મગટલાલ શેઠ! આવી પંચાત કરવા કરતાં તો તમે માત્ર એકજ કામ કરો કે, બે પૈસાનું અફીણ મંગાવીને મને ખવરાવી દો કે મારો નિકાલ પતિ જાય, અને પછી દેખવાનું કે દાઝવાનું રહેજ નહીં! આ દુઃખ નથી ખમાતું, અને આ તમારા શબ્દો નથી સંભળાતા! બસ! હવે જીવવુંજ નકામું છે, અને મરવું સારૂં છે!" કહીને મમતદાસ તકીઆ પર માથું મૂકીને લંબાઇ ગયો.

ચપળાની સાસુ જયાગવરી આ બધી વાતો ઘરમાંથી સાંભળતી હતી. તેણી પણ આ રંગ જોઇને બહાર નીકળી આવી, અને મગટલાલ પ્રત્યે બોલી " તમે એ બિચારાને બોલીને બાળો નહીં. એને ધીરજ આપો. એમની છોકરી, અને આપણી વહુ, એટલે એમનું નાક કપાય તો આપણું પણ કપાય; માટે વિચાર કરીને રસ્તો કરો."

" હા પિતાજી! એમજ કરવું જોઇએ." ચપળાનો પતિ મોતીલાલ, જે પણ દિવાનખાનામાંજ હતો, તે પણ બોલી ઉઠયો.

મગટલાલે તેનો ઉત્તર નહીં આપતાં હાલ તરત મમતદાસને શાંત પાડી તેની આગતાસ્વાગતા કરી, અને શાંતિથી અન્ય ઇલાજ શોધવા માંડયો.

---

# ચક્ર ૬૨ મું.

**દોહરો.**

જુવાન મોતીલાલને, આવ્યો છે મહા તોર;
સસરા સાથે વાતમાં, ઝળક્યું જબરૂં જોર !

**જમાઈનો જુસ્સો !**

પ્રગટલાલે દયાની દૃષ્ટિથી દોરવાઇને મમતદાસને અગર જો કેટલીક ધીરજ તો આપી, તો પણ મમતદાસના મનને ચેન પડયું નહીં. તેમ છતાં પ્રગટલાલના આગ્રહથી તેણે પોતાનો સરસામાન વીશીમાંથી મંગાવી લીધો, અને પ્રગટલાલને ત્યાંજ મુકામ કીધો, એવી ઉમેદથી કે "પ્રગટલાલ હવે તો મારાં દુઃખમાં ભાગ લેશે, અને મારી છોકરીને શોધવાની ગમે તેમ પણ તજવીજ કરશે." પરંતુ આ તેની ઉમેદ શાની પાર પડે ? કેમકે પ્રગટલાલની મતિ પણ તે બાબતમાં મુંઝાઇજ ગઈ, અને તેથી તેની દયા મમતદાસ પ્રત્યે ગમે તેટલી દોરવાયાં છતાં પણ પોતાના પુત્રનાજ સ્વાર્થની દરકાર તેણે રાખી, અને પોતાના પુત્રને પાસેના રૂમમાં લઇ જઇને, તેમજ જયાગવરીને પણ પાસે બેસાડીને પ્રગટલાલે પોતાના મનની વાત તેમની પાસે પ્રગટ કરતાં કહ્યું કે "ભાઇ મોતીલાલ, મારો વિચાર તો હવે એટલોજ થાય છે કે, તારે માટે બીજી કોઇ પણ કન્યાની તજવીજ કરવી. કેમ, તારો શો વિચાર ?"

મોતીલાલે આ સાંભળીને કંઇ ઉત્તરજ આપ્યો નહીં, પરંતુ જયાગવરી બોલી ઉઠી "આપણી ન્યાત વાળા તેમ કરવા દેશે ?"

"ન્યાત મેળવીને ન્યાત આગળ તમામ બિના સમજાવી

ન્યાતની પરવાનગી લઇશું. પછી કંઇ વાંધો છે કે ? ”

“ તે તો તમે જાણો ને તમારો દીકરો જાણે ! ”

“ ઠીક છે. ” મગટલાલે વળી સ્વપુત્રને પૂછ્યું “ કેમ મોતીભાઇ, તારી શી મરજી છે ? ”

આ પ્રશ્નનો ઉત્તર પણ મોતીલાલે કહીં આપતાં તે ત્યાંથી ઉઠીજ ગયો; કેમકે તેના મગજમાં તો વળી જૂદોજ જુસ્સો ઝળકી નીકળ્યો, કે જે વાંચનારને ટૂંક વખતમાંજ વિદિત થશે.

મોતીલાલનાં ઉઠી જવાથી મગટલાલ અને જયાગવરી પણ મૌન્ય થઇ ગયાં, અને તેઓ પણ ઠંડા થઇને ત્યાંથી ઉઠી ગયાં.

હવે મોતીલાલે શું કર્યું ? તેના મનમાં એમજ આવ્યું કે “ મારા પિતાજીની તો બુદ્ધિજ બગડી ગઇ છે ! જે સ્ત્રી સાથે મારાં લગ્ન થયાં તેણીની દરકાર નહીં કરતાં બીજીની સાથે હું સંસાર માંડું તો મારી કેળવણીને પણ કલંકજ લાગે ! તેણીનો પત્તો મેળવવાનો ધર્મ જેમ તેણીના પિતાનો છે, તેમજ મારો પણ છે. મારા સસરા બિચારા તેણીને માટે તરફડે છે, માટે તેમની સાહ્યતામાં મારે રહી મારે તો મારો ધર્મ બજાવવોજ જોઇએ. અગર જો મારા સસરાનો મુખ્ય અને મ્હોટો દોષ તો છેજ, અને તેનું ફળ તે ભોગવે છે, પરંતુ મારી પત્નિનો શો દોષ ? માત્ર તેણીનો દોષ એટલોજ કે તેણી માતા-પિતાની આજ્ઞા વિના અકસ્માત ઘરનો ત્યાગ કરી ગઇ ! આ દોષ તેણીએ કયા કારણે કર્યો હશે ? આ પ્રશ્નનો ખુલાસો પણ થવો જોઇએ, અને તે ખુલાસો તેણી મળે તોજ તેણીના સ્વમૂખે થઇ શકે, માટે પ્રથમ તેણીનો પત્તો મેળવવો જોઇએ, એજ મારો ધર્મ છે, અને તે હું બજાવીશ ત્યારેજ જંપીશ. ” આ પ્રમાણે નિર્ણય

ફરીને તેણે પોતાનાં માતા-પિતાથી ગુપ્તપણે મમતદાસને મળ-વાની તક લીધી, અને તેને તેણે પૂછ્યું “ તમારી પુત્રિ એકલીજ ગઇ છે કે કોઈની સાથે ગઈ છે? તમે તે બાબતમાં કોઈના પર શક રાખો છો ખરા ? ”

“ જરા પણ નહીં. વળી તેણી એકલી ગઇ છે કે કેમ, તે માટે પણ હું કંઇજ ધારી શકતો નથી. ”

“ તેણી કઈ તરફ ગઇ હશે, તે તમે ધારી શકો છો ? ”

“ મુદ્દલજ નહીં. અકસ્માતજ તેણી ગઇ છે, અને તેણી જશે, એવો વહેમ પણ મને કશો આવ્યો નહોતો. ”

“ વારૂ, ઠીક છે. ” મોતીલાલ જુસ્સામાં બોલ્યો “હું પણ એની શોધમાં રહીશ, અને ગમે ત્યાં રખડી રઝળીને પણ એનો પત્તો મેળવીશ ત્યારેજ જંપીશ. તમે ધીરજ રાખજો. ”

“ ત્યારે તો તમારી મ્હોટી મહેરબાની ! મારા દોષ તરફ દરગુજર કરીને પણ મારાપર ઉપકાર કરજો. તમે મારા પુત્ર સમાન છો. ”

“ હું બીજું કશું વિચારતોજ નથી, પણ મારો ધર્મ બજાવવાનોજ વિચાર ધરાઉં છું. તમારે સુરત જયારે જવું હોય ત્યારે બેલાશક જજો. તમારી પુત્રિની ફીકર હવે મારે માથે વળગી ચૂકી એમ માની લેશો. ”

“ મારે અહીં રહેવાનું કંઈ કારણ નથી, અને હું તો આજેજ જઇશ; પરંતુ તમે મને કયારે મળશો ? ”

“ મળીશ-ગમે ત્યારે પણ મળીશ. ” કહીને મોતીલાલ તેની પાસેથી ઉઠી ગયો.

મમતદાસ પણ તેજ રાત્રે ફાસ્ટ પૅસેન્જર ટ્રેનમાં પુનઃ સુરત તરફ રવાના થઇ ગયા.

---

# ચક્ર ૬૩ મું.

**દોહરો.**

વૈરાગિના વેશમાં, નિકળ્યો મોતીલાલ,
ઘર છોડી ચાલ્યો ગયો, ત્યાગી સૌ જંજાળ!

**પત્નિ પાછળ પતિ !**

મગજનો કડક મોતીલાલ પોતાના પિતા પ્રત્યે નાખુશ નજરે નિહાળવા લાગ્યો, અને માતાની સાથે પણ તેણે વિશેષ વાત કરવાનું મૂકી દીધું, તેમજ તે ઉદાસિમાં રહેવા લાગ્યો. પોતાની પત્નિનો પત્તો મેળવવાને પ્રયત્નો કરવા માટે તેનું ચિત્ત ચકડોળે ચઢયું ! રાત્રે કે દિવસે તેને ચેન પડે નહીં ! રાત્રે તે પોતાના શયનાસને સૂતાં સૂતાં વિચાર કરવા લાગ્યો કે " હવે તેણીને શોધવી કયાં ? ઇતિહાસો અને નાટકોમાંથી એવું મેં જાણ્યું છે કે, પવિત્ર પ્રેમનાં પ્રતાપે પરસ્પરનો પત્તો પરમાત્મા ગમે ત્યાં, અને ગમે તે પ્રકારે મેળવીજ આપે છે. આ નિયમને આધારે હું પણ જો પવિત્ર પ્રેમની શક્તિથી તેનું શોધન કરીશ તો તેણીનો પત્તો પરમાત્મા મેળવીજ આપશે. જો મન શુદ્ધ હોય છે તો મનવાંચ્છિત મેવા મળી શકે છે, અને તેવી શુદ્ધતાને શ્રી હરિની સાહ્યતા પણ મળી શકે છે. " આમ નિર્ણય કરીને તે વળી વિચારવા લાગ્યો કે " હવે મારે પણ આ ઘર ત્યાગી તેણીને માટે બહાર નિકળવું જોઇએ, અને તેમ કરવાની પરવાનગી મારાં માતા-પિતા તો કદી પણ આપેજ નહીં, માટે તેમને ચેતાવ્યા વિનાજ અહીંથી ચલિત થઇ જવું જોઇએ; પરંતુ તેમ કરતાં મારાથી મારાં માતા-પિતાની એક પણ વસ્તુ મારી સાથે લેવાય

નહીં, કેમકે તેઓની માલિકીની કોઇ પણ વસ્તુ તેમની આજ્ઞા વિના મારે લેવી, એ અધિકાર મને નથી. આને માટે મારી સાથે જે લેવું તે અન્ય પ્રકારે મારા હક્કનુંજ લેવું, અને તેની તજવીજ પ્રથમ તો મારે કરવી જોઇએ." આમ મનન કરતાં પોતાના હક્કનોજ નિયમ સાચવવાનું નિર્માણ કરી તે રાત્રે તો તેણે શાંતિજ ગ્રહણ કરી. બાદ બીજે દિવસે પ્રભાતમાં પરવારીને તે ભુલેશ્વર આગળ જઈ એક દુકાન આગળ સહજ વિચાર કરતો ઉભો રહ્યો. એટલામાંજ એક વેપારી ત્યાંથી જતો હતો, અને તે મોતીલાલનો ઓળખીતો પણ હતો. તેણે મોતીલાલને કહ્યું "આજે તારૂં કામ છે. મારે આજે ને આજે એક દસ્તાવેજની નકલ કરવાની છે, કેમકે તે દસ્તાવેજ આજે બાર વાગતાંમાં કોર્ટમાં દાખલ કરવાનો છે તો તેની નકલ તે પહેલાં કરી નાંખવી જોઇએ. તું તે કરી આપશે ? તે કાંઇ ઘણી લાંબી નથી, પણ આઠેક પાનાની છે."

"ભલે. કરી આપીશ."

"તો ચાલ મારી સાથે હમણાંજ." કહીને તે વેપારી તેને પોતાની સાથે પોતાને મકાને લઇ ગયો, અને તે દસ્તાવેજ તેના હાથમાં આપ્યો.

મોતીલાલે તે તમામ ઉપલક જોઇને પૂછ્યું "અહીંજ બેસું કે મારે મકાને જઇને નકલ કરી લાવું ?"

"આ દસ્તાવેજ બહાર તો અપાયજ નહીં."

"તો લાવો કાગળ, ખડીઆ ને હોલ્ડર. અહીં બેસીને કરીશ."

તે વેપારીએ તેને તે સાધન આપ્યાં, અને એક ટેબલ પર

બેસીને મોતીલાલે નકલ લખવા માંડી. આશરે પોણા બે કલાકમાં તે પૂર્ણ કરીને તે વેપારીના હાથમાં આપી, જેથી વેપારી પણ ખુશી થઇ ગયો, અને તરતજ પોતાના ખીસામાંથી રૂપીઆ પાંચ રોકડા કહાડીને તેણે મોતીલાલને આપી દીધા, જેથી મોતીલાલ પણ ખુશી થઇ ગયો, અને ત્યાંથી તે પરભાર્યો બજારમાં પહોંચ્યો. બજારમાંથી તેણે એક ન્હાની લોટી, એક જાડું ધોતિયું અને રૂમાલ ( લંગોટી માટે ) લીધાં, તે સર્વ સહિત તે સ્વગૃહે ગયો, પરંતુ તેણે તે દિવસે અન્ન પણ ખાધું નહીં. તે બાબતનું કારણ માતા–પિતાએ પૂછતાં તેના ઉત્તરમાં તેણે એટલુંજ કહ્યું કે " આજે ચોક્કસ ધર્મના નિયમને ખાતર મારે ઉપવાશ છે. " આમ કહી માતા-પિતાને સમજાવ્યાં.

રાત્રિ થઇ. રાત્રિના સુમારે અગિયાર વાગ્યાં. તરતજ મોતીલાલે પોતાના તમામ અંગનાં વસ્ત્રો કહાડી નાંખી પેલા રૂમાલની લંગોટી વાળીને અંગનું આચ્છાદન કર્યું, ગળામાં પેલું જાડું ધોતિયું લટકતું નાખ્યું, અને હાથમાં લોટી લઇને પોતાના આ વખતનો દેખાવ તેણે પોતાના રૂમમાં ટાંગેલી આરસીમાં જોતાંજ તે હસીને પોતાના મનમાંજ કહેવા લાગ્યો 'વાહ! હવે વનવાસિ–દેશવટાનો વેશ બરાબર થયો ! " આમ એક રીતે મગનતા માની તેજ રૂમમાં શ્રી ઠાકોરજીની એક છબિ હતી તેને નમન કરી મધ્ય રાત્રિએ તે પોતાના મકાનમાંથી ગૂપચૂપ પસાર થઇ ગયો !

# ચર્ક ૬૪ મું.

**દોહરો.**

મુંબઇથી નિકળ્યાં પછી, નાશીકમાં છે વાસ;
ગંગા તટપર બેસતાં, વધ્યો પૂર્ણ હુલ્લાસ.

**નાશકમાં નમુનો !**

સ્વગૃહથી નીકળી મોતીલાલ બોરીબંદરના સ્ટેશનેથી નાશીક જવાની ટ્રેનમાં બેઠો, અને નાશીક ગયાં પછી ગંગાજીના કિનારા પર એક પગપર પગ ચઢાવીને જપ તપ કરતો હોય તેવા રૂપમાં તે શાંતપણે બેઠો તો ખરો, પરંતુ તે સ્થાન તેને સૂગમ સમજાયું નહીં, અને તેથી તે ત્યાંથી ઉઠીને એક ઉંચા ભાગપર આવેલા એક દેહેરાને અઢેલીને બેઠો. ત્યાં બેસતાંજ તેણે વિચાર કીધો કે " જપ-તપ કરવા માટે પ્રારંભમાં મારે એકત્રીશ દિવસના ઉપવાસ કરવા વિશેષ યોગ્ય છે. જઇનોમાં સંખ્યાબંધ જઇનો મહિના-બબે મહિનાના ઉપવાસ કરી શકે છે તો એકત્રીશ દિવ-સના ઉપવાસ કરવામાં કંઇ ગભરાવાનું નથી. તપ કરવાનો આ પણ એક ઉત્તમ નિયમ છે. " આમ કરીને તેણે તેજ દિવસથી તે પ્રમાણે ઉપવાસનું વૃત્ત આરંભ્યું, અને તે પણ વળી એવી સખ્તાઇથી કે, દિવસમાં માત્ર એક વાર શ્રી ગંગાજીનું પવિત્ર જળ પીવું, અને તે શિવાય કોઇ પણ વસ્તુનો આહાર કરવોજ નહીં ! આ વૃત્ત તેણે બરાબર પાળવા માંડયું. વળી રાત્રે પણ આડા નહીં પડતાં પલાંઠીભેર એકજ સ્થીતિમાં તે બેસી રહેતો, અને સ્વભાવિકપણે જો કે તેને નિદ્રા તો આવતીજ, તોપણ બેઠાં બેઠાંજ તે નિદ્રા પણ પામતો, પરંતુ તે અલ્પ-સ્વલ્પ ! વિશેષ

તો નહીંજ. આ તેનું ગુપ્ત તપ, તેજ દહેરામાં રહેતો એક સાધુ બરાબર ધ્યાનથી જોયાં કરતો હોવાથી તેને પણ તે તપસ્વિ માટે ઘણી નવાઈ લાગી, અને તેણે તેને કેટલાક પ્રશ્નો પણ પૂછયા, પરંતુ તેના ઉત્તર તેણે આપ્યાજ નહીં, જે પરથી તે સાધુએ એમ ધાર્યું કે "તપ કરનાર તરીકે તે મારા પ્રશ્નનો ઉત્તર આપતો નથી, અને તેણે મૌન્ય વૃત્ત કદાચ લીધું હોય." આમ ધારીને તે સાધુએ પણ તેને વિશેશ પૂછવાનું છોડી દીધું, તોપણ તે યૂવાન તપસ્વિની રીતિથી વિસ્મય પામવાની સાથે તે સાધુને તેના પર અનહદ ધાર્મિક ભાવ બેઠો, અને તેણે તો પછી તે તપસ્વિની સ્તુતિ કિનારા પર ચરચાવી, જે પરથી અનેક સંતો, વેરાગિઓ, બ્રાહ્મણો અને યાત્રાળુઓ પણ તે તપસ્વિનાં દર્શનની ઇચ્છાથી તેની સન્મૂખ જવા-આવવા લાગ્યાં, જેથી તે તપસ્વિ ત્યાં આગળ એક ધાર્મિક નમુના તરીકે પંકાઇ તેની ખ્યાતિ જયાં ને ત્યાં પ્રસરી રહી ! આ નમુનાની ખબર નાશીકના એક લેખકે જાહેર પત્રોમાં મોકલી આપી, અને અચ્છી તરેહથી મરી મસાલા ભભરાવેલું ચકચકિત લખાણ કરેલું હોવાથી પત્રકારોએ પણ તે ખબર નવાઇના નમુના તરીકે, મ્હોટા મ્હોટા ટાઇપોનાં મથાળાં નીચે પોતાનાં પત્રોમાં પ્રગટ કરી, જે ઉપરથી મુંબઇનાં કેટલાંક આસ્તિકો પણ તે તપસ્વિ નમુનાનાં દર્શનાર્થ નાશીકમાં ઉતરી પડયાં, જેઓમાં મોતીલાલનાં કેટલાક ઓળખીતાંઓ પણ આવેલાં. તેઓ તો મોતીલાલને ઓળખતાંજ અચંબો પામ્યાં, અને મોતીલાલ પોતાને ઘેર કહ્યાં વિના ચાલ્યો આવ્યાની વાત તેઓ જાણતાં હોવાથી, અને તેનાં માતા-પિતા તેને માટે શોધ ચલાવતાં હોવાથી, તેઓએ મોતીલાલની બાતમી તેનાં માતા-

પિતાને આપવાની ધારણા રાખી.

મોતીલાલને ઘેર મુંબઇમાં તેનાં માતા-પિતાએ પોતાનો પુત્ર ગુમ થવાથી ભારે વલોપાત કરવા માંડયો, અને તેમણે તેની શોધ ચલાવવાને કંઇજ બાકી રાખી નહીં! આખરે તેમણે તે ખબર ત્યાંનાં વર્તમાન પત્રોમાં પણ જાહેર ખબરના આકારમાં છપાવી, અને મોતીલાલનો પાકો પત્તો મેળવી આપવાને માટે રૂ. ૫૦૧ નું ઇનામ પણ જાહેર કીધું હતું. તેટલામાં તો નાશકમાં આવી ગયલાંઓમાંથી કેટલાકોએ, મોતીલાલના પિતા મગટલાલને મોતીલાલની નાશીકમાંની સ્થીતિની બાતમી આપ્યાથી મગટલાલ તાબડતોબ નાશીક જવાને મુંબઈથી નીકળી પડયો.

પણ મોતીલાલનો પત્તો કયાંથી મળે? કેમકે મુંબઇના અનેક ઓળખીતાઓએ જેમ મોતીલાલને જોયો હતો, તેમજ મોતીલાલે પણ તેઓને બરાબર જોયાંજ હતાં, અને તેથી મોતીલાલ રાત્રે ને રાત્રે ત્યાંથી નીકળીને રેલવે સ્ટેશનપર ગયો, અને તે વગર ટિકિટેજ ટ્રેનમાં ચઢી બેઠો! તે ટ્રેન ભાયખલા આવતાં ત્યાં તે ઉતરી પડયો, અને ત્યાંથી વડોદરા રેલવેની લાઈનપર જઇ તે રેલવેના એક સ્ટેશનેથી ટ્રેનમાં બેસી ચાંદોદ તરફ જવાનો તેણે નિશ્ચય કીધો-જો કે માર્ગમાં પણ તેણે કેટલાંક સ્ટેશનો પર ઉતરી કેટલાંક ગામોમાં થોડો-થોડો સમય મુકામ કીધો હતો, અને તેથી લગભગ એક માસ બાદ તે ચાંદોદ પહોંચ્યો હતો.

મગટલાલ મુંબઇથી બનતી ત્વરાએ નાશીક ગયાં પછી, અને ત્યાં તજવીજ કર્યાં પછી ત્યાંથી તેને એવી ખબર મળી

કે " તમે કહો છો તેવો એક યુવાન અહીં આવી તપ કરવા બેઠો તો હતો, પણ તે ગઇ રાતનાજ અહીંથી કંઇ ચાલ્યો ગયો છે. તે ક્યાં ગયો છે, તેની તો અમને કંઇજ ખાતમી તે આપી ગયો નથી." આવા સમાચાર સાંભળતાંજ મગટલાલના પગ ગગળી ગયા, અને તેણે સ્વપુત્રની આશા હાલ તરત તો છોડીજ દીધી, અને જીવને ગમે તેમ ટટાર રાખી પુનઃ મુંબઇ ગયો. ત્યાં તેણે સ્વપત્નિ જયાગવરીને નાસિપાસિની તથા પોતાના વહેમની વાત કરતાંજ તેણી પણ અનહદ રૂદન કરતી રહી!

---

# ચક્ર ૬૫ મું.

## દોહરો.

મોતીલાલ ચાંદોદમાં, ચકિત પામ્યો છેક;
તો પણ વાત મળી અહીં, મહા મુદ્દાની એક.

## મુદ્દાનો માર્ગ મળ્યો.

ચપળા, જસોદા અને ચમનદાસ ચાંદોદથી નીકળી ગયાં પછી ચાંદોદની પેલી બત્રિસી–બત્રિસી ગોરાણી ધનગવરી તો ઠંડી ગારજ બની ગઇ હતી, અને તેણી માત્ર ઘાટપર ગોઠવાઇને, યાત્રાળુઓ વગેરે, જેઓ ત્યાં સ્નાન કરવાં આવતાં તેઓ પાસે ભિક્ષા માંગીને પોતાના પતિના મૂળ આસનને સાચવી રાખતી હતી.

મોતીલાલ પણ ગામેગામ ફરતો ફરતો ચાંદોદમાં આવી ચઢયો, અને ઘાટ ઉપર જઈ સ્નાન કરી, ધનગવરીની પાસેની ખાલી જગાપરજ ગોઠવાઈ ગયો.

" મહારાજ તમે ક્યાંથી આવો છો? " ધનગવરીએ પૂછયું

" તમે એકલાજ છો કે તમારી સાથે બીજી મંડળી પણ છે ?"

" હું એકલોજ છું, અને તીર્થ કરવા આવ્યો છું બાઇ."

" ઘણી ખુશીની વાત, પણ તમારી પાસે બીજો કશો સરસામાન નથી ભાઈ? "

" ના બાઇ, સાધુને બીજા સરસામાનની શી જરૂર હોય?"

" ત્યારે તાપ અને ટાઢમાં પણ આમજ રહો છો ? "

" સાધુને તો તાપ, તડકો અને વરસાદ, સર્વે ઋતુ સરખીજ હોય. "

" અને ખાવાનું કેમ? રાંધવાને એક વાસણ તો છે નહીં!"

" હું રસોઇ બનાવતો નથી. "

" ત્યારે શું ફળફળાદિ ખાઇનેજ રહો છો કે કોઇ જો જમાડે તો જમો ? "

" કોઈ જમાડે તો જમું, પણ મારે ખાવાને માટે તો કોઇ ખાસ નિયમજ નથી. ચપટી લોટ, દાળ, ચોખા કે જે પણ અનાજ હોય તે પણ ફાકી લઉં. "

" તે તો પેટમાં દુખે મહારાજ! કાચું અન્ન કદી પણ મનુષ્યને પચેજ નહીં. "

" સાધુને સર્વ પચે. "

" શું કરૂં મહારાજ ! " ધનગવરી દયા લાવીને બોલી " તમને હમણાં મારે ત્યાં જમવાને લઇ જાઉં, પણ તમારી એક સંત મંડળીનાં ત્રણ માણસો મારે ત્યાં આવ્યાં પછી હું પસ્તાઇ હતી. "

" તે કેવી રીતે ? "

"એવું બન્યું કે–" ધનગવરીએ પેલી ચપળા, જસોદા અને

ચમનદાસને લગતી તમામ કથા કહી સંભળાવી.

મોતીલાલે તે તમામ વાત બરાબર ધ્યાનથી સાંભળી લીધી, અને પછી તે ત્રણેનાં નામ પણ જાણી લીધાં, તેમજ તેઓ કયાંથી આવેલાં વગેરે તમામ વિગત પૂરેપૂરી પૂછી લીધી. તેમાં ચપળાની બાબતમાં પણ જે કંઇ વિગત જાણ્યામાં આવી હતી, તે તમામ તેણીએ મોતીલાલને કહી સંભળાવી, અને પછી તો મોતીલાલ ચોંકયો ! તે સમજી ગયો ! ચપળા પોતાનીજ પત્નિ, એમ તેણે ચોક્કસ વાતો પરથી માની લીધું, અને છેવટે ધનગવરી પ્રત્યે તેણે પૂછ્યું " તે ત્રણે અહીંથી કઇ બાજૂએ ગયાં છે, તે તમે જાણો છો ? "

" મને કંઇ તેની ખબર નથી. તમારે જાણવાની કંઇ ખાસ જરૂર છે કે શું ? "

" ના. હું તો સહજ પૂછું છું. " કહીને મોતીલાલે તે વાતની વિશેષ ચોળાચોળ કરી નહીં, અને તેણે પોતાના મનમાં એટલુંજ માની લીધું કે " મુદ્દાનો માર્ગ મળ્યો ! " આમ માની તેને પોતાની ધારેલી ફરજ પાર પાડવાને માટે આશા આવી, અને પછી તેણે ધનગવરી પ્રત્યે જણાવ્યું " તમારી વાત સાંભળીને હું દિલગીર થયો છું કે, જેમને તમે આધાર આપ્યો, તેમણેજ તમને સંતાપ કરાવ્યો ! પણ એ વાત તમારે મનમાં લાવવી નહીં. દુનીઆમાં સર્વ માણસો કંઇ સરખાં હોતાં નથી. હોય, એમજ ચાલે ! દુનીઆનો રંગજ એવો છે ! "

" ત્યારે અત્યારે તમે મારે ત્યાં જમવા પધારશો ? તમો જેવા સાધુને ભોજન કરાવવામાં મને પૂન્ય છે. "

" પણ મારે ઉપવાસ છે, માટે માફ કરશો બાઇ ! "

" ઉપવાસનું નામ દીધું ત્યારે તો હું લાચાર છું." કહીને ધનગવરી ત્યાંથી પોતાનું આટોપીને મકાને ચાલી ગઈ.

મોતીલાલ સાયંકાળ થયાં પછી શાંતિથી પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે " તે ત્રણે જણાંમાં એક મારી સ્ત્રી ચપળાજ છે, એમાં તો કંઇજ શક હવે રહ્યો નથી; કેમ કે આ બાઇએ બરાબર મુદ્દાની વાત મારી પાસે કહી છે. તેઓ હવે ક્યાં ગયાં હશે તેજ માત્ર શોધવાનું રહ્યું. મારી ચપળા કોઇ પણ સાધુ મંડળીમાં જોડાઇને ગમે ત્યાં ભટકે છે, એટલું તો ચોક્કસ સમજાઈ આવે છે, માટે હવે મારે એવાં સ્થળોમાં ફરવું જોઇએ, કે જયાં સાધુઓનાં મંડળોનાં આશ્રમો હોય. તેવી રીતે ફરતાં કોઈ પણ મંડળમાંથી મારી ચપળાનો પત્તો મળી આવશે, એમ મને ભાસે છે. જોઉં છું. વળી ઇશ્વર છે. મુદ્દાનો માર્ગ મળ્યો તો વળી ધીમે ધીમે ચપળા પણ મળશેજ." આમ વિચાર કરીને તે ત્યાંથી સત્વર ઉઠયો, અને પગ રસ્તેજ એક સીધી સડક પર જતાં તેણે ત્યાં કેટલીક પૂછપરછ કરવાથી તેને જણાયું કે " આ રસ્તેથી ડભોઇ તરફ જવાશે." તેજ ગાયકવાડી ગામમાં જવાનું તેણે પણ પસંદ કીધું, અને રાતોરાત ચાલતો છેક પ્રભાત થતાંજ તે ડભોઇના દરવાજામાં દાખલ થયો, અને ત્યાં જઇને એક ધર્મશાળામાં તેણે બેઠક લીધી, કે જે ધર્મશાળા ત્યાંના તળાવ ઉપર સાધારણ રીતે બાંધેલી હતી, અને તેમાં સાધુ-વેરાગિઓ પણ લગભગ પંદર-વીશ જણાં હતાં.

---

# અંક ૬૬ મું.

### દોહરો.

અંતર એક બીજાં તણો, થોડો થોડો થાય;
તોપણ આશાવંતની, આશા પાછળ ધાય !

### અલ્પ અંતરની અથડામણ !

ભવ્યદાસની ટોળી ચાંદોદથી નીકળીને ડભોઇ તરફ સંચરી, અને તેણે પણ ડભોઇના તળાવ પરની ધર્મશાળામાંજ મુકામ કીધો હતો. તે ટોળી ત્યાં માત્ર ચોવીશ કલાકજ રહી, અને ત્યાંથી તે વળી વડોદરા તરફ સંચરી. તે બાદ ચમનદાસ, જસોદા અને ચપળાની ત્રિપુટી પણ ચાંદોદમાંથી નીકળીને રેલવે રસ્તે ડભોઇ ગઇ, અને તેણે પણ ઉપલેજ સ્થળે મુકામ કીધો. તે ત્રણેને ત્યાં ખબર કહાડતાં એવી ખાતમી મળી કે "ભવ્યદાસની મંડળી વડોદરા તરફ આઠેક કલાકપરજ ગઇ છે." અર્થાત માત્ર આઠ કલાકનોજ અંતર પડયો, તોપણ "વડોદરામાં તે ટોળી મળી આવશે" એવી આશાએ તેઓ ત્રણે પણ ત્વરાથી વડોદરા તરફ રવાના થઇ ગયાં. રસ્તામાં તેઓ ત્રણે જણાં અનેક અટકળો બાંધવા લાગ્યાં, તોપણ તેમાં તકરાર કે ફૂટીચારની વૃત્તિ નહીં રાખતાં તેઓ પોતાનાં ત્રણેનું ઐકય આખર સુધી સાચવી રાખવાનું પરઃસ્પર વચનાવચની થયાં.

હવે નાદાન ચપળાએ વળી નમ્રતાઇથી જસોદાને એટલુંજ કહ્યું કે "બહેન ! તમને હું મારા મ્હોટી બહેન બરાબરજ માનું છું, માટે તમે મારા માતાને સ્થાનેજ ગણાવ; કેમકે માતાની ગેરહાઝરીમાં મ્હોટી બહેન પણ માતાનેજ પદે પૂંજાય છે, અને હું પણ તમને

મારા માનવંત માતુશ્રી તરીકેજ પૂંજીશ. વળી હવે તમો પ્રત્યે મારી એટલીજ પ્રાર્થના છે કે, મને તમે તમારી પુત્રિ તરીકે માનીને મારી સંભાળ રાખશો. હું તમારી આજ્ઞાને આધિન રહેવાને બંધાયલી છું, અને તમે મારૂં શ્રેય તથા રક્ષણ કરવાને પણ બંધાયલા છો. કેમ, ખરૂં કેની બહેન ? ”

“ એક વાર નહીં પણ સાત વાર. ” જસોદાએ જણાવ્યું.

ચમનદાસ પણ અંતઃકરણની પવિત્રતાથી બોલી ઉઠયો “ બેટા ! તું જરા પણ ડરતી નહીં. તને અમો બંને છાતી સાથેજ રાખીશું, અને હવે વડોદરામાં ગયાં પછી આપણા ગુરૂજી શ્રી ભવ્યદાસનાં દર્શન થાય તો પછી આપણે ત્રણે આપણી તેજ અસલ મંડળીમાં તત્કાળ જોડાઇ જઈ ઈશ્વર કૃપાથી ભજન ભક્તિમાં આપણી જીંદગી આનંદમાંજ નિર્ગમન કરીશું. ”

“ પણ આપણા ગુરૂજી આપણને પુનઃ પોતાની સાથે રાખવામાં વાંધો તો નહીં લેશે ? ”

“ વાંધો પણ કદાચ લેશે, તો પણ આપણે તેમને ગમે તે આજીજી કરીને પણ સમજાવીશું તો તેઓ કંઈ એવા નિર્દય તો નથીજ કે, આપણને એકદમજ તરછોડી કહાડશે. તેઓ અતિ દયાળુ દિલના, મ્હોટા મનના, અને મહાન દેવ મૂર્તિ જેવા છે. એટલું છે કે, તેમના સમક્ષ આપણી ભૂલને માટે ક્ષમા તો માંગવીજ જોઇશે, કે જેમ કરવાનો આપણો ધર્મજ છે. ”

“ તેમાં શો વાંધો છે? આપણે ભૂલ કરી છે, એ તો ખરૂંજ છે, અને ભૂલને માટે તેમની ક્ષમા માંગવી, એ તો એક ન્યાય છે. ” ચપળાએ ભવ્યદાસની ભવિષ્ય વાણીનું સ્મરણ કરતાં જણાવ્યું “ તે ગુરૂજીએ તો આપણી વાતો શ્રવણ કરતાંજ સ્પષ્ટ

કહ્યું હતું કે 'મને તો આ બાબતમાં કંઇ અજબ વિચિત્રતાજ મનાય છે, અને શ્રી ચંદ્રમાજી પ્રત્યક્ષ પધારે, એ પણ આ જમાનામાં તો માની શકાય તેમ નથી, માટે આ રંગમાંથી તમો સર્વ ભવિષ્યમાં પસ્તાશો, એવો મને ભય દેખાય છે, અને આટલીજ સલાહ ભવિષ્ય વાણી રૂપે હું પ્રગટ કરૂં છું. પછી તો જેમ તમારી મરજી !' આ તેઓશ્રીનાં વચનો મારા મગજમાં કોતરાઈ રહ્યાં છે, અને તેજ પ્રમાણે બન્યું છે. "

"તેઓના જેવા પવિત્ર મહા પુરૂષનાં વચન ફળેજ ફળે !" કહીને ચમનદાસે તે વાત પર વિશેષ વિવેચન કરવું બંધજ રાખ્યું; કેમકે તેઓ વડોદરાની નઝદીકમાંજ હવે પહોંચ્યા.

વડોદરામાં તેઓ પ્રવેશ્યાં, અને ધર્મશાળામાં જઇ ત્યાં પાણીના નળ તૈયાર હોવાથી તેમણે લોટો કહાડીને પાણી પીધું, અને પછી જરાક વિરામમાં નિરાંત વાળીને ત્યાંજ બેઠાં.

---

## ચક્ર ૬૭ મું.

### દોહરો.

ભવ્યદાસ સાથે મળ્યાં, ત્રિપુટીનું સંધાન;
ગુરૂએ ભેટ્યાં ભાવથી, બોધ મળ્યો બળવાન !

### પુન: જ્યાંનાં ત્યાં !

ભવ્યદાસની મંડળી વડોદરામાંજ હતી, પરંતુ તે શહેરમાં નિવાસી નહોતી. શહેરની બહાર એક શેઠિયાની ભવ્ય ધર્મશાળામાં તે મંડળીનો મુકામ હતો, અને ત્યાં ભજન ગાઇ તે દ્વારા વડોદરાની પ્રજાનું તે અચ્છું ધ્યાન ખેંચી રહી હતી. સેંકડો જનો

તે મંડળીનું ભજન શ્રવણ કરવાને તે સ્થળે આવતાં હતાં, અને તેઓ અન્ન, વસ્ત્ર, પઇસા વગેરે દરરોજ પુષ્કળ જથામાં તે મંડળી સમક્ષ નિવેદન કરતાં હોવાથી તે સ્થળે તેમણે નિવાસ-વાનો નિર્ણય પણ કીધો હતો. વળી દેશી રાજ્ય હોવાથી રાજ્ય તરફથી પણ તે મંડળીને રીતસરનો આશ્રય મળવા માંડ્યો, અને તે સમાચાર ત્યાંનાં વર્તમાન પત્રોએ પોતાનાં પત્રોમાં પ્રગટ કીધાંથી તે મંડળીની મહત્તા ત્યાંની પ્રજામાં જેમ વૃદ્ધિ પામી, તેમજ ત્યાંના ભૂપતિ નામદાર મહારાજા સયાજીરાવની જાણમાં પણ આવી ગયું કે "મારા નગરમાં એક સારી સંત મંડળી આવી છે." આમ તેમનાં જાણવામાં આવ્યાથી તે નરેશની ઇચ્છા પણ તે મંડળીની મુલાકાત લેવાની સ્ફુરિત થઇ, અને એક સાંજે બહાર ફરવા નીકળતાં મહારાજા સયાજીરાવની સ્વારી તે મંડળી પાસે અકસ્માત જઇ ચઢી ! તેમની સ્વારી જોતાંજ ભજન ગાવાનું બંધ કરી દીધું ! આથી મહારાજાએ કહ્યું "હું તમારું ભજન શ્રવણ કરવાનેજ આવ્યો છું, માટે તમે ભજન ચલાવો. તમારૂં એક ભજન શ્રવણ કીધાં પછીજ હું ઉઠીશ."

તરતજ ભજન પુનઃ ચાલુ થયું, અને એક એવું તો બોધદાયક ભજન શરૂ કીધું કે, તે શ્રવણ કરતાંજ નામદાર મહારાજા અત્યાનંદ પામ્યા, અને તેજ વખતે તેમણે જાહેર કર્યું કે "તમારી મરજીમાં આવે ત્યાં સુધી તમે અહીં રહેજો, અને મારી પ્રજાને તમારાં ભલાં ભજનો સંભળાવજો. તમે જયાં સુધી અત્રે રહેશો ત્યાં સુધી તમને અત્રે પૂરતું સીધું વગેરે દરરોજ પહોંચતું થશે." આમ ઔદાર્યતાપૂર્વક ભાવ બતાવીને તેઓ ત્યાંથી વિદાયે થયા, અને તે મંડળીને તમામ જોઇતી વસ્તુઓ

પહોંચાડવાનો બંદોબસ્ત પણ તે નામદારે તેજ વખતે પોતાના સીપાઈ મારફતે પોતાના ખાનગી કાર્યભારીને કહેવરાવીને કરાવી પણ દીધો, જેથી બીજે દિવસેથીજ મહારાજાના કોઠારમાંથી રીતસરની તમામ ચીજો તે મંડળીને પહોંચાડવાનો આરંભ પણ થઇ ગયો. આ તમામ સમાચાર પણ જાહેરમાં આવવાથી લોકોનો તથા અમલદારી વર્ગનો ધસારો પણ ભવ્યદાસની મંડળીનાં ભજન સાંભળવાને દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો ગયો, જેથી તે મંડળીને અન્ય આવક પણ અચ્છી થવા માંડી, તેમજ વળી મહારાજા ગાયકવાડે તે મંડળીની ધાર્મિક રીત ઉત્તમ જોવાથી તેજ સ્થળે એક સરકારી મકાન હતું, તે પણ તેમને અર્પણ કરી દીધું.

વડોદરામાં જે સ્થળે ચપળા, ચમનદાસ અને જસોદા ઉતર્યાં હતાં, તે સ્થળે એક પોલીસ અમલદાર જઇ ચઢયો, અને તેણે તેઓને ધધડાવીને ફરમાવ્યું "તમારા જેવાઓને અત્રે વસ્તીમાં રહેવા નહીં દઇએ, માટે તમારે સંધ્યાકાળ પહેલાં શહેર બહાર ચાલ્યા જવું." આવો હુકમ કરી તે અમલદારે એક પોલીસ સીપાઇને ત્યાંજ બેસાડી તેઓને સાયંકાળ પહેલાં શહેર બહાર હાંકી કહાડવાને હુકમ ફરમાવ્યો, અને તેટલો બંદોબસ્ત કરી તે અમલદાર ત્યાંથી ચાલ્યો ગયો. બાદ ત્યાં રહેલા પેલા સીપાઇએ તો તેઓને સમજાવીને સૂચના કરી કે "શહેર બહાર ભવ્યદાસ સાધુની એક ભજન મંડળી છે, ત્યાં જઇને જો તમે રહેશો તો તમારૂં પોપણ ત્યાં થશે."

"ભવ્યદાસ"નું નામ સાંભળતાંજ ચમનદાસ ખુશી થઇ ગયો, અને તેમના નિવાસનો પત્તો પૂછતાં તે ભલો સીપાઇ તેઓ ત્રણેને ભવ્યદાસના મુકામે પહોંચાડવાને તેમની સાથે ગયો, અને

તેઓને બરાબર તે સ્થળે પહોંચાડયાં પછીજ તે સીપાઇ છૂટો પડયો.

ચમનદાસ, જસોદા તથા ચપળા અંદર જઇને ભવ્યદાસની સામે એકદમ દંડવતપૂર્વક નમન કરીને હાથ જોડીને બેઠાં, અને તેજ વખતે તેઓ ત્રણેની આંખોમાંથી અશ્રુધારા નીકળવા માંડી! તે ત્રણેને જોતાંજ ભવ્યદાસે વિસ્મયતાથી પૂછયું "અરે! તમે વળી પાછાં અહીં કયાંથી આવી ચઢયાં?"

"ભટકી ભમીને પુનઃ જયાંનાં ત્યંજ આવ્યાં છીએ મહારાજ!" ચમનદાસે અત્યંત પશ્ચાતાપ કરતાં જણાવ્યું "આપની ભવિષ્ય વાણીજ સત્ય થઇ! અમે નાહક ભમાયાં, અને ભૂલ્યાં! તેને માટે આપનીજ શોધ કરીને આખરે આપનાંજ ચર્ણાર્વિંદમાં અમે ત્રણે મસ્તક મૂકવાને આવ્યાં છીએ, અને આપના આશ્રય શિવાય અમારો અન્ય આરોજ નથી તો આશા સહ અમારી આપને એટલીજ પ્રાર્થના છે કે, અમો ત્રણેને આપની સેવામાં રાખવાની દયાળુ દૃષ્ટિ દાખવશો!"

"ભલે! મને તેમાં કંઇ વાંધો નથી, પરંતુ તમને શું શું વિત્યું તે તો જરા જણાવો!"

"આપ ગુરૂશ્રીને તમામ વિતેલી વાત વિદિત કરવાને અમને કંઇ પણ વાંધો હોયજ નહીં." કહીને ચમનદાસે તમામ બિના બરાબર કહી સંભળાવી, અને છેવટે એટલુંજ કહ્યું કે "આપનીજ ભવિષ્ય વાણી યથાસ્થિત ખરી પડી મહારાજ!"

"તો પણ તમે ઉગરીને પુનઃ આવ્યાં છો, તે જોઈ મને સંતોષ ઉપજે છે. કર્મની દશા ભોગવવાની તમારાં ભાગ્યમાં સૃજેલી તે તમે ભોગવી, અને હવે પછી એવા ફંદામાં ફસાવું નહીં, એટલું ગોખી રાખી તમે પ્રથમ પ્રમાણે સર્વે સંગે હળીમળીને

સુખેથી રહો. ”

“ મ્હોટી કૃપા ! ” કહીને તેઓ ત્રણે તરતજ પોતાનાં જૂનાં સાથીઓ સંગે પ્રથમની માફકજ મિશ્ર થઇ ગયાં.

---

# ચક્ર ૬૮ મું.

દોહરો.

મોતીલાલ ડભોઇથી, નિકળ્યો ઉત્સાહ ભેર;
વડોદરે પહોંચ્યા પ્રથમ, ભટકયો ઠેરેઠેર !

અકસ્માત આફત !

ડભોઇની ધર્મશાળામાંથી મોતીલાલને સહજસાજ ખાતમી મળી કે “ ભવ્યદાસ નામના મહાન સંતની મંડળી વડોદરા તરફ ગઇ છે. ” આ ઉપરથી મોતીલાલે પણ વડોદરા તરફ જવાનો નિર્ણય કીધો, અને તેજ વિચારથી તે ડભોઇથી નીકળીને પગરસ્તેજ વડોદરાના રસ્તા પર પરહર્યો, પરંતુ માર્ગમાં જે પણ ગામ આવતું તે ગામમાં ચપળા માટે તપાસ ચલાવ્યાં પછીજ આગળ વધવા માંડયું, અને એમ કરતાં છેક દશેક દિવસ બાદ વડોદરાની પાસેનાજ એક ગામમાં તે પહોંચ્યો. ત્યાં ગામમાં જતાંજ પાદર ઉપર એક યૂવતિ તેનાં જોવામાં આવી. તેણીનો ઘણોખરો દેખાવ ચપળાને મળતો હોવાથી, અને પોતાનાં લગ્ન પ્રસંગે તેણે ચપળાને જોયલી તેવોજ ચહેરો આ યૂવતિનો પણ તેનાં મગજમાં ઠસી ગયાંથી તેણે બેધડકપણે તેણીને પૂછ્યું “ એઇ ! તારૂં શું નામ છે ? ”

“ મારા નામ સાથે તારે શું કામ છે ? ”

"કામ છે, માટે તો તને પૂછું છું. ઉભી રહે, અને તારૂં નામ ખરેખરૂં હોય તેજ કહી દેજે."

આવા અંજાણ્યા માણસના આવા અતર્કિત શબ્દો સાંભળતાંજ તે યૂવતિ ગભરાઈ ગઇ, અને તેણીએ મોતીલાલના પ્રશ્નનો ઉત્તર નહીં આપવાથી મોતીલાલને જબરો વહેમ ભરાયો કે "જરૂર આ મારી ચપળાજ છે !" આમ વહેમાઇને તેણે તેણીને વિશેષ દબાણથી પૂછ્યું "તારૂં નામ તારે કહેવુંજ પડશે, અને નહીંજ કહેશે તો હું તને અહીંથી એક પગલું પણ આગળ ભરવા દેનાર નથી ! માટે તારૂં નામ બોલી જા !"

આવા જબરજસ્તિના શબ્દો સાંભળતાંજ તે યૂવતિ વળી વિશેષ ગભરાઈ, અને તેણે એકદમ રડીને બૂમ બરાડા પાડી મૂકયા ! આ સાંભળીને જોતજોતામાં તે સ્થળે ગામનાં લોકો જમા થઇ ગયાં, અને મોતીલાલનાં હાડકાં પણ ખોખરાં થવામાં કંઇજ બાકી રહી નહીં ! તે ઉપરાંત તેજ વખતે લોકોએ પોલીસ સીપાઇને બોલાવી લાવીને મોતીલાલને પકડાવી પણ દીધો ! પત્નિની ભમણુતામાં ભમતો મોતીલાલ પોતાની આવી દશા જોઇને અત્યંત પસ્તાવામાં પડયો. તેણે પોલીસ સીપાઈ સમક્ષ પોતાની સ્થીતિનો સર્વ ચિતાર સત્યતાપૂર્વક રજૂ કીધો, પણ સીપાઇ બચ્ચો સાંભળે શાનો, અને મોતીલાલની વાતપર વિશ્વાસ રાખે પણ શાનો ? તેણે મોતીલાલને પકડીને, ગામનાં લોકોની સૂચના પ્રમાણે પોલીસ થાણામાં લઇ જઈ એક કોટડીમાં પૂર્યો ! બાદ તે સીપાઇએ તેની સાથે નરમ-ગરમ રીતમાં વાતચીત ચલાવી, અને તેની પાસેથી કંઇ વાતો કઢાવવાની કોશિષ પણ કરી; પરંતુ જે વાત ખરી હતી તે શિવાય મોતીલાલે બીજી

વાતજ કરી નહીં. ગામના મનાતા મુખીઓને સીપાઇએ થાણામાં બોલાવીને તેઓને જણાવ્યું કે " આ માણસ કંઇ ગુન્હેગાર દેખાતો નથી, પરંતુ એની વાત ઉપરથી એમ લાગે છે કે, એની સ્ત્રી ગૂમ થઈ ગઇ છે, અને જે યુવતિને અટકાવવાની મૂર્ખાઇ એણે ચલાવી છે, તેનો ચહેરો એની સ્ત્રીના ચહેરા સાથે લગભગ મળતો હોવાથીજ ભૂલમાં એણે તેણીની સામે અવિચારી પૂછપરછ કરી છે ! આ બધું ભૂલ ભૂલામણીનું પરિણામ બન્યું છે, માટે એને વિશેષ સતાવવો મુનાસબ નથી. તમે જો વાંધો લેતાં નહીંજ હો, અને તમારો વિચાર આ ફરિયાદ આગળ લંબાવવાનો નહીંજ હોય, તો એને છોડી દઉં ? "

" ભલે, છોડી દો; પરંતુ આ ગામમાં તો એને એક રાત તો શું, પણ એક પળ પણ રાખવોજ નહીં. "

" તે તો હું એને આપણા ગામની બહાર મૂકી આવીશ. તેને માટે તમે જરા પણ ચિંતા કરશોજ નહીં. "

"ખુશીથી તેમ કરો." કહીને મુખીઓ ત્યાંથી વિદાયે થયાં.

બાદ પેલા સીપાઇએ કોટડી ખોલીને મોતીલાલને બહાર કહાડયો, અને તેને બે–ચાર થાપડો મારીને તેનો કાંડો પકડીને તેને ગામ બહાર લઈ ગયો, અને ગામની હદ પૂર્ણ થતાંજ મોતીલાલને મુક્ત કીધો, અને તે વખતે પણ પેલા સીપાઇએ તે બિચારાને એક–બે ધપ્પા મારતાં જણાવ્યું કે "ખબરદાર ! જો ફરીથી આ ગામમાં પગ મૂકશે તો તેજ વખતે તુરંગમાંજ જવું પડશે બચ્ચા ! " આટલી ચેતવણી આપીને સીપાઇ ચાલ્યો ગયો.

મોતીલાલ ઉપલા બનાવથી અત્યંત સંતાપ કરવા લાગ્યો

કે " અરેરે ! ચપળા ! ચપળા ! ! ચપળા ! ! ! તારે માટે મારે કેવી કેવી આફ્ત વેઠવી પડે છે ! આવું દુઃખ બીજો કયો પતિ સહન કરી શકે ? તારે ખાતર હું સપડાયો ! લોકોનો માર ખાધો ! પોલીસે મને કોટડીમાં પૂર્યો ! સીપાઇઓ તરફનું અપમાન પામ્યો ! અને આખરે મહા મુશિબતે છૂટવા પામ્યો છું ! પણ હવે તું મળશે કે હજી પણ મને ટવળાવશેજ ? અરેરે ! ઓ ! મારા ઈશ્વર ! મારી કેવી દુર્દશા તેં પણ કરવા માંડી છે ! પવિત્ર પ્રેમ ગાંઠના બંધનથી બંધાયલા મારા જેવા શુદ્ધ મનના માણસ પર આટલો બધો શીતમ ! રામ ! રામ ! તું ખચીતજ 'પડી પર કટકં' કરવા જેવું કરે છે ! તું દીન દયાળુ છતાં મારા જેવા એક દીન પર આટલો બધો નિર્દય કેમ થાય છે ? હવે તો કંઈ છેડો લાવ મારા બાપ ! બશ ! મારી પ્રિય પત્નિ મળે તોજ તમામ તાપ ટળે ! વારૂ ! હરકત નહીં ! પરમાત્માની જેવી ઇચ્છા ! જોઇએ તેમ થાય, પણ હું મારાં પ્રયત્નમાં, અને ધર્મમાં નહીંજ ચૂકું, અને જોઇએ તેવી આપત્તિ આવે, તો પણ હિમ્મતહીન નહીંજ થાઉં ! " આમ વિચાર કરતો તે વડોદરા તરફ ચાલતો રહ્યો.

---

## ચપળાનાં નેત્રો નિર્મળ–નિરવિકારી–તીલિસ્નાન કેમ રહી શકયાં ?

કારણ તેણીએ, સુરત ખાતે વાડીફળીઆ કોટસફીલ પર વંશપરંપરાથી ચાલતા આવેલા ઔષદ્ધાલયના **વૈદ્ય રતીલાલ ત્રીભોવનદાસની** અસરકારક દવા પોતાનાં નેત્રોમાં નંખાવી હતી, **કે જે વૈદ્ય નેત્રોના ઉપચારમાં નામાંકિત છે.**

# ચક્ર ૬૯ મું.

દોહરો.

વડોદરા વિપરિત વડું, પણ ત્યાંયે ઉત્પાતઃ
ત્યાં ત્રિજું ભૂત જાગતાં, થયો નવો ઉચ્ચાટ !

## વડોદરામાં વિક્ષેપ !

વડોદરામાં થોડા દિવસ તો ભવ્યદાસ, અને તેમની સંત મંડળી મગ્નતા માનવા લાગી, અને સર્વમાં સંતોષ પણ વ્યાપ્યો; પરંતુ ખુદ મહારાજા સાહેબ તે મંડળીની મુલાકાતે જાતે ને પોતે પધારવાની ખબર વિજળિક વેગે શહેરમાં તથા ગાયકવાડી ગામોમાં ફેલાયાંથી અમલદારી વર્ગ પણ તે મંડળીની મુલાકાતે આવવા લાગ્યો, અને તેઓમાંના કેટલાકો તો ચપળાની મોહક ખુબસૂરતી નિહાળીને ચકિત થઇ ગયા. કોઇ કોઇનાં મનમાં તો ચપળા માટે ભૂંડો ભાવ પણ ઉત્પન્ન થઈ ગયો, અને ચપળાની એક વાર માત્ર ખાનગી મુલાકાત લેવાની ખટપટ પણ ચાલુ થઇ ! આ ખટપટના કેટલાક અણુસારા ચપળાને, ચમનદાસને અને જસોદાને પણ માલમ પડવા લાગ્યા, અને એક આબરૂદાર ગણાતા ગૃહસ્થે તો ખૂબ પૂછપરછ કરતાં એવો પત્તો મેળવ્યો કે " ચમનદાસ અગર જસોદાનાં કબ્જામાં ચપળા છે. " આ બાતમીના બળે તે ગૃહસ્થે પ્રથમ તેઓ બંનેની મુલાકાતનો યોગ સાંધવાની તજવીજ કરી,અને તેમાં તે ગૃહસ્થને અકસ્માત જસોદાને મળવાની તક તો મળી પણ ગઈ !

આ ગૃહસ્થની વય આશરે પાંસેક વર્ષ જેટલી થઇ હોય, એમ ધારી શકાય ! તેનાં મોંમાં દાંતનું નામ નહોતું, અને શરીરે

વૃદ્ધાવસ્થાની કરચળી પણ વળી ગઇ હતી ! સત્ય કહેતાં તે ડોસો મસાણે મોકલવા જેવોજ હતો !

જસોદા બજારમાં કંઇ લેવા નીકળી, અને ડોસો પણ તે સ્થળ તરફ તેણીને મળવાની તક સાંધીને આમતેમ આંટા મારતો હોવાથી, જસોદાને તેણે દીઠી, અને તેવોજ તે તેની પૂંઠ પકડીને પાછળ લાગ્યો. એટલામાં સહજ ઉજજડ સ્થળ આવતાંજ ડોસાએ સીસોટી વગાડીને જસોદાને ઉભી રાખીને પૂછ્યું " તું કયાં જાય છે ? "

" બજારમાં. કેમ, તમારે શું કામ છે ? "

" મારે તને એક વાત પૂછવી છે. "

" ભલે ફરમાવો. " કહીને જસોદા જરા થોભી ગઇ.

" તમારી સાથે એક યૂવાન છોકરી છે તે કોણ છે ? "

" તેણી અમારા ટોળામાંનીજ છે. " જસોદાએ ચમકીને પૂછ્યું " કેમ, આપને તેણીનું શું કામ છે ? "

" કામ છે ત્યારે તો પૂછું છું. કામ શિવાય કોઇ પૂછવાની તસ્દી લે અથવા સામાને તસ્દી પણ આપે કે ? "

" વારૂ; શું કામ છે તે ફરમાવો સાહેબ ! "

" તેણી કુંવારી છે કે પરણેલી ? "

" આમ પૂછવાનો સબબ શો ? " જસોદા હવે વહેમાઇ ગઇ, તો પણ શાંતપણે બોલી " કાકા સાહેબ ! તેણી અમારી સંત મંડળીમાં છે. "

" મારે તેણીને મળવું છે, માટે તું તેણીની મુલાકાત મારી સાથે કરાવી આપશે ? "

" દરરોજ પાછલા પહોરે અમે ભજન કરીએ છીએ, ત્યારે

તેણી પણ અમારી ટોળીમાં ભજન ગાવા બેસે છે તો તે પ્રસંગે આપ તેણીને ખુશીથી મળી શકશો." જસોદાએ પણ ઉસ્તાદીથી ઉત્તર આપ્યો "તે વખતે આપ કે કોઇ પણ તેણીની મુલાકાત લઈ શકે તેમ છે."

"મારે તેવી જાહેર મુલાકાત કરવી નથી, પણ મારે તો ખાનગી મુલાકાત લેવાની છે, અને તેને માટેજ તને પૂછું છું કે, તું તેવી મુલાકાત કરાવી આપશે ? હું તારો ગૂણ નહીં ભૂલું. તેને માટે ખાત્રિ રાખજે."

હવે જસોદાના મગજમાં ડોસા કાકાના દુર્ગુણનો બરાબર અર્થ સમજાયો, અને તેમ છતાં તેણીએ વિચાર કીધો કે "એની સાથે મારે વિશેષ વાત કરવી મુનાસબ નહીં; માટે મારા ચમનદાસને એની સાથે વાત કરવાને વળગાડીશ તો એના મનની વાત બરાબર મેળવી એને જૂગતો જુવાબ પણ આપશે, અને વળી ટાઢે પાણીએ ખસ કહાડવાની યુક્તિ પણ તે ચલાવી શકશે; માટે મારે આ પીડા પતાવી દેવીજ સારી." આમ વિચારીને તેણી શાંતિથી બોલી "કાકા સાહેબ ! તેણીની ખાનગી મુલાકાત કરાવવાનું કામ મારાથી તો બની શકે તેમ નથી; કેમકે તે છોકરી મારી સાથે ખાનગી વાતચીત કરવાનો સંબંધ રાખતીજ નથી. તેમ છતાં એક માણસ અમારીજ ટોળીમાં છે, તેની સાથે આપ જો વાત કરો તો આપની મુલાકાત તેણીની સાથે તે કરાવી શકે તેમ છે. તમે અહીંજ ઉભા રહો, અને હું તેને અબઘડી મોકલું છું, તે સાધુના વેશમાં છે, જેથી તે આવતાંજ તમે તેને ઝટ ઓળખી શકશો."

" અને મારાં વસ્ત્રો વગેરેની નિશાની તેને પણ તમે આપજો, એટલે મને પણ તે ઓળખી શકશે. "

" વારૂજી. " કહીને તેણી બજારમાં નહીં જતાં પુનઃ પોતાને ઉતારે ગઈ. રસ્તામાં તેણી પોતાના મનમાં એટલુંજ બોલી કે " અહીં આનંદમાં રહ્યાં છીએ તો અહીં પણ વળી વિપરિત થવાનો ભય ઉભો થયો ! મારા ચમનદાસ આવશે એટલે તે આ ડોસાને બરાબર જવાબ આપશે. " આમ વિચાર કરી પોતાને ઉતારે જઇને આ ડોસા કાકાની તમામ વાત તેણીએ ચમનદાસને ગૂપચૂપ કહી સંભળાવી, અને તે પણ તે વાત સાંભળી સંતાપમાં પડયો, તો પણ તે ડોસાની વાત બરાબર જાણવાને માટે તે તરતજ જસોદાએ આપેલી એંધાણી પ્રમાણે તે ડોસાને મળવાને ત્યાંથી ઝટપટ નીકળી પડયો.

---

## ચક્ર ૭૦ મું.

### દોહરો.

ડોસાને ડહાપણ થકી, ઉડાવવાની વાત;
ચમનદાસ ચબરાક છે, ડોસો મૂર્ખ કૂજાત !

" ઘડપણમાં ઘેલું ! "

ચમનદાસ, જસોદાએ આપેલી એંધાણીને આધારે ડોસા કાકા પાસે ગયો, અને ડોસાએ પણ તેને ઝટ ઓળખી કહાડયો. ચમનદાસે તેની પાસે જતાંજ તેને હસ્તે વદને પૂછયું " કેમ મહેરબાન, શું હુકમ છે ? "

" તમને પેલી બાઇએ મોકલ્યા છે કે ? "

" હાજી. "

" અને તમે પણ તે ભજન મંડળીમાંજ છો, એમ હું ધારું છું. "

" હા સાહેબ. "

" અને તમારી સાથે પેલી એક અતિ રૂપાળી યૂવતિ છે, તેણી પણ તમારીજ ટોળીમાં છેની ? "

" હા મહેરબાન. "

" મેં સાંભળ્યું છે કે, તેણી તમારાં કહ્યાંમાં છે, અને તમે તેણીને જેટલું પાણી પાવ તેટલુંજ તેણી પણ પીયે છે, એ પણ ખરી વાત કેની ? "

" એમ છે તો ખરૂં. " ચમનદાસે ડોસાના દિલની વાત જાણી લેવાની તજવીજ કરતાં પૂછ્યું " કેમ સાહેબ, આપને તેણીને માટે પૂછવું પડે છે ? "

"તમારાં કહ્યાંમાં તેણી , માટે તમે જો મારી એક ધારણા પાર પાડી આપો તો હું પણ તમને બરાબર રાજી કરીશ. "

" આપની ધારણા શી છે ? "

" મારો વિચાર તેણીને મારા મકાનમાં રાખી સુખી કરવાની છે, તો તમે તેણીને તેમ કરવાને સમજાવો તો મ્હોટી મહેરબાની !"

" તેણીને સમજાવવી, એ કંઇ મારે માટે મુશ્કેલ નથી. " ચમનદાસે પેટમાં કપટ રાખીનેજ વાત ચલાવી " પણ તમારા જેવા વૃદ્ધ પુરૂષને તે શોભે ? "

" છ–છ–છ ! તમે ભૂલો છો ! મારી મતલબ તમે સમજીજ શક્યા નથી !" ડોસાએ પણ શરમાઇને વાત ઉડાવવાની સાથે પોતાની મતલબનું મૂળ પકડી રાખતાં જણાવ્યું " તેણીના

પ્રત્યે મારી ભૂંડી ભાવના છેજ નહીં, પરંતુ હું તો તેણીને મારી પુત્રિ તરીકેજ મારા મકાનમાં રાખવા ઇચ્છું છું."

"પુત્રિ તરીકે રાખશો, તો પણ દુનીઆમાં તો વિચિત્ર વાતોજ થશે ! તો પછી તેણીને તમારા મકાનમાં રાખવાની એટલી બધી શી જરૂર છે ? હું ધારૂં છું કે, તમારી મતલબ તેણીનું માત્ર ભલુંજ કરવાની છે. એટલું તો ખરૂં કેની સાહેબ ?"

"હાસ્તો વળી. બીજી મતલબ મારા જેવા વૃદ્ધને શી હોય ?" ડોસાએ પણ દંભમાં દરશાવ્યું "હું તો બાલપણાંથીજ ખરેખરો નીતિવાન માણસ છું."

"આપની વાતોપરથી હું પણ આપને પૂરા નીતિવાનજ માનું છું." ચમનદાસે કટાક્ષમાં કહ્યું "પણ જો તમારી મતલબ તે બિચારીનું ભલુંજ કરવાની છે તો તેણીને તમારા મકાનમાં નહીં રાખતાં અમારીજ ટોળીમાં કાયમ રાખવાથી પણ આપની ઉત્તમ અભિલાષા પાર પાડી શકાશે."

"જૂઓ ભાઇ ! એ છોકરીનું સ્વરૂપ, એની કાન્તિની કરામત, એની મૂખ મુદ્રાની મનોહરતા, એની અલબેલી આંખો, એનું નમુનાદાર નાક, દિલદાર દહાડમની કળી જેવાં દાંત, અને વળી એના આખા અંગની અનૂપમ રચનાની રમણિકતા, એ સર્વ એટલાં તો મનમોહક છે કે, મારો વિચાર અહોનિશ તેણીની છબિ મારી આંખો આગળ નિહાળવાનોજ છે, અને તે ઇચ્છા તેણીને મારા મકાનમાં મારી આંખો આગળ રાખવાથીજ પાર પડે, માટેજ હું તેણીને મારી પાસેની પાસે રાખવા તલપ્યો છું. તે શિવાય મારા મનમાં અન્ય મતલબ મુદ્દલજ નથી ભાઇ ! હું અત્રે એટલો સત્તાવાન છું કે, જો ધારૂં તો તમો સર્વને બાજૂ-

પર નાંખી તે યૂવતિને ધોળે દિવસે મારા મકાનમાં લઇ જાઉં ! પણ નહીં ! જયારે મારા મનમાં તેણીનું ભલું કરી ભલાઇજ લેવાની છે, ત્યારે તો મારી ફરજ પહેલેથી છેલ્લે સુધી ભલાઇજ બતાવવાની પણ છે, અને તેવી ભલાઇથીજ હું તમો મારફતે સીધી રીતે તેણીને મેળવવા ઇચ્છું છું. વળી તેણી પણ તમારી સલાહ સ્વીકારીને ચાલનારી છે તો મારી ખાત્રિ છે કે, તમે તેણીને સમજાવીને, તેણીનું ભલું ચાહીને, અને તેણીનું ભવિષ્ય ભલું થવાની તમામ બિના તેણીને કહી સંભળાવીને મારી ઇચ્છા પાર પાડવામાં મને સાથ થશો. "

" ઘણીજ ખુશીથી. " ચમનદાસે પણ હાજી–હા જેવીજ ગત વાપરી કપટમાં કહ્યું " ઇશ્વરેચ્છા હશે તો તમારી મરજી પ્રમાણેજ બની જશે. "

" પણ તે કયારે ? "

" હવે આજે તો આપે મને વાત કરી, અને તેણીને સમજાવવાને મારે પણ વખત તો જોઇએની ? "

" કેટલોક વખત ? "

" આજેજ હું તેણીને વાત કરીશ, અને તે પછી આવતી કાલે આજ વખતે આપને અત્રે મળીશ. "

" જરૂર મળશો ? "

" જરૂર મળીશ મહેરબાન ! "

" તો આવતી કાલે આજ વખતે હું પણ અત્રે આવીને તમારી રાહ જોઇશ. "

" વારૂંજી. "

આમ વાત કરી તેઓ બંને ત્યાંથી છૂટાં પડયાં. રસ્તામાં

ડોસા કાકા તો જાણે ફતેહ મળવાની આશામાં આનંદ પામવા લાગ્યા, પણ ચમનદાસ મનમાં વિચારવા લાગ્યો કે "આ બુઢિયાને પણ ઘડપણમાં ઘેલુંજ લાગ્યું છે ! પણ હું ખરો કે, એને 'હથેલીમાં ચાંદ' બતાવીને એને પૂરો બેવકૂફ, અને ગધેડોજ બનાવીશ ! ઠીક છે ! કાલે વળી જૂદોજ રંગ ઝમાવીશ !"

---

# ચક્ર ૭૧ મું.

દોહરો.

ડોસા કાકા ડાહ્યલા, થયા ગધેડે સ્વાર;
બન્યા મૂર્ખના બાદશાહ, એજ વાતનો સાર !

ખરે-ખર !

ચમનદાસે પોતાના ઉતારે ગયાં પછી જસોદા સાથે ઉપલી બાબતના સંબંધમાં તમામ વાતચીત કરી, જે સાંભળતાં જસોદા બોલી ઉઠી " આ પણ સંતાપનાજ સમાચાર છેની ! જયાં ને ત્યાં બાપડી ચપળાપરજ આફત ! "

" અંહ ! તે ડોકરાને તો હું બરાબર બેવકૂફ બનાવી ગધેડાપર બેસાડીશ ! "

"તેમ કરતાં વળી નવી પીડા નહીં જાગે ! તે કોઇ મ્હોટા અમલદાર જેવો જણાય છે જો ! "

" તેમ હશે તો તેની અમલદારી પણ તે ભૂલી જશે ! "

" ત્યારે તમે જાણો. "

" પણ ચપળાને હાલ આ બાબત બોલતીજ નહીં; કેમકે તે છોકરી વળી આ વાત સાંભળીને ગભરાઇ જશે ! "

" સારૂં. તેણીને નહીં કહું. " કહી જસોદા શાંત રહી.

બીજે દિવસે ઠરાવેલા વખત પહેલાં પેલો ડોસો તેજ જગાપર આવી પહોંચ્યો. એટલામાં ચમનદાસ પણ ત્યાં ગયો, અને તેને જોતાંજ ડોસાએ તેને આવકાર આપીને પોતાની સાથેજ ગાડીમાં બેસાડીને પૂછ્યું " કેમ ભાઇ, શી ખબર છે? ખુશ ખબર તો છેની? તે સુંદરીને તમે વાત કરી તો હશેજ, અને તેણીએ પણ તમારી સલાહ-સ્વીકારીજ હશે, એટલી તો મને ગળાં સુધી ખાત્રિ છે. "

" તેમાં તો કંઇ વાંધોજ નથી. " ચમનદાસે 'ડાવકું' મોં કરી જણાવ્યું " તેણીને મેં તમામ વાત કહી છે, અને મારી સલાહ તેણીએ માન્ય પણ રાખી છે, પરંતુ તમારી વય અને દેખાવ માટેજ મને જરા વાંધો લાગે છે! તમારી તદ્દન વૃદ્ધાવસ્થા જોઇને તેણીનું મન ખિજરી જાય એવી મને ધાસ્તિ છે, અને જો તેણી તમને જોઇને એક વાર નાપાસ કરશે તો પુનઃ તે હા નહીંજ કહે, એવો તેણીનો સ્વભાવ છે; માટે જો તમને ખોટું નહીં લાગે તો તેણી તમને પાસ કરે તેવી તદબીર બતાવું ? "

" તમે જે તદબીર બતાવશો તે હું કરીશ. "

" તો તમારે એમ કરવું જોઇએ કે, તમારા મોંમાં એક પણ દાંત નથી તો દાંતનું ચોકઠું બનાવીને મોંનો દેખાવ બત્રિશ દાંત વાળો બનાવો, અને તે ચોકઠું મોંમાં ગોઠવાતાંજ મ્હોંઢા પરની કરચળી પણ સીધી સપાટ થઇ જઇ ચહેરાની વૃદ્ધાવસ્થા તો દબાઇ જશે. વળી અંગપર સારાં ગરમાગરમ કોટ વગેરે પહેરશો, એટલે અંગની ચામડીની કરચળી પણ ઢંકાઇ જશે. બાદ હાથ, અને પગમાં મોજાં પહેરવાથી તે એબ પણ દેખાશે

નહીં. તે ઉપરાંત આ પાઘડીને બદલે ભપકાદાર ટોપી પહેરવાથી અને હાથમાં એક સુંદર લાકડી લીધાથી તાબડતોબ તમે જૂવાન જોદ્ધા જેવા જણાશો ! આટલી તજવીજ કરવી જોઇએ. ”

“ એ તદબીર બની શકે તેવી છે, અને તે હું કરીશ; પરંતુ તેને બે–ચાર દહાડા જેટલો વખત લાગશે, માટે તે પહેલાં તમે સુંદરીની સહેજ મુલાકાત પણ નહીં કરાવી શકો કે ? ”

“ નારે ના. તેમ ઉતાવળ કરવા જતાં વળી તેણી તમને જોતાંજ ચસ્કી–પસ્કી જાય ! એટલે પછી ઉપર કહેલી તજવીજ કરવાનું પ્રયોજન પણ શું રહે ? માટે ઉતાવળ કરીને બાજી બગાડવી નથી ! ”

“ બરાબર છે. તમારી વાત સત્તર આનાની તો ખરીજ, અને તમે કહેલી તમામ તજવીજ હું કરીશજ. માત્ર એટલુંજ કે, તેમ કરતાં લગભગ ત્રણથી ચાર દિવસ લાગશે, જે પછીજ તમને મળુંની ? ”

“ હાસ્તો. ” ચમનદાસે દહાડાની ગણત્રિ કરીને જણાવ્યું “ આજે સોમવાર છે, અને હવે તમે ગુરૂવારે અહીંજ મને મળજો. આ વખતેજ હું પણ ગુરૂવારે અત્રે આવીને તમને મળીશ. ”

“ તે વખતે તે સુંદરીને તમારી સાથે લાવશોની ? ”

“ ભલે ! તેણીને લઇને આવીશ. ”

“ બશ–બશ–બશ ! ” ડોસો ખુશી થઇ ગયો, અને બોલ્યો “ હવે તો હું તે દિવસે બરાબર ફક્કડ, પાંકડો, અને જૂવાન પઠ્ઠા જેવો બનીનેજ આવીશ ! ”

“ તો વાંધોજ નહીં આવે. ” કહીને ચમનદાસ ગાડીમાંથી ઉતરીને રવાના થયો, અને ડોસાએ પણ પોતાને મકાને જવાને

ગાડી પાછી ફેરવાવી લીધી.

ડોસાજી તો રાજી ખુશી થઇ ગયા, અને તેને સોએ સો ટકા વિશ્વાસ આવ્યો કે " બસ ! હવે તો બેડો પાર ! તે રસિલી રમણીને રાજી કરવા જેવોજ હું પણ બની ઠનીને આવીશ, અને તેણી મને મળતાંજ આ બે ઘોડાની ગાડીમાં બેસાડીને તાબડતોબ તેણીને મારે મકાને લઈ જઇશ. મારે કંઇ બાળબચ્ચાં છે નહીં, અને ઘરમાં જે રાખેલી છે તેને તો આજે ને આજેજ ઘરમાંથી હાંકી પણ કહાડીશ, જેથી કરીને આ નવી પત્નિ તરીકે રાખવાને પણ કંઇ રીતની પીડાજ રહેવાની નથી ! માત્ર હાલની બાયડીને ઘરમાંથી હાંકી કહાડવાને માટે જાણી જોઇને કંઇ ટંટો જગાડવો જોઇશે, અને ગમે તેમ લડાઇનું બહાનું શોધીને પણ તે ડોકરીને તો ઘરમાંથી અંખેરીજ કહાડવી પડશે. તેણી કંઈ મારી લગ્નની પત્નિ નથી, પણ માત્ર ઘરમાં કામ કરવાને રાખેલી છે, માટે તેણીને કહાડી મૂકવાને બાજે વાંધો પણ આવે તેમ નથી. નવી રમણી મળ્યાં પછી તે જૂની ડોકરીની મારે શી જરૂર ? કંઇ નહીં ! માટે એમજ કરવું સમયોચિત છે. " આમ વિચાર નિર્માણ કરીને તે પોતાને મકાને પહોંચ્યો.

---

# ચક્ર ૭૨ મું.

## દોહરો.

ડોસો ડોસી ચડભડયાં, ડોસાની લુચ્ચાઈ;
ડોસીને હાંકી મૂકી, ભજવી એજ ભવાઇ !

## ડોસાની ડાંડાઇ !

ડોસાએ પોતાને મકાને જરાંજ કપડાં કહાડીને પોતાનાં ઘરમાં રાખેલી ડોસીની સાથે લડાઈ કરવાનું બહાનું શોધ્યું, અને ડોસીને પોતાની પાસે બોલાવીને ડોસાએ અત્યંત રાગદ્વેષનો દેખાવ કરીને વિકાળ વદને જણાવ્યું કે " આ મારા ટેબલપર હું એક રૂપીઓ મૂકી ગયો હતો તે કયાં ગયો ? ચાલ, બોલી જા !"

" મને શું ખબર ?" ડોસીએ ખરીજ વાત કહી "મેં તો તમારો રૂપીઓ જોયો નથી. તમે જાણો ને તમારો રૂપીઓ જાણે !"

" હેં ! રાંડ લુચ્ચી ! હું જાણું ને મારો રૂપીઓ જાણે ! એ તું શું બોલી ! " કહીને ડોસાએ તેણીને એક એવી તો લાત લગાવી દીધી કે તે બાપડી જમીનપર ગબડીજ પડી !

" ઓ બાપરેએએએ ! મારી નાંખીરેએએએ ! " ડોસીએ બરાડા પાડતાં જણાવ્યું " આજે તમે કંઇ દારૂ પીને આવ્યા છો કે શું મહોકાણુ ! "

" હેં રાંડ કમજાત ! આ તારો બાપ દારૂડીઓ છે કે ? " કહીને ડોસાએ તેણીની પીઠપર વળી બીજી લાત મારી !

" હાય-હાય ! આજે તમને આ શું ભૂત ભરાયું છે ! "

" તો લાવ મારો રૂપીઓ ! "

" પણ મેં લીધો નથી, એ તમને હું સત્યતાથી અને

કસમપૂર્વક કહું છું. તમે નકામી મને નહીં બાળો !"

"બીજી ગરબડ નહીં ચાલે. મારો રૂપીઓ લાવ, અને નહીં તો અબઘડી પોલીસને બોલાવીને તને પહરેજ કરાવીશ."

"પોલીસને બોલાવો કે જેઠએ તો પોલીસના બાપને બોલાવો ! મેં તમારો રૂપીઓ લીધો હોય તો મારે બ્હીવાનું હોય."

"એમ છે ! તું બ્હીતી નથી, એમજ કે ? ઠીક છે ! હમણાં તારી ખબર લઉં છું ! હવે તારી દયા નહીં જાણું ! તું મારા મકાનમાંથી નીકળી જા."

"આટલાં વર્ષ પછી હવે કયાં જાઉં, અને શા માટે જાઉં ? આ અવસ્થાએ મારી અવદશા કરવી છે, કેમ ?"

"તારી અવદશાજ કરીશ, અને મારા મકાનમાં તો તને એક મિનિટ પણ નહીંજ રાખું, માટે જા, નીકળ મારા મકાનમાંથી ! મારે તારૂં કામ નથી !"

"એમ તે કેમ નીકળીશ ?" ડોસીએ પણ હવે મગજ ફેરવીને વાત કરવા માંડી "મારાં ભરણ પોષણનો બંદોબસ્ત પહેલાં કરો, અને તે પછીજ આ ઘરમાંથી મારો પગ કહાડો. સમજયાની ? હંઅ !"

"તું કયાં મારી પરણેલી પત્નિ છે ?"

"પરણેલી નથી, પણ પરણેલી કરતાં પણ ચઢિયાતી છું, અને પત્નિ તરીકેજ તમે મને ઘરમાં રાખી છે, એ તો આખું ગામ જાણે છે. અમલદારોથી પણ એ વાત અજાણી નથી !"

"ચાલ, ચાલ ! ભરણ પોષણ વાળી ! સીધી પાધરી ઘરમાંથી બહાર નીકળ, નહીં તો ઉચકીને રસ્તામાં નાંખી દઇશ."

"એમ છે કે ! વારૂ ઠીક છે ! હમણાં તો હું જાઉં છું,

પણ યાદ રાખજો કે કોર્ટમાં ફરિયાદ માંડીને તમારી આબરૂના કાંકરાં કરી નાંખીશ ! ” કહીને તેણી પણ મિજાજમાં આવીને તાબડતોબ ઘરમાંથી માત્ર પહેરેલાં વસ્ત્રભેર નીકળી ગઇ, અને પોતાની એક અંગત ઓળખીતીને ત્યાં હાલ તરત તેણીએ નિવાસ કીધો.

ડોસાકાકાને હવે આનંદ થયો, અને પોતાનું ધાર્યું પાર પડેલું માની પોતાના ડાચામાં દાંતનું ચોકઠું બનાવવા માટે એક દાંતના ચોકઠાં બનાવનારને રૂ. ૧૨૦) આપીને ફર્સ્ટ કલાસ ચોકઠું બનાવવા આપ્યું, તેમજ બીજો તમામ જોઇતો ઠાઠ પણ તઇયાર કરી દીધો. અર્થાત સર્વ સોંગ બરાબર જમાવવામાં બાકી કંઇજ રાખી નહીં !

બીજે દિવસે પેલી ડોસીએ ત્યાંનાજ એક વકીલ મારફતે એક લંબાણ નોટીસ ડોસાકાકાપર મોકલી આપી, તે વાંચીને ડોસો પોતે નોટીસ મોકલનાર વકીલ પાસે ગયો, અને વકીલનાં સમજાવ્યાથી તેણીનું મન જયાં ત્યાંથી મનાવી દીધું. હવે ડોસાને મનમાનતી નિવૃત્તિ મનાઇ, અને નવી રમણીની પધરામણી કરવાના પ્રસંગને માટે ડોસાજી માળા ફેરવતાં બેઠા ! ‘ઘડપણમાં ઘેલું’ કહેવાય છે તે પ્રમાણેજ આ ડોસાકાકાની મતિ ઘડપણમાં એકદમ અવળી બની ગઈ !

---

# ચક્ર ૭૩ મું.

દોહરો.

યૂવાન ડોસાજી બન્યા, બન્યા મૂર્ખ સરદાર;
આશા અસ્ત બની બધી, બળ્યો એહ અવતાર !

કુડડડ ભૂસ !

ચમનદાસે પોતાની છેલી મુલાકાત દરમ્યાન ડોસાને બનાવવાની જે જે ગોઠવણ કરી હતી તે તમામ બિનાથી જસોદાને વાકેફ કરી, અને તેની સાથેજ ચમનદાસે તેણીને જણાવ્યું કે “ હવે મહારાજને સમજાવીને આ શહેરમાંથી ઉઠાં-તરી કરીને બીજે ગામ જવું વધારે સલામત ભરેલું છે; કેમકે ચપળાની ખૂબસૂરતી આ શહેરમાં પણ દાંતે મોઢે ચવાઇ ગઇ છે, અને જેમ પેલા ડોસાની દાનત બગડી છે, તેમજ વળી બીજાઓની દાનત પણ બગડતાં વાર નહીંજ લાગે, એવી મને ધાસ્તિ લાગે છે. ”

“ મહારાજને માટે ગાયકવાડે મકાન આપ્યું, ખોરાકી વિગેરેનો તમામ બંદોબસ્ત મનપસંદ કરી આપ્યો, અને સર્વ પ્રકારે આ શહેરમાં શાંતિથી ભગવત ભજન કરવાની સગવડ પણ મળી છે, ત્યાં વળી આ નવી આફત જાગી ઉઠી ! ” જસોદાએ પૂછ્યું “ મહારાજ આ શહેર છોડવાને તત્પર થશે ? ”

“ આપણે તેઓશ્રીને સમજાવીને કહીશું. ”

“ તો હું કહીશ. અરે ! હમણાં ને હમણાંજ તેમને કહું છું ” આમ બોલી ચમનદાસ તરતજ મહારાજ ભવ્યદાસની પાસે ગયો, અને નમન કરીને પેલા ડોસાને લગતી તમામ વાત કહી

સંભળાવી.

"વાહરે દુનીઆ વાહ !" મહારાજે હસીને જણાવ્યું આ દુનીઆમાં પણ કેવા કામાન્ધ કીડા વસે છે ! તેમાં વળી તમારાં કહેવા પ્રમાણે તે વૃદ્ધ પુરૂષ પણ કેવો મૂર્ખ હોવો જોઇએ ! અરેરે ! તેને તો કીડા પડશે."

"જયાં ને ત્યાં આવીજ આપ્રત આવે છે, માટે આપની ઇચ્છા હોય તો અહીંથી બીજે કોઇ સ્થળે જઇ રહીએ મહારાજ !"

"મારો પોતાનો અભિપ્રાય પણ એવો તો ખરોજ કે, મ્હોટા શહેરમાં રહેવા કરતાં કોઇ ન્હાના ગામમાં કે જંગલમાં નિવાસ કરવો, તેમાંજ સાધુ સંતને વિશેષ શાંતિ મળી શકે, માટે અહીંથી ઉપડી જવામાંજ સુખ થશે. ચાલો બેટા જંગલમાં જઇ મંગળ કરીએ. હવે વિશેષ વિચાર કરવાની જરૂર નથી." કહીને ભવ્યદાસે તરતજ તમામ સંતોને આજ્ઞા કરવાથી તેઓ ઝટપટ સરસામાન બાંધીને તઇયાર થઇ ગયાં, અને પાછલા પહોરના ત્રણ વાગતાંને સુમારે "જય સીતારામ"ની ગર્જના કરતાં તેઓ સર્વ પગ રસ્તેજ ચાલતાં ગયાં. તે પછીજ ચપળાને પણ પેલા ડોસાની તમામ બિનાથી ચમનદાસે વાકેપ્ર કરી, જે સાંભળી ચપળા એટલુંજ બોલી કે "ઇશ્વરે મને જો સુંદરતામાં સૃજી નહીં હોત તો કેવું સારૂં થાત!" આમ બોલી તે બિચારી બાળા પોતાની ખૂબસૂરતીને માટે પસ્તાવો કરવા લાગી.

ડોસાજી જુવાન પઠ્ઠા ( ! ) જેવા બનીને ગુરૂવારે પેલી પ્રથમની જગાપર ઠરાવેલે સમયે ગયા. તેણે બરાબર ચમનદાસની સલાહ પ્રમાણેનોજ તમામ ઠાઠ કીધો હતો. તે જગાપર લગભગ

એક કલાક થોભ્યો, પણ ચમનદાસ જણાયો નહીં ! ડોસાના દિલમાં અધિરાઇ આવી, અને તેનો જીવ તલપાપડ બની ગયો ! બાદ ગાડી ત્યાંજ થોભાવીને તે પોતે પગે ચાલીને ભગ્ગદાસના ઉતારે ગયો, અને ત્યાં જોયું તો તે મંડળી મળે નહીં ! તેનો તો જાણે જીવજ ગયો, અને બારે વહાણ બુડયાં જેવું બન્યું ! આસપાસ પૂછપરછ કરતાં એવા સ્નાનના સમાચાર સાંભળ્યા કે " ભજન મંડળી તો અત્રેથી બે દિવસ થયાં બહારગામ ઉપડી પણ ગઇ ! " આ સાંભળતાંજ ડોસાનાં તો હોસકોસ ઉડી ગયાં, અને તે મુર્ચ્છાંગત થઇ ત્યાંજ ઢળી પડયો ! થોડી વારે તે શુદ્ધિમાં આવ્યો, અને ત્યાંથી ઉઠીને પુનઃ ગાડી પાસે જઈ તેમાં બેસીને પોતાને મકાને ગયો, અને અત્યંત પશ્ચાતાપ કરતાં બોલ્યો કે " અરે નસીબ ! નવીની આશામાં જૂની પણ ગુમાવી, અને નવી તો ગઇરે ગઇ ! " આમ પરિતાપ કીધાં પછી તેનાં નસીબમાં જૂનીનીજ ખુશામત કરવાનું સર્જેલું હોવાથી તે થોડી વાર બાદ જાતે નેં પોતે ઉઠીને તે જૂની ડોસી જયાં રહેતી હતી ત્યાં ગયો, અને તેણીને સમજાવી પટાવીને તથા હાથે પગે લાગીને પુનઃ પોતાને ત્યાં લઇ આવ્યો.



# ચક્ર ૭૪ મું.

દોહરો.

મોતીલાલે વડોદરે, આવી કરી તપાસ;
પત્તો ત્યાં પણ નવ મળ્યો, થયો પૂર્ણ ઉદાસ!

## વડોદરામાં વાખા!

વડોદરામાં મોતીલાલ આવ્યો, અને તેણે પણ શહેરમાં ફરીને એક ધર્મશાળામાંજ મુકામ કીધો. પાસે એક લોટી, લંગોટી, અને ધોતિયા શિવાય બીજો કશો સામાન નહીં, જેથી જે ધર્મશાળામાં તે ઉતર્યો હતો, ત્યાં ઉતરેલા અન્ય માણસો તો મોતીલાલને ભામટા જેવોજ માની બેઠાં, અને સર્વ કોઇ પોત પોતાની વસ્તુઓપર તકેદારી રાખવા લાગ્યાં. તેજ ધર્મશાળામાં એક સંત મંડળની એક મ્હોટી ટોળી પણ ઉતરી હતી, કે જેમાં લગભગ પોણોસો માણસો હતાં, પણ તેઓમાં એક સ્ત્રી તો નહોતીજ. તે મંડળીના મુખીનું નામ આનંદચરણદાસ હતું, અને તે પુરૂષ પણ ત્યાગ વૈરાગમાં પૂજવા યોગ્યજ હતો. તેની પાસે મોતીલાલે જઇને નમન કરીને જણાવ્યું "મહારાજ! અત્રે કોઇ ભવ્યદાસ સંતની મંડળી આપને મળી હતી?" મોતીલાલને આ ભવ્યદાસનું નામ નિશાન ચાંદોદમાં ધનગવરી મારફતે, તેમજ ડભોઇની ધર્મશાળામાંથી મળ્યું હતું, માટેજ તેણે તે નામની અત્રે તજવીજ કરતાં વળી પૂછ્યું "મેં સાંભળ્યું છે કે, તેઓની ટોળી આ તરફ આવી છે, માટે આપને કદાચ ખબર હોય, એમ ધારીનેજ પૂછું છું."

"ના ભાઈ, તે ટોળીને મેં જોઈ નથી, અને તેની મને

કશી ખબરે નથી." આનંદચરણુદાસે પૂછ્યું "તમે તે ટોળી-માંના છો શું?"

"ના મહારાજ, હું તો એકલોજ ફરૂં છું."

"ત્યારે તમે તે ટોળીની ખબર પૂછો છો તેનો સબબ મને સમજાવશો?"

"તે ટોળીમાં મારા કેટલાંક ઓળખીતાં છે, માટે પૂછું છું."

"અને તમારો વિચાર તે ટોળીમાં કદાચ જોડાવાનો હશે?"

"તેમ પણ કંઈ નથી. હું તો એકલોજ રહેવામાં આનંદ માનું છું મહારાજ!"

"સાધુને માટે તો એકલા રહેવામાં પણ વાંધોજ નથી. સાધુને સર્વ સરખું છે, તો પણ બહાર ફરવામાં 'એકસે દો ભલા' એમ પણ એક સાધારણ કહેતી છે ખરી."

"ખરૂં છે, પરંતુ હું તો પ્રથમથીજ એકલો રહ્યો છું, માટે મને તેમાંજ આનંદ મનાયો છે."

"ઘણી ખુશીની વાત છે." આમ વાત કરતામાં પેલો ડોસો, જે ચપળાપર મોડી પડયો હતો તે ત્યાં આવી પહોંચતાંજ મહારાજે તેને આદર આપીને બેસાડીને પૂછ્યું "આપ કોણ છો?"

"હું આ શહેરનોજ છું." ડોસાએ પછી પૂછ્યું "તમારી સાથે સ્ત્રીઓ પણ છે કે તમે માત્ર પુરૂષોજ તમારી મંડળીમાં છો?"

"અમારી સાથે તો એકે સ્ત્રી છેજ નહીં, અને સ્ત્રીઓને તો અમારા સંગમાં અમે કદી રાખીએ પણ નહીં." મહારાજે વિસ્મયતાથી પૂછ્યું "આપને કંઈ આવો પ્રશ્ન પૂછવો પડે છે?"

"અરે! મહારાજ! અહીં થોડાજ દિવસપર ભવ્યદાસની એક ટોળી આવી હતી, તેમાં કેટલીક સ્ત્રીઓ પણ હતી. તે

ટોળીનાં એક લુચ્ચા માણસે, તેજ ટોળીની એક રૂપવંતી સ્રીના સંબંધમાં મને જબરી કરામત કરીને ફસાવ્યો હતો, અને પછી તો તે ટોળી અહીંથી ભાગીજ ગઇ!"

"અમને તે વિષેની કંઇ ખબર નથી."

"વારૂં માફ કરજો." કહીને ડોસો ઉઠીને ચાલતો થયો.

મોતીલાલે, ભવ્યદાસનું નામ સાંભળીને સમજી લીધું કે "ભવ્યદાસની ટોળી તો અહીં પણ નથી!" આથી વડોદરામાં આવીને પણ વનેખાંમાં પડયાં જેવુંજ તેને લાગ્યું, અને વળી તે વિમાસણમાં પડી ગયો! તે ત્યાંથી ઉઠીને શહેરમાં વિશેષ તજવીજ કરવા લાગ્યો! તેટલામાં એક જણાએ, ભવ્યદાસના ઉતારાના મકાનની નિશાની તેને આપ્યાથી તે તાબડતોબ તે મકાન આગળ ગયો, અને તે મકાનની નીચેની એક કોટડીમાં એક સરકારી સીપાઇ મકાનની રખેવાલી માટે રહેતો હતો, તેની સાથે પૂછપરછ કરતાં તે સીપાઈએ જણાવ્યું કે "ભવ્યદાસની ભજન મંડળી અહીં હતી ખરી, પણ પાંચ–સાત રોજ પરજ તે તો અહીંથી ઉપડી પણ ગઇ છે."

"તે કયાં ગઇ છે?" મોતીલાલે પૂછયું "આપને તો ખબર હશે?"

"મને ચોક્કસ ખબર તો નથી, પણ તેઓ માંહોમાંહે વાતો કરતાં હતાં તે પરથી મને સમજાયું છે કે, કોઇ જંગલમાં નિવાસ કરવાના વિચારથી તે ટોળી ઉપડી ગઈ છે."

"ઠીક. સમજ્યો. તસ્દી માફ કરજો." કહીને મોતીલાલ પણ ત્યાંથી નીકળીને છેક લાંબે જઇ એક વૃક્ષની નીચે બેઠો, અને તે નિઃશ્વાસ નાંખી મનન કરવા લાગ્યો કે "આંદોદમાં આશા

મળી, અને ડભોઈ ગયો તો ત્યાં પણ અલ્પ અંતરને લીધે આશા અવળી પડી! ત્યાંથી વડોદરાને માટે ખાતમી મળી, અને અહીં આવ્યો તો અહીં પણ સ્નાનના સમાચાર સંભળાયા! હવે ક્યાં જાઉં? જંગલમાં તે મંડળી ગયાંની ખાતમી તો મળી છે, પરંતુ ક્યા જંગલમાં તે ગઇ હશે તે તો રામ જાણે! હું જાણ્યા વગર કઇ દિશાના ક્યા જંગલમાં જાઉં, અને ક્યાં ક્યાં ભટકું? અરે! ઇશ્વર! તારે ત્યાં પણ કેવો ન્યાય છે કે, જે પોતાનો ધર્મ બજાવવા નીકળ્યો છે, તેને પણ તું આમ અથડાવી આફતની અગ્નિમાં ખાળ્યાંજ કરે છે!" આમ સંતાપ કરીને ત્યાંથી ઉઠી અંધારી રાત્રિ છતાં લહેરમાં તે આગળ ચાલતો થયો.

---

# ચક્ર ૭૫ મું.

### દોહરો.

આશાવંતો એકલો, સીધો ચાલ્યો જાય;
જંગલમાં નીકળી ગયો, નહીં ધારેલું થાય!

### ક્યાંનો ક્યાં!

કાળી રાત્રિ છતાં નિર્ભયતાથી મોતીલાલ ઝુસ્સાદાર ચાલે છેક જંગલ તરફ નીકળી ગયો. એટલામાં એક ખેતરમાં માણસોનો સ્વર સંભળાયો. તે સ્વર તે ખેતરમાં ભેગાં થયલાં કેટલાંક ખેડુતોનો હતો, અને તે ખેતરના માલિકના છોકરાનાં લગ્ન હોવાથી ખેડુતોની મ્હોટી સંખ્યા તે લગ્ન પ્રસંગને માટે ત્યાં ભેગી થઈ ઢોલ વગાડી રંગે રસે ગાતાં હતાં. આ બધાંનો એક સ્વર મોતીલાલને કાને જતાંજ તેને લાગ્યું કે "ભવ્યદાસની

ટોળી ‘ભજન મંડળી’ ને માટે જાણીતી છે, માટે તે ટોળીજ કદાચ અત્રે ભજન ગાવા બેઠી હોય। તેથી તેની ખબર તો કહાડવીજ જોઇએ.” આમ ધારીને મોતીલાલ તે ખેતરમાં ગયો, અને ખેડુતોની નજર પણ તેનાપર પડતાંજ તેઓને મોતીલાલને માટે ચોરનો વહેમ ગયો! તો પણ મોતીલાલનાં ભલાં ભાગ્ય કે, તેઓએ તેને તેજ વખતે ટીપી નહીં નાંખતાં તેઓ તેને ગુસ્સામાં પૂછવા લાગ્યાં કે “એઇ! તું કોણ છે, અને આટલી રાતના શા માટે અહીં નીકળી આવ્યો છે?”

“હું તમારૂં ભજન સાંભળવા આવ્યો છું, મહેરબાનો!”

“રાંડનો ચોર જેવો લાગે છે!” એક ખેડુત બોલી ઉઠયો.

“ચોરના જેવોજ એનો વેશ જણાય છે!” બીજો બોલ્યો.

“જરા સબૂર કરો! એને રીતસર પૂછવા દો.” આમ કહી એક ત્રિજા ખેડુતે મોતીલાલને પૂછયું “આટલી રાત્રે આ જંગલમાં તું કયા કારણે આવ્યો છે?”

“મારા સ્વદેશી ભાઇઓ!” મોતીલાલે અતિ નમ્રતાઇથી જણાવ્યું “હું ચોર નથી, ભામટો નથી, લુટારો કે ધાડ પાડનારો નથી, પણ હું તો એક સાદો સાધુ છું, અને ભવ્યદાસ સાધુની ટોળી આ તરફ જંગલમાં આવી છે, એમ સાંભળીને તે ટોળીને શોધવા માટે આ જંગલમાં આવ્યો છું. આ શિવાય આ તરફ આવવાનું બીજું કંઇજ કારણ નથી.”

“પણ આ ખેતરમાં આવવાનું શું કારણ?” તે ખેડુતે પૂછયું “તે સાધુની ટોળી અહીં કયાં છે કે તું અહીં આવ્યો છે?”

“તમો સર્વ ગાતાં હતાં તેનો અવાજ બહારથી મને સંભળાયો, અને મને શક ગયો કે ‘કદાચ ભવ્યદાસની ટોળી

પણ હોય." આમ ધારીનેજ હું અહીં આવ્યો છું. આ શિવાય મારે માટે તમે બીજો કોઇ પણ પ્રકારનો શક લાવશોજ નહીં ભાઇઓ!"

"ત્યારે તમે સાધુ છો કે ગહસ્થી છો?"

"સાધુ છું."

"એમ છે?" લગ્ન મંડપના માલિકે ઉત્સાહથી જણાવ્યું "ત્યારે તો હું મારાં મ્હોટા ભાગ્ય માનું છું કે, મારા પુત્રનાં લગ્ન પ્રસંગે તમારા જેવા સાધુ લગ્ન મંડપમાં પધાર્યા! માટે પ્રભાત થતાં સુધી આપ અહીંજ આરામ લો, અને કાલે ભોજન કરીને પછી આપની મરજીમાં આવે ત્યાં જજો."

"મારાથી રહેવાય તેમ નથી."

"તે વાત નહીં ચાલે. તમને જમાડયાં વિના તો જવા નહીંજ દઉં. તમારા જેવા સાધુ મારે ત્યાંથી લગ્ન પ્રસંગે ભૂખ્યા જાય, તે તો મને લગ્નમાં અપશૂકન થયાં જેવુંજ મનાય! માટે મારી અરજ માનવીજ પડશે મહારાજ! તમારી બીજી કશી વાત હું સાંભળવાનો નથી."

"ઠીક! જેવી તમારી ઇચ્છા!" કહીને મોતીલાલ આદરમાન સહ મંડળમાં બેઠા, અને બીજા ખેડુતો પણ તેની આસપાસ વિંટળાઇને બેઠાં. બાદ તે ખેડુતો મોતીલાલને આનંદ આપવાને તેની સન્મૂખજ ગાવા વગાડવા મંડયા. એટલામાંજ એક ગાયન પૂર્ણ થતાં મોતીલાલે પોતાનાં નેત્રો ખોલીને ખેડુતો પ્રત્યે પૂછયું કે "તમારામાંથી કોઈના પણ જોવામાં આ તરફ કોઈ સાધુની મંડળી આવી હતી, અગર તેમ નહીં તો આસપાસનાં કોઈ પણ જંગલમાં કોઈ સાધુ મંડળી આવીને રહી હોય,

એવું તમારી જાણમાં આવ્યું છે ખરૂં ? ”

“ના મહારાજ! તેવું કંઇ જાણ્યામાં કે સાંભળ્યામાં આવ્યું તો નથી.” ખેડુતોએ પૂછ્યું “ તમારે તેની ખાસ બાતમી મેળવવાની જરૂરજ છે શું ? ”

“ હા. જરૂર તો છે, માટે જો તમારામાંથી કોઈ તેની ખબર મેળવવાની તજવીજ કરો તો મ્હોટી મહેરબાની ! ”

“ એમાં મહેરબાની શાની ? અમે આસપાસનાં ગામોમાં ખબર કહડાવીશું. ગામડાંઓનાં લોકોને અમે પૂછીશું. ”

“ એટલું જરૂર કરજો. ”

“ જરૂર. ” કહીને તેઓએ પુનઃ ગાયન ગાવા માંડયું.

---

# ચક્ર ૭૬ મું.

## દોહરો.

ખેડુતો મોહિત થયાં, મોતીલાલને માટ;
પૂજન તેનું સૌ કરે, થયાં સર્વ રલિયાત !

## મોતીલાલ મહારાજ !

પ્રભાત થતાંજ ખેડુતોએ ખાસ બ્રાહ્મણને બોલાવીને ઉત્તમ પ્રકારની રસોઇ પૂર્ણ પ્રેમથી કરાવવા માંડી, અને રસોઇ થતાંજ મોતીલાલને ભોજન કરાવ્યું. તે પછી સર્વ ખેડુતો પણ જમના સંચર્યા, અને મોતીલાલ એક શેત્રંજીપર આડો પડયો.

“ત્રણ વાગતાંને સુમારે મોતીલાલ ઉઠી ઉભો થઈ ખેડુતો પ્રત્યે બોલ્યો “ હવે તો હું રજા લઇશ; કેમકે મારે સાધુ ભવ્યદાસની મંડળીનો પત્તો મેળવવાની જરૂર છે, માટે હું જઇશ.”

" તમારે તે મંડળનો પત્તો મેળવવાનીજ જરૂર છેની ? તો તે તમને અમે મેળવી આપીશું. " ખેડુતોમાંના એક વૃદ્ધ ખેડુતે વિનંતિ કરી " અમો સર્વ ભાઇઓની એવીજ ઇચ્છા છે કે, આપને અત્રેજ રાખવા. અત્રે આપને વાંધો આવનાર નથી. "

" પણ તે મંડળીનો પત્તો તમે કેવી રીતે મેળવી શકશો ?"

" આપની સાથે વાતચીત તો કરી છે કે, આસપાસનાં ગામડાંઓમાં અમે તજવીજ કરાવીશું. આપનાથી તે તજવીજ નહીં બને; કેમકે આપ એકલા કયે કયે અને કેટલાં ગામોમાં જઇ શકશો ? અને અમે તો એક–બે દિવસમાંજ ઘણાંખરાં ગામોમાં અનેક પ્રકારે તજવીજ કરાવી શકીશું. "

મોતીલાલના મગજમાં પણ આ વાત ઉતરી, અને તેણે ત્યાંજ પડાવ નાંખ્યો.

બાદ ખેડુતોમાંથી આશરે પંદરેક માણસો કમર બાંધીને પોતપોતાનાં ગાડાં જોડીને નીકળી પડયા, અને ચારે જણાઓ તો વળી પોતાને ત્યાં ઘોડા હતા તે ઉપર સ્વાર થઇ ઉત્સાહ ભેર આસપાસનાં ગામડાંઓ તરફ ગયા પણ ખરા.

હવે મોતીલાલ ખેતરમાં ફરવાને નીકળ્યો, અને તે સમયે તેણે પોતાની સાથે કોઈ પણ ખેડુતને રાખ્યોજ નહીં, કેમકે તેનો વિચાર જરા એકાંતમાં જઇ મગજને શાંત રાખી પોતાની આશા પાર પાડવાને લગતા વિધ વિધ ઉપાયો યોજવાનો હતો. આવા વિચારથી ખેતરમાંજ આશરે એક માઇલપર જઇને એક ન્હાના વૃક્ષ નીચે તે બેઠો. બાદ તે ભવિષ્યની બાંધણી બાંધવા લાગ્યો કે " આ બિચારા ભલા ખેડુતોની આટલી ખટપટ થવા છતાં જો મારી આશા પાર નહીં પડે તો પછી મારે માટે શો

ઉપાય ? પછી તો મારેજ માથે વિશેષ પ્રયાસ તથા પ્રવાસ કરવાનો મારો ધર્મ હોવાથી અહીંથી નીકળી જ્યાં ઇશ્વર ગતિ કરાવશે ત્યાં જઇશ. જપ-તપનો પ્રતાપ અતિશય શ્રેષ્ટ છે, અને હું આ કાયાને આટલું બધું કષ્ટ આપું છું, છતાં પણ શ્રી હરિ હજી મારી ઉમેદ પાર પાડતો નથી, માટે મને ભાષે છે કે, હજી મારાં ભાગ્યમાં વિશેષ જપ-તપજ સૃજેલું હોવું જોઇએ, અને આવતી કાલથી બરાબર અગીઆર દિવસના ઉપવાસ કરવાનું તપ શરૂ કરવા ધાર્યું છે, તેજ કરીશ. બાદ વળી આગળપર વિશેષ વિચાર થઇ રહેશે." આમ કહેતો તે ત્યાંથી ઉઠીને પોતાને અસલ સ્થાને પાછો જઇને બેઠો.

---

# ચક્ર ૭૭ મું.

### દોહરો.

પત્તો કંઇજ મળ્યો નહીં, ખેડુતો પસ્તાય;
મોતીલાલના મગજમાં, અનેક ચટપટ થાય !

### વિચારમાં !

ભવ્યદાસની ટોળીની શોધને માટે ગયલા તમામ માણસો ચોગરદમ-આસપાસનાં દશ-બાર ગાઉનાં ગામોમાં તપાસ કરીને ત્રણ-ચાર દિવસમાં સર્વ પાછા આવી ગયાં, પણ નિરાશાના સમાચાર સંભળાવ્યા, જે સાંભળીને મોતીલાલના જીવને અત્યંત ગ્લાનિ વ્યાપિ રહી, અને તે એટલુંજ બોલ્યો કે "હવે તો લાચાર ! હવે આ સ્થળે મારાથી વિશેષ રહેવાય નહીં !" આમ બોલતો તે જમીનપર સૂઇ ગયો, અને તેણે પોતાની હથેલીથી

પોતાની આંખો ઢાંકી દીધી !

પા એક કલાક બાદ મોતીલાલ એકદમ સ્વસ્તપણામાં આવી બેઠો થયો, અને સર્વ ખેડુતો પ્રત્યે તેણે જણાવ્યું " ભાઇઓ ! તમો સર્વનું કહ્યું મેં માન્યું, અને તમારી મરજીને માન આપીને હું આજ સુધી અહીં રહ્યો. તેમાં મેં તમોને અત્યંત તસ્દી આપી છે, અને ભવ્યદાસની મંડળીની શોધને માટે તમોએ પણ તમારાથી બનતું તમામ કીધું, પરંતુ તેનો પત્તોજ લાગ્યો નહીં, છતાં પણ તમારી મહેનતને માટે હું તમારો પુનઃ આભાર માનવાની સાથે તમારી પાસે એટલુંજ માંગી લઉં છું કે, જેવી માયા અને મહેરબાની તમોએ મારાપર રાખી છે તેથી વિશેષ રાખજો, અને વળી ઇશ્વરેચ્છા હશે તો પુનઃ પ્રસંગોપાત હું અત્રે આવી તમારી મુલાકાતનો લાભ લેવાને ભૂલનાર નથી. આટલું કહી હવે તમે મને અત્રેથી જવાની રજા આપશો. "

" ના–ના–ના ! " સર્વ જણાં જુસ્સામાં, તેમજ અંતઃકરણની ભાવનાથી બોલી ઉઠયા " અહીંથી બીજે કંઇ પણ જવાની વાત તો આપ કદી બોલશોજ નહીં મહારાજ ! આપની અન્ય આજ્ઞાઓ માનીશું, પણ આપને અહીંથી જવા દેવાની વાત તો અમે કદી પણ માનવાના નહીં, નહીં ને નહીં ! "

" પણ મારે ગયાં વિના છૂટકોજ નથી; જોઇએ તેમ કરીને પણ મારે તો ભવ્યદાસની મંડળીને મળવુંજ જોઇએ. "

" પણ તમે એકલા જીવે કયાં જશો, અને શું કરશો ? મહારાજ ! મમત ના કરશો, અને અહીંજ નિરાંતે રહો. તમારે માટે અમે અહીં એક ખાસ મકાન બનાવી આપીશું, અને તમારી ઇચ્છા હશે તો એકાદ દેવસ્થાન પણ બંધાવીશું. "

"તમો સર્વ પ્રેમી છો, માટે તે સર્વ તમે કરશો, એ મને મનાય છે, પણ ભવ્યદાસની મંડળીને મળવાની જે મારે ખાસ જરૂર છે, તેને માટે તમે વિશેષ શું કરી શકશો ? તે મંડળી મેળવવાને તમે કંઇ પણ કરી શકવાના છો કે ?"

"તેને માટે અમારાથી બન્યું તેટલું તો અમે કીધું, અને વિશેષમાં તમે જે પણ ફરમાવો તે કરવાને પણ અમો હાઝર છીએ."

"હું શું ફરમાવું ? મને કંઇજ સમજ પડતી નથી કે શું કરવું ? પરમેશ્વર કરે તે ખરૂ !"

"જો પરમેશ્વર પરજ તમે આધાર રાખો તો કંઈ વાંધો નથી. ઇશ્વરનો આધાર તો જ્યાં જશો ત્યાં તેનો તેજ રહેશે. આપ જેવા પવિત્ર પુરૂષને પરમેશ્વરના આધારને માટે અમૂક સ્થળનોજ સિદ્ધાંત પકડી રાખવાનું પ્રયોજન શું ? વળી જે પણ ઉપાય આપ બહાર જઇને યોજવાના હો તે અત્રે નિવાસીનેજ ઇશ્વરનું સ્મર્ણ કરી યોજો મહારાજ ! આપને અમે વિશેષ વદવાને પાત્ર નથી, પરંતુ અમે આપને અત્રેથી જવા નહીં દઇએ, એ અમારો ચોક્કસ ઠરાવ છે. કૃપા કરી કોઇ પણ અન્ય ઉપાય યોજો, અને અમે આપ જે આજ્ઞા કરશો તે પ્રમાણે વર્ત્તવાને અંતઃકરણપૂર્વક તૈયાર છીએ."

"ત્યારે તમે મને અહીંથી નહીંજ જવા દો ?"

"નાજી." ખેડુતોએ છેલ્લો વિચાર પ્રગટાવી દીધો "તેમ છતાં અમારી અરજની દરકાર નહીં કરતાં આપ અકસ્માત ચાલ્યાંજ જશો તો આપનાં ગયાં પછી તરતજ શોક પામી અમારાંમાંના કેટલાકો તો પોતાના જીવ ગુમાવશે !"

"અરરરરરર !" મોતીલાલ હબકીને બોલ્યો "એવો

પ્રસંગ મારે માટે આવે, એ તો મને મહા હત્યા જેવુંજ થાય ! હવે તો તમારૂં માન્યાં વિના મારો છૂટકોજ નથી! વારૂ ઠીક છે. હું પરમાત્માનું સ્મર્ણ કરીને કોઈ પણ બીજો ઉપાય શોધી કહાડીશ. તમે ચિંતા કરશો નહીં. તમો સર્વની લાગણી દુખાવીને હું જવા ચ્હાતોજ નથી."

"મ્હોટી મહેરબાની !" કહીને સર્વ જણાં આનંદમાં આવી મોતીલાલને દંડવત કરવા મંડી પડયા.

---

# ચક્ર ૭૮ મું.

### દોહરો.

ઉપાય ઉત્તમ યોજતાં, રસ્તો લાગ્યો એક;
ખેડુતો હિમ્મત કરે, ધર્મ ઝનુંની નેક !

### ઉત્તમ ઉપાય !

મોતીલાલે શાંતતાથી એક ઉત્તમ ઉપાય શોધી કહાડયો. તેણે પોતાના વહાલા માનેલા ખેડુતોને કહ્યું "ભાઇઓ ! મને માત્ર એકજ ઉત્તમ ઉપાય હાથ લાગ્યો છે, પરંતુ તે પ્રગટ કરતાં મારૂં મન ખંચાય છે !"

"શા માટે ખંચાય છે ? પ્રગટ કરો મહારાજ !"

"પ્રગટ કરવાને બીજો તો કશોયે વાંધો નથી, પણ તમો સર્વ પર કેટલોક બોજો પડે તેને માટેજ મારૂં મન અચકાય છે !"

"જરા પણ અચકાશો નહીં. આપને માટે અમારા જાન પણ કુરબાન છે તો બોજો ઉપાડવાને અમે શા માટે અચકાઇએ ? અમો ખેડુતોને બોજો ઉપાડવાને માટે પરમેશ્વરે સારી શક્તિ સૃજી

છે. એકેક જણ પાંચ-પાંચ મણનો બોજો ઉપાડતાં સુધી તો કંઈ બ્હીએ તેમ નથી મહારાજ ! "

" પણ આ તો ખર્ચનો બોજો છે, અને તેને માટે તમો સર્વ પર પૈસાનો બોજો પડશે ! "

" તે બોજો અમારી શક્તિની બહાર તો નહીં પડેની ? અમારાં ઘરબાર વેચતાં સુધી પણ પૈસાનો બોજો અમે ઉપાડવાને તૈયાર છીએ. "

" તેટલો બધો સખત બોજો તે નથી, પરંતુ જો સર્વ ભાઇઓ હળીમળીને તે બોજો વહેંચી લેશો તો તે કંઇ વિશેષ નહીંજ લાગે. "

" તો પછી કહેતાં શા માટે અચકાવ છો ? "

" મેં એવો વિચાર રાખ્યો છે કે, આજ સ્થળે એક મહા યજ્ઞ કરવો, અને તે પ્રસંગે ગુજરાતનાં તમામ સાધુ સંતોને ખાસ આમંત્રણ કરી બોલાવવાં. તે ઉપાય કરવાથી સેંકડો ને હજારો સાધુ સંતો તે પ્રસંગે પધારવાને ચૂકશે નહીં, તેમજ ભવ્યદાસની મંડળી પણ તે પ્રસંગે આવશે, એમ હું ધારૂં છું, જેથી તે મંડળીની શોધ કરવાનું કામ 'ઘેર બેઠાં ગંગા જેવું' સહેલું થઈ જશે ! કેમ ભાઈઓ, તમે શું ધારો છો ? "

" પહેલા નંબરનો રસ્તો ! ઉત્તમ ઉપાય ! બસ, એજ કરવું સારૂં છે. " સર્વ ખેડુતો બોલી ઉઠયાં.

" પણ તેમ કરતાં ખર્ચ ઘણો લાગશે ! "

" તેને માટે કેટલોક ખર્ચ થશે ? આપ શું ધારો છો ? "

" મેં હજી સુધી તો કાંઇ ધાર્યુંજ નથી. જો તમો સર્વ સમ્મતિ આપો તો ખર્ચનો અડસટ્ટો કરવાને મને કંઇ વિલંબ

લાગે તેમ નથી. ”

“ અમારી સંપૂર્ણ સમ્મતિ છે, માટે આપ ખર્ચનો અડસટ્ટો ગણીને અમૂક રકમનો આશરો અમને જણાવો, એટલે તેની તજવીજ અમે કરીએ. ”

“ તો ભલે. ખડિયો, કલમ ને કાગળ લઈને એક જણ બેશે તો હું તેની વિગતવાર નોંધ કરાવું, અને તરત અડસટ્ટો જણાઇ આવશે. ”

“ તેમ કરીએ. ” કહીને ખેડુતોએ પોતામાંના એક લખી વાંચી જાણનારાને ખડિયો, કલમ ને કાગળ લાવી મહારાજ બોલે તેમ લખવાને જણાવ્યું.

“ પણ એટલામાં તો મોતીલાલે મનમાંજ હિસાબ ગણીને સામટો સરવાળો કહી સંભળાવ્યો કે “ સુમારે બારથી પંદર હઝાર રૂપીઆ જોઇશે. ”

“ ઓહ ! તે તો અમે એક દિવસમાં ભેગાં કરી નાંખીશું.”

“ તો પછી આપણે તે મહોત્સવનો દિવસ નક્કી કરીએ ?”

“ તમારે જોઇએ તે દિવસ નક્કી કરો. ”

“ આજથી અગીઆરચે દિવસે શુભ સોમવાર આવે છે, માટે તે દિવસ ઠીક પડશેની ? ”

“ ભલે. તે દિવસ ઠરાવો મહારાજ ! ”

“ તે દિવસ ચોક્કસ. હવે તમારે પૈસાની તજવીજ કરવાની છે. પૈસા જમા થયાં પછી તમે મારી પાસે આવો, એટલે આપણે સાથે બેસીને બધી વ્યવસ્થા કરવાનો વિચાર કરીશું ”

“ બરાબર છે મહારાજ !” કહીને તમામ ખેડુતો પૈસાના ઉઘરાણાંને માટે ઉત્સાહ ભેર ઉઠયા, અને શ્રી ‘સત્યનારાયણ

દેવકી જય' બોલાવી પોતાનું ધારેલું કાર્ય કરવાને તેઓ આસપાસનાં ગામોમાં છૂટાં-છૂટાં નીકળી પડયાં.

દરમ્યાન મોતીલાલે એક શીખેલા ખેડુતને પોતાની પાસે બેસાડીને, ઉત્સવમાં પધારવાને આમંત્રણો મોકલવાનો ખરડો તઇયાર કરી નાંખ્યો, અને તે ખરડો હવે છાપવાને માટે એક માણસને ખાસ વડોદરાના એક છાપખાનામાં મોકલ્યો, તેમજ તેજ ખરડા પ્રમાણેની વિગત ગુજરાતનાં વર્તમાન પત્રોમાં પણ છાપવાને મોકલી આપી. તેમાં ખાસ કરીને જણાવ્યું હતું કે " માત્ર ગુજરાતનાજ સંતોને માટે આ મહોત્સવનો મેલાવડો છે." આમ જણાવવાનું કારણ માત્ર એજ કે, બીજા પ્રાંતોમાંથી, ધારેલી સંખ્યા કરતાં વિશેષ સાધુઓ ચઢી આવે નહીં. આ શિવાય બીજી શી વ્યવસ્થા કરવી, તેની નોંધ પણ તેણે લખાવી.

---

## ચક્ર ૭૯ મું.

### દોહરો.

રચના રમણિક રૂપમાં, રચી રૂડી રસદાર,
ઉત્સાહ ઉરમાં સર્વને, ખરી ખુબી ખુશકાર.

### ધામધૂમની ધમાલ !

તમામ તૈયારીઓ ચાલુ થઇ. યજ્ઞને માટે, જે ખેતરમાં મોતીલાલનો મુકામ હતો તેજ ખેતરમાં ગોઠવણ કરી. આસપાસ અડોઅડનાં ખેતરોમાં, પધારનારાં સંતોને માટે ખુલ્લા મંડપો બંધાવી દીધા. પાણીને માટે ખેડુતોએ પોતપોતાના તથા આસ-પાસનાં ગામોમાંથી સંખ્યાબંધ ત્રાંબા-પીતળનાં મ્હોટાં મ્હોટાં

વાસણો મંગાવી ભરાવવા માંડયાં. સાધુસંતોને આમંત્રણો મોકલ્યાં હતાં તેમાં ચોખ્ખું જણાવ્યું હતું કે "યજ્ઞ પ્રસંગે પધારનારાં સંતોને એકજ દિવસ, અને તે પણ એકજ વાર સુખડીનું સદું ખાવાનું આપવામાં આવશે, માંટે તેનો વિચાર કરીને આવવું." આથી કરીને આશરે પાંચ હજાર સાધુઓને એક વાર અપાય એટલા કળીના લાડવા, દહીંથરાં, અને ગાંઠીઆ–આટલી ત્રણ વસ્તુઓની ગોઠવણ પણ મનમાનતી રીતે કરી રાખી. આ પ્રમાણે તમામ વ્યવસ્થા સંતોષકારક રીતે કરવામાં આવી. પછી મોતીલાલે એક ભણેલા ખેડુતને જણાવ્યું "તમામ સંતોને માટે આ ખેતરોમાંજ ઉતારાની ગોઠવણ કરી છે, અને અંદર આવવાનો દરવાજો પણ માત્ર એકજ રાખ્યો છે, તો તે દરવાજાપરજ તમારે બેઠક રાખવી, અને સંતોનાં જે જે મંડળો આવે તે મંડળોના મુખીઓનાં નામ તમારે કાગળ ઉપર નોંધ્યાં કરવાં. એટલું કામ તમારે બજાવવાનું છે."

"વારૂજી, તે હું ખુશીથી બજાવીશ." તે ખેડુતે ઉત્સાહપૂર્વક પૂછયું "અને જે મંડળીને માટે આપે તપાસ કરાવી હતી તથા જેને માટે આ મહાન સમારંભ કીધો છે, તે મંડળીના મુખી ભવ્યદાસ આવે તો તેમને આપની સમક્ષ લાવું કે?"

"લાવવાની જરૂર નથી, પણ તેમને લક્ષમાં રાખી તેઓ કયાં ઉતરે છે તે જગ્યા પણ બરાબર લક્ષમાં રાખી મૂકવી."

"બહુ સારૂં મહારાજ!" કહીને તે ખેડુતે તમામ સંતોનાં નામ નોંધવા માટે કેટલાક કાગળોની એક ચોપડી બાંધી લીધી.

એટલામાં વળી એક પાસેના ગામનો શ્રીમાન ખેડુત, કે જે વયોવૃદ્ધ પણ હતો, તે ત્યાં આવી પહોંચ્યો, અને અંતઃકરણની

ઉરમીથી તે બોલ્યો "મહારાજ! આપે આ સમારંભ તો અતિ સ્તુત્ય કીધો છે, પરંતુ અમારાં ખેડુતોમાં વળી એવી ચર્ચા ચાલી રહી છે કે, કોઇ ભવ્યદાસ નામના સંતની એક મંડળી છે, તેની શોધ આપે કરાવી હતી, પણ તેની ખાતમી નહીં મળવાથીજ તે હેતુ પાર પાડવાને આ મહોત્સવ કરવાનો ધાર્યો છે. આ વાત શું સત્ય છે મહારાજ?"

"હા ભાઈ, છે તો એમજ, અને તેમ છતાં જો ભવ્યદાસની મંડળીની ખાતમી નહીંજ લાગશે તો એમ મન વળાશે કે, આ બહાને તમો સર્વના પૈસા એક પુન્ય માર્ગમાંજ વપરાયા છે."

"બરાબર છે." તે વૃદ્ધે પુનઃ પૂછ્યું "તે મંડળીની ખાતમી મેળવવાની આપને કંઇ ખાસ જરૂરજ છે કે?"

આ વાત વખતે તે વૃદ્ધની સાથેજ સંખ્યાબંધ ખેડુતો ભેગાં થઇ ગયાં, અને તેઓ પણ તેના જેવીજ જીજ્ઞાસા જણાવવા લાગ્યાં, જે જોઇને મોતીલાલે પણ તદ્દન ખુલ્લું તો કહ્યુંજ નહીં, પણ મોઘમમાં એટલુંજ કહ્યું કે "જૂઓ ભાઇઓ! કંઇ પણ કારણ વગર તો કશું કાર્ય થતુંજ નથી, પરંતુ તે કારણ હું યજ્ઞ પૂર્ણ થયાં પછી પ્રગટ કરીશ. આ પ્રસંગે તમારાંજ પૈસા ખર્ચાય છે, તો પણ તે સન્માર્ગે ખર્ચાય છે, એમ વિચારી તમને સંતોષ તો થશેની?"

"હા મહારાજ! પણ આપના આ કાર્યના કારણને માટેજ અમને વિચિત્ર વિચારો થાય છે, અને તેમાં વળી અમે તો અભણ એટલે અમારા મનમાં અનેક તર્કવિતર્ક થાય છે!"

"તેમ કદી ધારશોજ નહીં. આ કાર્યનું કારણ કોઈ પણ પ્રકારે તમારી સાથેના સંબંધનું નથી, પણ તે મારા સંબંધનુંજ

છે, એમ હવે મારે સ્પષ્ટ કહેવું પડે છે, માટે તમે જરા પણ ગભીશો નહીં. તમારી વાત પરથી હું સમજી શકયો છું કે, તમે આ બાબતમાં ગમે તેવા વહેમ પણ લાવો છો, અને તે વહેમથી તમે ગભરાતાં દિસો છો! પણ હું તમને ખાત્રિ આપું છું કે, તમો સર્વ સમક્ષ તે કારણ હું પ્રગટ કરીશ, અને તે જાણ્યાં પછી તમે પણ નાખુશ તો નહીંજ થાઓ."

" તો બસ. " કહીને તમામ ખેડુતો તેજ કામમાં મચ્યાં.

મોતીલાલે પોતાનાં ધારેલા કાર્યની સાફલ્યતા માટે અનેક પ્રકારની અક્કલબાજ વ્યવસ્થા કરવા-કરાવવામાંજ લક્ષ રાખ્યું.

---

# ચક્ર ૮૦ મું.

### દોહરો.

ભવ્યદાસની મંડળી, આણંદમાં કરે વાસ;
સ્ટેશનની પાછળ રહી, હરિ જનમાં હુલ્લાસ!

### ચપળાની ચર્ચા!

વડોદરાનો ત્યાગ કરીને ભવ્યદાસની મંડળી આણંદના સ્ટેશનની પાછળ મુકામ કરીને રહી, અને ત્યાં પોતાની ભજન મંડળીની મઝાહ જમાવી. ત્યાં ભવ્યદાસની મંડળીનો નિર્વાહ સારી રીતે ચાલ્યો.

ચપળાને લીધે વડોદરાનો ત્યાગ કરવો પડયાની ખબર વડોદરૂં છોડયાં પછી ચપળાને ચમનદાસ તથા જસોદાનાં કહેવાથી થઇ હતી. તેથી તેણી સંતાપમાં પડી હતી, અને તેણી ભવ્યદાસ પ્રત્યે બોલી "મહારાજ! મારે લીધે આપને તથા

તમામ મંડળીને વડોદરા છોડવું પડયું. તે બદલ મને બહુ લાગે છે, પરંતુ એમાં માત્ર મારા સ્વરૂપનોજ દોષ છે! મારો દોષ જો આપને દિસતો હોય તો બેલાશક મને યોગ્ય શિક્ષા કરો!"

"બેટા! એમાં તારો દોષ શાનો?"

"પણ મહારાજ! જો શ્રી હરિએ મને ખૂબસૂરતને બદલે બદસૂરત બનાવી હોત તો કંઇ પીડા હતી કે?"

"તેવા વિચાર મનમાં લાવવાજ નહીં."

"મહારાજ! માતા-પિતાએ જો સારી સમજ વાપરીને મારા પતિને ત્યાં મને મોકલી હોત તો મારી અવદશા શાની થાત?"

ભવ્યદાસ આ શબ્દો સાંભળતાંજ સમજી ગયા કે "આ બિચારી બાળાએ સંસાર સુખ જોયું નથી, અને પોતાના પતિનું સ્મર્ણ એનાં હૃદયમાં સંધાયલું રહ્યું છે." આમ ધારીને ભવ્યદાસે પૂછયું "તારો પતિ તારાં લગ્ન પછી કદી પણ તેં જોયો હતો કે નહીં?"

"ના મહારાજ! પરણતાં જોયલા તેજ!"

"હવે જોવાની તારી ઇચ્છા તો ખરીની?" ભવ્યદાસે સમજી વિચારી કહ્યું "જો બેટા! હું તને જે પણ કહું છું તે સમજી વિચારીનેજ કહું છું કે, તારે માટે તો માત્ર ગૃહસ્થાશ્રમ સારો છે, અને તે આશ્રમમાં તારા પતિ સાથે રહી, સતીના ધર્મ પ્રમાણે વરતી ઇશ્વરનું ભજન સ્મર્ણ પણ કરશે તો તેમાં પણ તારા આત્માનો ઉદ્ધારજ થશે. અમારા આશ્રમમાંજ રહેવાથી તારૂં કલ્યાણ થશે, અને ગૃહસ્થાશ્રમમાં રહેવાથી નહીંજ થાય, એવું તો કંઇ છેજ નહીં. ગૃહસ્થાશ્રમમાં રહીને જો તે આશ્રમના નિયમો પ્રમાણે વરતે તો તેમાં પણ

તારા જીવનું કલ્યાણ થાયજ. તેટલા માટે તારે તો તારા પતિના ગૃહનો નિવાસ વિશેષ ઉચિત સમજવાનો છે. ”

“ હા મહારાજ ! આપનું કહેવું યોગ્ય છે, પણ પતિના ઘરનો પત્તોજ મળ્યો નહીં, અને દુષ્ટોનાં પંજામાં સપડાવાનો સમય આવ્યો, ત્યારે તો તેમાંથી ગમે તેમ કરીને ઉગરીને આપની મંડળીમાં જોડાઈ. ”

“ તે તો મને માલમ છે; પણ હવે જો તારા પતિના મકાનનો પત્તો લાગે તો તને તારા પતિની પાસે નિવાસ કરવાને કંઈ વાંધો તો નથીની ? ગૃહસ્થાશ્રમમાં જઇ, ગૃહસ્થાણીના ધર્મ નિયમમાં રહી, તું સર્વ પ્રકારે સુખી થા, એ હું તને અંતઃકરણ પૂર્વક આશિરવાદ આપું છું. હવે તારા પતિના ઘરનો પત્તો મેળવવો, એજ મુખ્ય બાબત છે, અને હું પણ પરમાત્માની પ્રાર્થના કરીશ કે, તે તારી ઉમેદ પાર પાડવાની કૃપા કરે. ” આમ કહી ભવ્યદાસે પોતાની મંડળીનાં સર્વ સંતોને પણ આજ્ઞા કરી કે “ આ ચપળાના પતિના મકાનનો પત્તો મેળવવા માટે તમો સર્વ પ્રભુ પ્રાર્થના કરજો, કે જેથી એ બાળાનું ભલું થાય.”

“ વારૂ મહારાજ ! જેવી આપની આજ્ઞા ! ” સર્વ સંતોએ ઉત્તર વાળ્યો.

આ પછી એ વાત બંધ પડી ગઇ. અને ભવ્યદાસ તથા સવ સંતો પરમેશ્વરનું ભજન લલકારવા બેઠાં.

# ચક્ર ૮૧ મું.

## દોહરો.

મોતીલાલે યજ્ઞનો, સાજ કર્યો તૈયાર;
ભવ્યદાસ તે જાણતાં, હરખાયા તે વાર.

## આનંદમય અવસર !

યજ્ઞને લગતી આમંત્રણ પત્રિકા છપાવીને ગામેગામ વહેંચવાની ગોઠવણ મોતીલાલે કરી હતી. તેજ પ્રમાણે આણંદમાં પણ તે પત્રિકાની સંખ્યાબંધ નકલો વહેંચાયાંથી એક સ્ટેશનના કલાર્કે તે પત્રિકા વાંચતાંજ ભવ્યદાસની મંડળીમાં જઇને તે વાંચી સંભળાવી, જે સાંભળતાંજ ભવ્યદાસને ઉત્સાહ ઉપજયો, અને બીજાં સંતો પણ આનંદમાં આવી ગયાં. તેઓ ભવ્યદાસને હોંસથી પૂછવા મંડી પડયાં કે “ કેમ મહારાજ, આપણે પણ ત્યાં જઇશું કે ? આપનો શો વિચાર છે ? ત્યાં જવામાં હરકત છે કે ? ”

“ હરકત શાની ? ”

“ ત્યારે આપણે જઇશું કે ? ”

“ ખુશીથી જઇશું. હજી તો પાંચ છ દિવસની વાર છે, માટે હમણાંથી જવાની કંઈ જરૂર નહીં. આગલે દિવસે અત્રેથી નીકળી યજ્ઞને દિવસે પ્રભાતમાં ત્યાં પહોંચીશું તો બસ છે. ”

“ આપનું કહેવું સત્ય છે મહારાજ ! ” સર્વે જણ બોલી ઉઠયાં “ બસ ! આગલે દિવસેજ અત્રેથી નીકળીશું તો ત્યાં પ્રભાતમાં પહોંચી શકાશે. ”

એટલામાં ચપળા બોલી ઉઠી “ મહારાજ ! ત્યાં મ્હોટા

મેલાવડો થશે, અને હજારો માણસોની મેદની મળશે, એ તો ખરૂંની ?"

"તેમાં શો શક છે ?" ભવ્યદાસે જણાવ્યું "પણ તેમાં તને કંઇ બ્હીક લાગે છે કે બેટા ?"

"મને માત્ર એટલીજ બ્હીક લાગે છે કે, વળી મારે ખાતર આપને કંઇ નવો સંતાપ ઉભો થાય ! કેમકે ઘણાં લોકો જમા થતાં ત્યાં સર્વની દ્દષ્ટી શુદ્ધ કે સમાન તો હોયજ નહીં, અને તેમાંથી કદાચ વિપરિત જાગે તો વળી આપના જીવને પીડા થાયની !"

"એવી પીડાથી કંઈ ગભરાવાનું નથી. ત્યાં જે કોઈ પણ કંઇ કુચાલ ચલાવે તો તેજ વખતે સર્વ સંતો તેનાં હાડકાંનો ચૂરાં કરી નાંખે !"

"પણ તેમાં અપયશનું નિમિત્ત તો હુંજ થઇ પડુંની ? માટે મારા મનમાં તો એમ થાય છે કે, મારૂં સ્વરૂપ છૂપાવવા માટે મારા ચહેરા પર કોઈ શ્યામ રંગ લગાડું, અગર કાળી માટીનો લેપ મારીને ચહેરાને બદસૂરત જેવો બનાવી દઉં, તેમજ આખે અંગે કંઇ એવો રંગ લગાડું કે જેથી મારી મૂખમુદ્રા પણ આપોઆપ કોઇને જોવાની ગમે નહીં તેવી કદરૂપી બની જાય."

"તેમ કરવાની કંઇ જરૂર નથી." કહીને મહારાજે તે વાત બંધ કરી.

તરતજ ભજન ચાલુ થયું, અને તે શ્રવણ કરવાને આસપાસનાં લોકો મ્હોટી સંખ્યામાં આવીને તે સાંભળવાને ગમે તેમ ગોઠવાઈ ગયાં. ભજન સાંભળતાંજ સર્વ ખુશી થયાં, અને એક એક ભજન ગાયાં પછી ભવ્યદાસે સર્વને જણાવ્યું "ભાઇઓ !

અમે હવે પેલા ગામમાં યજ્ઞ છે, ત્યાં જવાનાં છીએ, પણ તમો સર્વનો પ્રેમ અમારાથી કદી ભૂલાય તેમ નથી."

"આપ ત્યાંથી પાછા કયારે પધારશો ?"

"આવીએ કે નહીં પણ આવીએ."

"ના મહારાજ ! અવશ્ય આવવુંજ જોઇશે." આ પ્રમાણે આગ્રહ કરી તેઓ સર્વ વિખરાઈ ગયાં.

બાદ યજ્ઞને આગલે દિવસે ઠરાવ પ્રમાણે ભવ્યદાસની મંડળી ત્યાંથી યજ્ઞોત્સવનાં દર્શન માટે ઉપડી પણ ગઇ.

---

# ચક્ર ૮૨ મું.

### દોહરો.

યજ્ઞોત્સવ ઉત્તમ બન્યો, મળ્યાં સંત સુખકાર;
ભવ્યદાસને દેખતાં, વરત્યો જયજયકાર !

### યજ્ઞ સફળ !

મહોત્સવમાં પધારવાને સંખ્યાબંધ સંત મંડળીઓ યજ્ઞને દિવસે આવવા લાગી. તે સર્વનાં નામોની નોંધ પણ મુકરર કરેલા ખેડુતે લખવા માંડી, અને ભવ્યદાસની મંડળી પણ ત્યાં જઇ પહોંચી. દરવાજાપર નોંધ લખનારે ભવ્યદાસનું નામ લખવાની સાથે વિશેષ બુદ્ધિ એવી ચલાવી કે, તે મંડળીનાં તમામ સંતોનાં નામ પણ નોંધી લીધાં, તેમજ મંડળીની પાછળ એક ખાસ માણસે જઇને તેના ઉતારાની જગા પણ જોઇ. તે પછી તેજ માણસે સત્વર મોતીલાલને ખબર આપી તથા ભવ્યદાસની મંડળીમાં આવેલાઓનાં નામની ટીપ મોતીલાલે વાંચી જોતાંજ,

તેમાં ચપળાનું નામ પણ વાંચ્યું, અને તેજ ક્ષણે તે તાબડતોબ તે માણસ સાથે ભવ્યદાસના મુકામ તરફ ગયો, ત્યાંથી થોડાં પગલાં દૂર ઉભા રહીને મોતીલાલે તાકી તાકીને ચપળાને જોવાની તજવીજ કરી. ચપળા તે મંડળીમાંજ બેઠી હતી, પરંતુ મોતીલાલ તેને બરાબર પારખી શક્યો નહીં, તો પણ તેણે આશરેથી ચપળાને ઓળખી તો કહાડીજ, અને તેમ કીધાં પછી મોતીલાલે એક ખેડુતને સૂચના કરી કે "આ ભવ્યદાસની મંડળી યજ્ઞનાં દર્શન કરીને રવાના થઇ જાય નહીં, તેની ખાસ તજવીજ રાખજો; કેમકે તમામ ધામધૂમ પૂર્ણ થયાં પછી મારે તેમની સાથે મળીને અગત્યની વાત કરવાની છે, માટે ભવ્યદાસને કે તેમની ટોળીના કોઇ પણ માણસને મારી પરવાનગી શિવાય અહીંથી નીકળવાજ દેશો નહીં." આમ જણાવી મોતીલાલ પુનઃ યજ્ઞ સ્થળ પાસે જઇને તે કાર્ય પાર પાડવાની વ્યવસ્થામાં વળગ્યો.

યજ્ઞ ક્રિયા કરવાને વડોદરેથી લગભગ પંદર બ્રાહ્મણોને બોલાવ્યા હતા, અને તેઓએ તે ક્રિયા રીતસર કરવા માંડી હતી. બપોર પછી પાછલા પહોરે પણ સંખ્યાબંધ સાધુ સંતો આવતાં હતાં, જેઓ સર્વને ઠરાવ પ્રમાણે સુખડીનું ખાવાનું અપાતું હતું. છેક સાયંકાળે યજ્ઞની પૂર્ણાહુતી થઈ ગઈ હતી, પરંતુ તે પ્રથમ તો આવેલાં સંતો દર્શન કરીને પાછાં વિદાયે થવાને તૈયાર થતાંજ તથા પેલા ઠરાવેલા માણસે તે બાતમી મોતીલાલને પહોંચાડતાંજ મોતીલાલે તરતજ ભવ્યદાસ સન્મૂખ જઇ બે હાથ જોડીને વિનયપૂર્વક જણાવ્યું કે "ભવ્યદાસજી મહારાજ! આપે તો આવતી કાલનો દિવસ અત્રેજ રહેવું પડશે; કેમકે આપ જેવા પવિત્ર સાધુનો સત્કાર કરવાનું હજી મેં બાકી રાખ્યું છે, અને

આવતી કાલે અત્રે ભોજન કીધાં પછી ભલે આપ રવાના થજો. મારી આટલી પ્રાર્થનાનો સ્વીકાર આપે કરવોજ જોઇશે મહારાજ!"

આખરે કેટલીક આનાકાની પછી ભવ્યદાસે તે માંગણી માન્ય રાખી, અને પછી મોતીલાલે યજ્ઞની તમામ વસ્તુઓ જ્યાંની ત્યાં પાછી રવાના કરવાની તજવીજ ચલાવી; જે તમામ કામ પૂર્ણ કરતાં લગભગ આખી રાત્રિ વહી ગઈ!

બીજે દિવસે ઝપાટાબંધ ભોજનની તૈયારી કરાવ્યા બાદ ભવ્યદાસને તથા તેમની સાથેનાં તમામ સંતોને ઉત્તમ ભોજન કરાવ્યું, અને તે પછી મોતીલાલે નિખાલસપણે, ખુલ્લાં દિલથી અને સત્યતાપૂર્વક, આ યજ્ઞ કરવાનું કારણ, અને પોતાના પ્રવાસનું પ્રયોજન પણ પ્રગટ કરી દીધું, 'અને તેમાં ચપળાનું નામ આવતાંજ ચપળા ચમકી ઉઠી! તે તો સડકજ બની ગઇ, અને વળી આનંદમાં આવી તેજ ક્ષણે પોતાના પતિને ભેટી પડવાને પણ તેણી તત્પર થઇ રહી, પરંતુ વળી ભવ્યદાસની આજ્ઞાને માટે અટકી ગઇ, તો પણ મોતીલાલને મળવાને તો જાણે આકૂળવ્યાકૂળ બની ગઇ!

બાદ ભવ્યદાસે વિશેષ ચોળાચોળ નહીં કરતાં તત્કાળ તેઓ બંનેના હસ્તમેલાપ કરાવી બંનેને પોતાનાજ સમીપમાં બેસાડયાં પછી મોતીલાલ પ્રત્યે તેણે જણાવ્યું " ભાઇ મોતીલાલ! આ તમારી સૂપત્નિ પૂર્ણ પવિત્ર છે, અને જેમ તમે એને મેળવવા માટે વનવાસ લીધો છે, તેમજ એણે પણ તમનેજ મેળવવાને માટે ભેખ લીધો છે! એ બધી બાબત ઘણી લાંબી છે, અને તે પ્રગટ કરવાને મારી જીભ ઉપડતી નથી. તે તમામ વાત તમારી પત્નિથીજ તમે હવે પછી જાણી લેજો. હમણાં તો મારે તમને

એટલુંજ કહેવાનું કે, તમો બંનેએ પરસ્પરના ધર્મ બજાવવાને આટલાં બધાં સંકટો સહન કીધાં છે, તેમાં તમે બંને પરમેશ્વરની પ્રસન્નતા પામ્યાં છો, અને તેમનીજ પ્રસન્નતાનાં પ્રતાપે તમો બંનેનો મેલાપ પણ અત્રે અકસ્માત થઇ ગયો છે ! હવે તમો બંનેને મારે એટલુંજ કહેવાનું છે કે, તમો તમારાં ગૃહસ્થાશ્રમના ધર્મમાં નીતિ–રીતિથી રહેશો તો સદા સુખીજ થશો." કહી ભવ્યદાસે તેઓ બંનેની પીઠપર હાથ મૂકી તેઓ બંનેને અંતઃકરણ પૂર્વક આશિરવાદ આપ્યા.

હવે મોતીલાલે તમામ ખેડુતો સમક્ષ પોતાનું ધારેલું કાર્ય પાર પડેલું પ્રગટ કરતાં તેઓ સર્વનો અત્યંત ઉપકાર માન્યો, અને જણાવ્યું કે "ભાઈ મોતીલાલ અને બેટા ચપળા ! હવે તમે તમારે ઘેર જાઓ, અને અમે પણ અમારા પ્રવાસે જઇશું."

"મહારાજ !" મોતીલાલે હાથ જોડીને જણાવ્યું "આપે અમારાપર આટલી બધી કૃપા બતાવી છે તો થોડી કૃપા વધારે બતાવો. આ ખેડુત ભાઇઓને મારે ઘેર લઇ જવા છે, અને આપે પણ આપની મંડળી સહિત મારી સાથે મુંબઈ પધારવુંજ પડશે. ત્યાં અમારાં વડિલો આપનાં દર્શનથી પોતાને ભાગ્યશાલી માનશે. તેટલા માટે આટલી છેલ્લી પ્રાર્થના તો આપે અંગિકાર કરવીજ પડશે."

ભવ્યદાસે તે માંગણી પણ માન્ય રાખી, અને તે પછી આગેવાન પાંચ ખેડુતો સહિત સર્વ જણાં તેજ સાંજે ત્યાંથી મુંબઈ જવા નીકળી પડયાં.

---

# ચક્ર ૮૩ મું.

દોહરો.

મુંબઇમાં સરવે મળ્યાં, આનંદ આનંદ થાય;
ગયલાં રત્નો સાંપડયાં, હર્ષોત્સવ ઉભરાય !

## મુંબઇમાં માંગ્લિક !

પ્રભાતના સાત વાગતાંને સુમારે તેઓ સર્વ મુંબઇના ગ્રાન્ટરોડના સ્ટેશને ઉતર્યાં, અને મોતીલાલ તેઓને પોતાને મકાને લઇ ગયો. તે મકાનને છેક ત્રિજે માળે મોતીલાલના પિતા પ્રગટલાલનો નિવાસ હતો, તો પણ મુંબઇનાં પ્રમાણમાં તેમની જગા વિશાળ હતી. ત્યાં મોતીલાલ પોતાની સાથેના તમામ ટોળાંને લઇને ઘરમાં ઘુસતાંજ પ્રગટલાલ આંખો ફાડી બોલી ઉઠયો "એ મહારાજ! પૂછયાં વગર એકદમ ઘરમાંજ ધસી આવતાં શરમ નથી આવતી? જાઓ! બહાર નીકળો ! આ તે કંઈ ભીખ માંગવાની રીત છે કે? જો મ્હોટા સાધુનું ડોળ ઘાલીને આવ્યાં છે તે જાણ્યું ! લુચ્ચા ! હરામખોર !"

આવા ગુસ્સાના શબ્દો સાંભળીને બીજાઓ તો સ્તબ્ધ બની ગયાં, પણ મોતીલાલ મનમાં હસીને પોતાની સાથેનાઓને ધીમેથી કહેવા લાગ્યો "તમે કોઈ બોલશો નહીં. એમણે મને હજી ઓળખ્યો નથી, માટે આમ બોલે છે!" કહીને મોતીલાલે બે હાથ જોડીને પ્રગટલાલની છેક સમીપમાં જઇને જણાવ્યું "પિતાજી ! મને ભૂલી ગયા છો કે શું?"

"કોણ ? મારો દીકરો મોતીલાલ !" પ્રગટલાલ એકદમ હર્ષનાં આંસુ લાવી ભેટી પડયો, અને તરતજ મોતીલાલની

માતા પણ ઘરમાંથી આ અવાજ સાંભળીને બહાર દોડી આવીને તેણી પણ પુત્રને ભેટી પડી. આજ વખતે આસપાસના પાડોશીઓ પણ પોતપોતાનાં નિવાસોમાંથી નીકળી આવ્યાં, અને મોતીલાલને જોઇ સર્વ કોઇ હરખાઈ ગયાં.

બાદ ભવ્યદાસે ચપળાને બતાવીને કહ્યું "પ્રગટલાલ શેઠ! આ તમારા પુત્રની વહુ છે, માટે લો એને સંભાળો, અને એને ઘરમાં રાખો."

"એ વળી ક્યાંથી?" પ્રગટલાલે તાજુબી પામી પૂછ્યું "આ તો મારા બંને વહાલાં રત્નો સાથેજ આવ્યાં! એ બંને સાથે ક્યાંથી ને કેવી રીતે આવ્યાં, અને તમે એને ક્યાંથી લાવ્યા મહારાજ?"

"એ બધી કથા અતિશય લાંબી છે, અને તેની વિગત તમને તમારાં આ બંને બાળકો બરાબર નવરાસે સમજાવશે." ભવ્યદાસે આ પ્રમાણે ખુલાસો કીધાં પછી મોતીલાલને જણાવ્યું "હવે તો હમને રજા છેની ભાઇ?"

"એમ જવાય કે મહારાજ? જમી ખાઇનેજ જવાશે." પ્રગટલાલેજ હવે તો આગ્રહપૂર્વક તેઓ સર્વને ઘરમાં બેસાડયાં, અને મોતીલાલે તથા ચપળાએ અંદર જઇ પોતાનો વેરાગી વેશ બદલીને ગૃહસ્થાઇ પોષાક સજી લીધો. બાદ પોતાના પિતાની પરવાનગીથી મોતીલાલે પોતાનાં સસરા મમતદાસને, પોતાના તથા પોતાની પત્નિના અત્રે આવી પહોંચવાની ખબર તારથી પહોંચાડવાથી તે તથા જડાવ પણ તાબડતોબ બપોરની ફાસ્ટ ટ્રેનમાં બેસીને રાત્રિના નવ વાગે મુંબઇ આવી લાગતાંજ, અને ચપળાને તથા મોતીલાલને જોતાંજ તેઓ પણ અત્યંત હરખાઇ ગયાં.

મોતીલાલે, પ્રગટલાલે તથા ચપળાએ સર્વ સંતોની તથા

સાથે આવેલા પાંચ ખેડુતોની અત્યંત આગતાસ્વાગતા કરી, અને તેઓ સર્વને રાજી ખુશી કરી નાંખ્યાં. તે પછી સર્વ સંતો તથા પાંચે ખેડુતો ત્યાંથી પોતપોતાને વતને રવાના પણ થઇ ગયાં.

હવે બંને વહેવાઇઓ મળી સમજીને વાતો કરવા બેઠાં. ત્રગટલાલે જણાવ્યું " જૂઓ મમતશેઠ ! આપની પુત્રિ, અને મારો પુત્ર બંને પરમેશ્વરે પાછાં મેળવ્યાં તોજ આપણાં મોં ઉજળાં થયાં ! માટે હવે મારી તમને એટલીજ સલાહ છે કે, ચપળાને હવે તમે તમારે ત્યાં રાખવાનો આગ્રહ કરશોજ નહીં. તમે જાણો તો છોજ કે 'હાથી તો દરબારેજ શોભે!' માટે મારે ત્યાં તેણી રહે તેમાંજ તેણીની, તમારી અને મારી પણ શોભાજ છે. અલબત તેણીને તમારે ત્યાં ચાર-છ માસે કે તમને ખાસ તેણીની હાઝરીની તમારે ત્યાં જરૂર હોય ત્યારે ઘણી ખુશીથી મોકલીશજ. તો પછી તમને કે મને નારાજ થવાનું કંઇ કારણ છે કે ? આપણા સંસારી રીવાજ પ્રમાણે પરણેલી છોકરીઓને માટે આવોજ રસ્તો યોગ્ય છે, અને આ રસ્તો આપણાં પૂર્વજોએ પુખ્ત વિચાર કરીનેજ બાંધેલો છે તો તેનો અનાદર નહીં કરતાં આપણે જો તેજ પ્રમાણે વરતીશું તોજ આપણાં સગાં સંબંધ તરીકેનો સ્નેહ પણ પરસ્પર સારા રૂપમાં સદા સાચવી શકાશે. આટલીજ મારી અલ્પ મતિની બે વાત આપને કહું છું તો તેને માટે આપ કડવું માનશો નહીં. "

" નારે શેઠ ! એમાં કડવું માનવા જેવું કશું નથી. એ તો આપ રીતની વાત વદો છો, અને આજ સુધી એ બાબતમાં મારીજ ભૂલ હતી, એમ પણ હું ન્યાયની રીતે કબૂલજ કરું છું શેઠજી ! "

" ગઈ ગુજરી વાત સંભારવાની કંઇ જરૂર નથી. એ તો હોય. ભૂલચૂક પણ થાય; પરંતુ હવેથી સંભાળીને ચાલવું, એજ તમારે ને મારે વિચારવાનું છે. "

" તે આપની વાત યથાર્થ છે. "

આજ પ્રમાણે જડાવ તથા જયાગવરી–બંને વેહેવણો પણ ચપળાનાં દેખતાંજ ડાહી ડાહી વાતો કરવા મંડી, અને તેણીઓ પણ પરસ્પર સંતોષ પામી.

તેજ રાત્રિના નવ વાગતાંની ટ્રેનમાં મમતદાસ તથા જડાવ સુરત ગયાં, અને ત્યાં જઇ પોતાની પુત્રિ તથા જમાઇ મળવાના શુભ સમાચાર પોતાનાં પાડોસીઓ તથા સગાં સંબંધીઓને પહોંચાડતાં તેઓ પણ ખુશી થયાં.

---

# ચર્ક ૮૪ મું.

### દોહરો.

પતિ પત્નિ એકાન્તમાં, કરતાં સત્ય પ્રકાશ;
નીતિ શુભ સંભાળતાં, પૂર્ણ પડી છે આશ.

### એકાન્તમાં.

પરણ્યાં પછીની પહેલી રાત્રિ, પતિ–પત્નિનાં એકાન્ત વાસ તરીકે સયનગૃહમાં આજેજ પ્રાપ્ત થયલી હોવાથી મોતીલાલ તથા ચપળાનાં ચિત્તમાં પ્રેમ પંથને ગ્રંથ ગુંથાવા લાગ્યો હતો. તેમ છતાં વનવાસમાં બંનેએ જે જે આફતો વેઠેલી તેનું વર્ણન પણ એક બીજાને મોઢેથી સાંભળવાને બંને જણાં આતૂર હોવાથી,

મોતીલાલનાં પૂછવાથી ચપળાએ પોતાનાપર વિતેલી પ્રત્યેક વિટં-ખણાંની વિગત બડી બારીકીથી કહી સંભળાવી, અને તેજ પ્રકારે મોત્તીલાલે પણ પોતાની વિતેલી વાત પણ આબાદ પ્રગટ કરી દીધી, જેમ કરતાં મોતીલાલે કહ્યું કે "વહાલી ! તને હું ખાસ કરીને એટલા માટેજ ધન્યવાદ આપું છું કે, તેં તારી નીતિનો નેક ઉત્તમ પ્રકારે સાચવી રાખ્યો છે, અને તારી કિમતી કાયાનું સંરક્ષણ કરવામાં તું સૂદઢ રહી છે. જો તું નીતિ ભ્રષ્ટ થઇ હોત તો તારા પ્રત્યેનો મારો પ્રેમ પણ મંદ પડી જાત, અને તને શોધવાને માટે મેં જે શ્રમ લીધો છે, તે પણ તે વખતે તો મને ઉત્સાહ ભંગ જેવોજ મનાત ! પણ હવે તો મારો ઉત્સાહ તારા પ્રેમ પ્રત્યે પરિપૂર્ણતામાં સંધાઈ મિશ્ર થાય છે, અને હું અંતઃકરણથી માનું છું કે, તું મારી અર્ધાંગના સાચી તો ખરીજ !"

"પ્રાણનાથ ! નીતિભંગ થવાની અણી તો અનેક વાર ઉભી થયલી, પણ મારાં અંતઃકરણમાં નીતિનું મૂળ મજબૂત હોવાથી પરમેશ્વરેજ મારી નીતિનું રક્ષણ કર્યાં કીધું છે, અને તેમાં પણ વળી શ્રી ભ૰યદાસજી જેવા મહા ધર્માત્મા વૃદ્ધ સાધુના સમાગમથી પણ મારી નીતિનું અત્યંત રક્ષણ થયું છે."

"સદ્પાત્ર ને પવિત્ર સાધુ સંતનો સમાગમ સર્વ પ્રકારે સન્માર્ગ દર્શક, અને સુખદાયીજ હોય છે, માટે હવે તે સમા-ગમમાંથી નીકળયાં છતાં તેમનાં કહેલાં સદ્બોધને સમાગમ સમજીને તે સદ્બોધનોજ સમાગમ કરવાથી પણ બુદ્ધિ નિર્મળ રહેશે."

"આપની આ સલાહ મારા માથે ચઢાવીને હું તેજ પ્રમાણે વર્તિશ પ્રાણનાથ !" ચપળાએ જણા૰યું "અને મારે પીયર હવે જવાની ઇચ્છા પણ મને તો ભાગ્યેજ થશે !"

" ત્યાં પણ જરૂર પ્રસંગે જવું, તોપણ જીવ અહીં રાખવો, એજ નિયમ છે. " આમ કહીને મોતીલાલે વળી પૂછ્યું " તને સારી રીતે વાંચતાં–લખતાં આવડે છે તો તેજ પ્રમાણે ભરતાં સીવતાં પણ આવડે છે કેની વહાલી ? "

" તે તો મારી માતુશ્રીએ મને શીખવ્યું નથી ! " ચપળાએ ખરો ખુલાસો કરવામાં આચકો નહીં ખાતાં જણાવ્યું " મારાં માતા–પિતાને હું એકની એકજ પુત્રિ હોવાથી તેમણે મને લાડમાં રાખ્યાં કરી ! જે થોડો વિદ્યાભ્યાસ મેં કીધો છે, તે પણ માત્ર મારા ઉત્સાહથી ! મારા પિતા તો મને વારંવાર ટોકતાં કે 'ભણીને તારે શું કરવું છે?' અર્થાત કન્યા કેળવણીની કિમ્મત તો તેમને જાણે નહીંજ ! વળી ભરવા સીવવાનું મારી માતાનેજ આવડતું નથી તો તેણી મને ક્યાંથીજ શીખવે ? એટલે એ બાબતમાં તો હું તદ્દન અજ્ઞાનજ છું. "

" તેને માટે હરકત નહીં. મારા માતુશ્રી ભરવા સીવવાનાં કામમાં પહેલા નંબરના છે, અને તેમની સાથે તેમની આજ્ઞા પ્રમાણે રહેવાથી તેઓ તને ધીમે ધીમે શીખવી દેશે. ગૃહિણીને માટે એ હુન્નર તો ખાસ શીખવાનો છે. જેમ એક સ્ત્રીને રસોઇનો હુન્નર સારી રીતે શીખવાની અગત્ય છે, તેમજ ભરવા સીવવાના હુન્નરની પણ અગત્યજ છે. એ બધું તમે પણ જો ખંત રાખશો તો ધીમે ધીમે શીખી જશો."

" પ્રાણનાથ ! પ્રથમ મને નાટક જોવાનો શોખ ઘણોજ લાગ્યો હતો, અને તેમાંથી મારા મનપર અયોગ્ય અસર પણ થવા માંડી હતી ! તેમાં પ્રેમને લગતી બાબતોના દેખાવ જોતાંજ મારૂં ચિત્ત ચળવા માંડ્યું હતું ! તેમાંથીજ આપને ત્યાં આવવાને

પણ હું ઉશ્કેરાઇ હતી. "

" મુંબઇમાં પણ સંખ્યાબંધ નાટકો ભજવાય છે, પણ મને તે મુદ્દલ પસંદજ નથી, અને તને તે જોવાની આજ્ઞા પણ હું આપી શકું તેમ નથી ! કેમ, નાટક જોયાં વગર તો ચાલશેની વહાલી ? " કહીને મોતીલાલે તેણીને હસીને વહાલથી પૂછયું " નાટક નહીં જોશે તો કંઇ તારા જીવને મ્હોટી ખોટ આવવા જેવું તો નહીં લાગેની ? "

" આપ જીવનહાર–પ્રાણાધાર–દિલદાર મળ્યાં પછી બીજાં બધાં વિના ચાલશે, પરંતુ માત્ર આપ વિનાજ નહીં ચાલે ! "

" ખરી ઉસ્તાદ ! વાણીચાતૂરી તો સારી છે ! વાણી મધુરી છે ! પણ આ બધી ચાલાકી નાટક જોઇને શીખી ગઇ હશે ! એમ કેની ? "

" થોડું એમ તો ખરૂંજ તો વળી ! " ચપળા પણ હસીને બોલી ઉઠી, અને પછી વળી શુદ્ધ ભાવે કહ્યું " પરંતુ જે પણ શીખી હોઇશ તેનો ઉપયોગ તો આ પ્રાણનાથ પાસેજ કરવાનો છેની મારા વહાલા ! "

" અલબત ! એજ સારી સમજણની નિશાની છે ! "

આ પ્રમાણે અનેક પ્રકારની વાતોમાં તેમની પહેલી રાત્રિ આનંદમાં પસાર થઇ, અને તે પછી તેઓનો સંસાર સર્વ પ્રકારે સુખદાયી નીવડયો.



